# ગૂજરાત શાળાપત્ર.

પુસ્તક. ૧૬ મું. જાન્યૂઆરી. સને ૧૮૭૭. અંક ૧ લો.


## जयश्री कैसरे हिंद.

સને ૧૮૭૭ ના બેસતા વર્ષનો દિવસ હિંદુસ્તાનના ઇતિહાસમાં
નોંધી રાખવા જોગછે. આ સાલના જાનેવારી માસની પહેલી તારીખે
વિક્ટોરિઆ રાણી ઉપર લખેલો ખિતાબ ધારણ કરેછે. આ દિવસે ઈં-
ગ્લાંડની કીર્તિ શિરોબિંદુએ પહોંચેછે, અને હિંદુસ્તાનનો ઉદય થવાના
ચિન્હ ભવિષ્યમાં રાજવેત્તાઓની સૂક્ષ્મ દૃષ્ટિએ પડેછે. આ દિવસથી
હિંદુસ્તાનનો સંબંધ ઈંગ્લાંડની રાણી જાદલાદી તરેહનોજ બંધાયછે. અંકમાં
આજે ઈંગ્લાંડનો સૂર્ય હિંદુસ્તાનમાં મધ્યાહ્ન પ્રતાપથી પ્રકાશેછે. ીઓ.

કૈસરે હિંદ, એ ફારસી ભાષાનો સામાસિ... ...કરી. હવે એ ઉપરાંત
હિંદ એટલે હિંદુસ્તાનનો કૈસર. કૈસરનું મૂળતનો આજ વિચાર ... છઇએ.
સિંહજ જણાયછે. એ શબ્દ ફોરસ્તોમાં સઘળા સમજી શકે એવી ઇબારતમાં વિર...
એવા ભાવ પણ ધારણ કરેછે, અને ...છે, તથાપિ અનેક કારણથી ઘણીવાર એવું નેક રસે
સાધારણ ઉપનામ હતું. લાટિન ભાષાઓને તેમાંના પ્રયો...સિદ્ધ કરવાને શ...તાં હશે તોજ
અપભ્રંશ રૂપે સીઝર જે બોલાયછે તેનાજ કાંઇ દોષને લીધે એમ બનેછે ... કદાપિ મોહન
ના પાદશાહોએ કાએસર શબ્દને એક ... લક્ષ આપવાનું હોયછે. અને તેમાંની કેટ... તેમનાથી
ઇતિહાસમાં સીઝર સરખો એકે પ્રતાપીણીને અથવા નજર ચૂકથી મૂકી ...છે, પણ અને તે
આજ આપણા રાણી સાહેબ ધારણ ...ં વિઘ્ન થઇ નડેછે. અને તે પોતા... માં જ-
રહિતછે અને તેથી સ્ત્રી કે પુરૂષ એ બંનેને સાઉપર જ્યાં વિસ્તારથી હુ...ર. આપ તેમના
...ો કે પ્રયોગ કરતાં નાની કે અર્થાતૂ
શકાયછે.

## જયશ્રી કૈસરે હિંદ.

### છંદ ઝૂલણા.

નોંધી નોંધી તવારીખમાં રાખ તું,
નવલ, તારીખ આ નેહ ધારી;
ઇસવી અઢારસેં ને સિતોતેરનું,
એસતું વરસ ફળ સરસ ભારી.
રાજવેત્તા જુએ ભવિષ્ય તે સૌ વદે,
હિંદઉદેનું થયું ચિન્હ આજે;
જય[1] વિજાદેવી [2]ઈંગલેશ્વરી કૈસરે-
હિંદ પરિપૂર્ણ બિંબે બિરાજે.
પ્રથમ પગલાં થયા સોળસેંમા સુરત,
સુરત વેપારીએ ખૂબ જોયું;
રાજ ધીમે ધીમે રોજ મળતું ગયું,
તૂટ્યું મુગલાઇનું તખ્ત કોહ્યું;
સાંભળ્યું દીઠું નહિ જે કદી તેહવું,
[3]શાહ શિર પાદશાહ છત્ર છાજે;
જય વિજાદેવી ઈંગલેશ્વરી કૈસરે—
હિંદ પરિપૂ[illegible]બિંબે બિરાજે.
જગતમાં જે[illegible] કુજનમાં કંપ,
ઉપ[illegible]વિર્યે, કંપનીએ કળાથી;
[illegible]ી સાફ સઘળે પડી,
[illegible] પુછી બ[illegible]નાથી.
[illegible]ણી રાજી થઇ,
[illegible]ડી આપ તાજે;
[illegible]શ્વરી કૈસરે—
[illegible] બિરાજે.
[illegible]તી લગભગ ગઇ,
[illegible]ી પ્રસિદ્ધિ;

[illegible]બ્દાર્થ એજ છે. રાણીઓને દેવી ઉપનામ અસલ
૨. ઇંગલદેશ એટલે ઈંગલાંડની ઇશ્વરી કહેતાં રાણી.
વણિક[illegible]

એક ચક્રે ચતુરાઈથી ચલવી,
  યોગમ સુગમ પાદશાહીજ સીધી.
રાવ રાણા નવાબો નમે નેહથી,
  રાણીને જાણી અધિરાજ આજે;
જય વિજાદેવી ઈંગલેશ્વરી કૈસરે—
  હિંદ પરિપૂર્ણ બિંબ બિરાજે. ૪
એજ અધિરાજ પદ આજ વદી સુખ થકી,
  સર્વ સન્મુખ શોભા વધારી;
કીર્તિનો કળશ અજવાળી ઈંગ્લાંડનો,
  લલિત નવરંગી ધ્વજ ઉપર ધારી.
આજ કૃત કૃત્ય ઈંગ્રેજનું રાજછે,
  ગગનમાં ગેબી આવાજ ગાજે;
જય વિજાદેવી ઈંગલેશ્વરી કૈસરે,
  હિંદ પરિપૂર્ણ બિંબ બિરાજે. ૫

---

## देशी उद्योगवर्धक सभाओ. भाग २ जो.

હુનરીજ્ઞાન દેશમાં ફેલાવવાની જરૂર વિષે અમે ગયા અંકમાં લખ્યું, અને તે અર્થે અમે ઉદ્યોગ વર્ધક સભાઓને હુનરી ચોપડીઓ અથવા ચોપાનીયાં પ્રગટ કરવાની પ્રથમ ભલામણ કરી. હવે એ ઉપરાંત એ અર્થે શું શું કરવું જોઇએ તેનો આજ વિચાર ... છઇએ.

એ હુનરી ચોપડીઓ સઘળા સમજી શકે એવી ઇબારતમાં વિ... નેક રસે લખવાની ભલામણ કરીછે, તથાપિ અનેક કારણથી ઘણીવાર એવું ... હશે તોજ કે વાંચનાર ચોપડી વાંચીને તેમાંના પ્રયો... સિદ્ધ કરવાને શ... કદાપિ મોહન નથી. બહુધા તો એ ગ્રંથનાજ કાંઇ દોષને લઇને એમ બનેછે ... તેમનાથી કરતાં હજારો વાત ઉપર લક્ષ આપવાનું હોયછે, અને તેમાંની કેટ... અને તે વાત ગ્રંથકાર નજીવી જાણીને અથવા નજર ચૂકથી મૂકી દેછે, પણ ... માં જ- કરનારને તો તે મહા મોટું વિઘ્ન થઈ નડેછે. અને તે પોતા... તેમના ફતેહ પામતો નથી. માટે અમે ઉપર જ્યાં વિસ્તારથી હુનરી ચોપ... અર્થાત્ લખવાનું કહ્યું ત્યાં અમારો એ અર્થ હતો કે પ્રયોગ કરતાં નાની કે

જેજે વાતો ઉપર લક્ષ આપવાનું છે તે સઘળી વાતોની તેમાં ઘટતી સૂચના કરવી. આ પ્રકારના દોષથી હુનરી ગ્રંથ ક્યારે દૂર થાય, કે તેનો બનાવનાર પ્રથમ જાતેજ તે સઘળા પ્રયોગ કરી જોય, અને પછી જેજે મુશ્કેલીઓ નડે તેનો વિચાર કરી ખુલાસા બંધ લખે. જાતે પ્રયોગ કરી જોયા વિના પ્રયોગમાં કેવી કેવી હરકતો નડી શકેછે તેનો વિચાર વિદ્વાનને પણ પૂરેપૂરો આવી શકતો નથી, આ ઉપરથી એમ પ્રાપ્ત થાયછે કે હુનરી ચોપડીઓના લખનારે જાતે પ્રયોગ પ્રથમ કરીજોવા જોઇએ. પણ હાલ જ્યાં આટલી ઉતાવળ ચાલી રહીછે, અને કાંઈ કરવું કાંઈ કરવું એજ સર્વત્ર પોકાર ઉઠી રહ્યોછે, ત્યાં આટલા બધા પાકા પાયા ઉપર કામ ઉઠાવવાનું ભાગ્યેજ કોઇને રૂચશે, અને એ જાણીને અમે પ્રથમ પ્રયોગો કરવાની ભલામણ ન કરતાં ઉપયોગી હુનરી જ્ઞાન ફેલાવવાને સારૂ ચોપડી ચોપાનીયાં પ્રગટ કરવાનું કહ્યુંછે. અને એવી ચોપડીઓ ફેલાયાથી એટલો નહિ તો પણ કેટલોએક ફાયદો તો બેશક થશેજ. આ પ્રસંગે એ બાબત વિશેષ સૂચના આપવાની એ છે કે ગ્રંથકાર જાતે પ્રયોગ પ્રથમ ન કરી જોય, તો પણ જાણે પ્રયોગ કરવાજ પોતે બેઠો હોય એવી રીતે સૂક્ષ્મ દ્રષ્ટિથી સઘળી વાતોના અનેક ગ્રંથો જોઈ ખુલાસો કરતા રહેવું.

આ રીતે કદાપિ પ્ર[illegible]પેહેલાં પ્રયોગ વિષેના ગ્રંથો પ્રગટ કરવાની અમે છૂટ આપી, તો પણ આ સભાઓએ પ્રયોગ બીજાનેજ સ્વાધીન કરી નિરાંતે બેસવું એમતો અમારો વિચાર નથી. પ્રથમ નહિતો પછીથી, સઘળા નહિ તો મુખ્ય મુખ્ય, પણ એ સભાએ પ્રયોગો તો કરી બતાવવાજ [illegible] એમ કરવાથી ઘણા ફાયદા થાયછે. મોટો ફાયદો તો એ છે કે [illegible]થી લોકોના મન હુન[illegible] તરફ ઘણાં ખેંચાશે. હજારો ગ્રંથો કરતાં [illegible]ોગસ્થળ લોકોમાં હુનરનો શોખ પેદા કરવાને હજારગણું [illegible]તમાનછે. મહીને પંદરે દહાડે જ્યારે એવી સભા મળે, ત્યારે એકાદો પ્રયોગ કરી બતાવે, તો હાલ સભાઓમાં જે શૂન્યકાર જ-[illegible] તેને ઠેકાણે એક નવોજ દેખાવ નજરે પડે. લોકો પોતાની મેળે [illegible] દોડતા આવશે, અને તેની સંખ્યા એટલી બધી થઇ પડશે કે [illegible] લાગેછે કે હાલ જે નાના દીવાનખાનાઓમાં સભા ભરાયછે [illegible]કાણે ખુલ્લા મેદાનમાં માંડવા નાંખી ભાષણો આપવાં પડશે.

હાલ જે ગણ્યા ગાંઠ્યા દશવીશ ઇસ્કોલિયાઓજ ઘણું કરીને સભામાં સદા દેખાયછે તેને બદલે કારીગર અને વેપારી લોકોનાજ થોકે થોક ત્યાં જોવામાં આવશે. હાલ જેમ સઘળા ભાષણોનું હાર્દ સાંભળનારના આ કાનમાં પેસી બીજા કાનમાંથી નીકળી જાયછે તેમ થવાને બદલે એ બોધ સાંભળનારના ગંભીર ચિત્તમાં ઠરશે, અને ત્યાં એવી અનુકૂળ જમીન તેને મળશે કે તે ત્યાં ઉગી ફુલી ફાલી મોટું વૃક્ષ થઇ તેનાં રૂડાં ફળ આખા દેશને ચખાડશે. પણ એમ થવાને સારૂં એ ભાષણો તે ખરે-ખરાં ભાષણોજ જોઇએ. તેમાં સાચાઈ, સ્પષ્ટતા અને અનુભવી પણું અવશ્યે આવવું જોઇએ. માત્ર ટાહેલાંથી કાંઇ વળવાનું નથી.

આ રીતે જોતાં આ સભાઓનું કામ છે કે હુનરના પ્રયોગો પોતે ખાનગી કરી જોઈ લોકોને ભાતભાતના હુનરો વિષે સપ્રયોગ ભાષણો આપવાં. એ ભાષણોમાં "આમ કરો આમ કરો" એવી મિથ્યા આ-જ્ઞાઓને બદલે "આમ થાય છે આ ફાયદોછે, સારૂં લાગેતો કરો" એવી ઢબ રાખવી જોઇએ. એ ભાષણોની મતલબ હુનરીજ્ઞાનનો પ્રકાશ અને અમુક હુનરના વ્યાપારી લાભ બતાવવા એજ મુખ્ય રાખવી જોઇએ. આવા કામમાં જુસ્સાને બદલે શાંતતાની વધારે જરૂરછે. એ ભાષણો વિશેષે કરીને મોહનશૈલીના નહિ પણ બોધન શૈલીના હોવા જોઇએ. દેશાભિમાન સાથે સંભાષણ કરવા કરતાં સાંભળનારની અર્થ બુદ્ધિનેજ સમજાવવું એ આવા કામમાં વધારે સારૂં અને સહામતી ભરેલુંછે. આ વિષય જે અર્થવિદ્યાનો છે તેમાં સ્વભાવિક પ્રાધાન્યજ અર્થબુદ્ધિનું છે. વેપારીને લાભના માર્ગ બતાવો, અને નિશ્ચય તે પક-ડયા વિના નહિજ રહે. તેમ વ્યાપારી બુદ્ધિવાળાની આગળ અનેક રસે લપેટી એક વાત મૂકો, પણ તેમાંથી લાભની સુગંધ નીકળતી હશે તોજ તે તેને ગળે ઉતરશે. વ્યાપારી બુદ્ધિવિનાના માણસો કદાપિ મોહન શૈલીથી મોહ પામે, અને યાહોમ કરવાને તૈયાર થાય, પણ તેમનાથી શું વળવાનું હતું? વ્યાપારકે હુનર એ તેમનો વિષયજ નથી, અને તે છતાં કદાપિ તેમાં પડ્યાં તો મીઠા પાણીનું માછલું ખારા પાણીમાં જ-ઇને જેવા આહાલને પામેછે તેવાજ તેમના આહાલ થશે. અને તેમના ઉપર જેમણે આશા બાંધી હોય તેમને જરૂર નિરાશ થવું પડશે. અર્થાત્

આ ભાષણો અર્થ બુધ્ધિને અનુસરતાંજ હોવાં જોઇએ, અને તેમ થવાને સારૂ તેમાં પ્રયોગો કરી બતાવવા એ એક અવશ્યનું અને મુખ્ય અંગ ઠરેછે.

કદાપિ કોઇને એમ લાગશે કે, આપણી ઉદ્યોગવર્ધક સભાઓને અમે આ ઘણું વિકટ કામ બતાવીએ છઇએ, પણ અમે તો ધારીએ છઇએ કે એ કામ વિકટ નથી. એ કામ એ સભાઓ સહેલથી કરી શકે એવું છે. એમાં પૈસાનો અથવા ઝાઝા પૈસાની કાંઇ ખપ પડે એમ નથી. વર્ષે દહાડે પ્રયોગોમાં સો બસેં રૂપિયા બગાડે તો બસ છે, અને એટલા રૂપિયા તો સભાસદો પાશે જુજ વાર્શિક લવાજમ લે, તોપણ ઉપજ થઇ શકે; અને જો એ પ્રમાણે એ પ્રયોગો કરી બતાવવાનું કામ એ સભા થોડા મહીના પોતાની મેજે ફતેહમંદીથી ચલાવી શકશે, તો અમને ભરોસો છે કે દેશમાં પરમાર્થ તથા સુધારાની બુદ્ધિવાળા ઘણા પુરૂષોછે તેમની તરફથી નાણાની ભેટ વખતે વખત આવ્યા વિના નહિજ રહે. માટે નાણાની હરકત તો નથી. કદાપિ કોઇ એવું કહે, કે એટલાં જુજ નાણાંભાગી તો એ સભા બીહીતી નથી પણ એ પ્રયોગો કરી શકે એવા માણસો ક્યાંથી લાવવા, તો તેના જવાબમાં અમે કહીએ છઇએ કે એ બાબતનો કેટલો એક ખુલાસો, તો સભાસદ કેવા જોઇએ એ પ્રકરણમાં અમે કરી ચૂક્યા-જ છઇએ, અને ત્યાં કહ્યું છે તે પ્રમાણેના જો સભાસદો મેળવવા તર્ફ લક્ષ રાખ્યું હશે તો આ કામ કરતી વેળા સભાને કાંઇ પણ મુશીબત નહીં પડે. વળી હુનરોના પ્રયોગો કરી બતાવવાનું કામ જેટલું અઘરૂં ધારવામાં આવેછે તેટલું નથી. ઈંગરેજી ભાષામાં એ બાબત અનેક ગ્રંથો છે, અને તે ઘણું કરીને એવી સહેલી ભાષામાં લખાએલા છે કે જેને ઈંગરેજીનું સાધારણ જ્ઞાન છે તે પણ સમજી શકે. તેમજ ઘણા હુનરી કામમાં શાસ્ત્રના ઘણાં ઊંડા મર્મ જાણવા પડતા હોય એમ પણ નથી. સાધારણ ઈંગરેજી કેળવણીની સાથે જેટલું શાસ્ત્રીય જ્ઞાન હાલ આપણા દેશમાં અપાય છે તેટલુંજ ઘણું કરીને એ હુનરી કામો સમજવાને બસછે. માત્ર અવશ્યનું શું છે, કે પ્રયોગો કરવાનો શોખ અને શાંત બુદ્ધિ. એ બે ગુણ વડે સાધારણ ઈંગરેજી ભાષાના જ્ઞાન વાળો હુનરના પ્રયોગો નિર્વિઘ્નપણે કરી શકશે એમ અમે તો ખાત્રીથી કહી શકીએ છઇએ.

અલબત પ્રયોગ કરનારમાં હોંશ અને ખંત તો જોઇએજ, પણ અમે ધારીએ છઇએ કે એ સભામાં જે જે ગૃહસ્થો આગળ પડેછે તેઓ આ ગુણ રહિત હોય એમ ધારવુંજ અશક્ય છે. હોંસ અને ખંત નહિ હોય તો તે આવાં કામ ઉઠાવેજ શું કામ?

બધા પ્રયોગો એકજ સભાસદે કરવા એમ અમારો કહેવાનો હેતુ નથી. એમ કરવા જેટલો તો તેને અવકાશ મળેજ નહિ, અને એટલું બધું તેની પાસેથી માગવાનો આપણે હક પણ નથી. પરંતુ એ પ્રયોગોનું કામ આઠ દશ આગળ પડતા અને બધી રીતે યોગ્ય સભાસદોમાં વહેંચી નાંખવું જોઇએ. કોઈ પણ માણસને એક કરતાં વધારે પ્રયોગનું કામ એક વખતે સોંપવું નહિ. હવે એક માણસ પ્રયોગ પોતાની મેળે સિદ્ધ કરવા જેટલો વખત તો કહાડી શકે ખરો. જો દર રોજ તે એકેકો કલાક આ દેશહિતના કામની પછવાડે કહાડે તો થોડી મુદતમાં તેનો પ્રયોગ સિદ્ધ થાય અને જો એટલો વખત પણ કોઇ માણસ પોતાના દેશના કામમાં અર્પણ કરવાને રાજી નથી, તો તે આ સભાને યોગ્ય નથી, તે દેશ હિતેચ્છુ નથી, પણ સ્વાર્થી ઢોંગ કરનાર મિથ્યા માનનો ભૂખ્યો પરાજીખોર પાપી છે. જેના દિલમાં દેશની દાઝ છે અને ઉપર કહી તેટલી શકિત છે, તે કદી પણ આટલું કામ પોતાને માથે લેવાની ના નહિ પાડે.

એ રીત પ્રયોગો સિદ્ધ કરવા એ આ સભાઓથી સહેજ બની શકે એમ છે. એ પ્રયોગો જેમ જેમ સિદ્ધ થતા જાય તેમ જાહેર સભાઓ જાહેર જમાઓમાં (પુસ્તકશાળાઓમાંજ નહિ) મેળવી હેતથી પ્રસિદ્ધ કરવા, અને તેની જોડે ઘટતું ભાષણ આપવું. ભાષણ થઈ રહ્યા પછી કોઇને કોઈ પણ જાતની શંકા હોય તો તેનું નિરાકરણ કરવું, અને ન થતું હોય તો કહેવું કે એનો ખુલાસો વધારે તપાસ કર્યા પછી કરીશું. અહંભાવ અને દંભ મૂકી એક બીજા સાથે મળી જવું, અને જાણે એક કુટુંબ ઘરકામનો વિચાર કરવાને ભેગું થયું હોય તેવી રીતે બધાએ પોતાના દિલમાં દાઝ અને શાંતિ રાખવી. કોઇએ કાંઈ પણ મમત્વ ન રાખતાં જે કામ આરંભ્યું છે તેનીજ બુદ્ધિ તરફ તન મનને ધનથી મંડવું અને ઈશ્વરની સહાયતાથી એ રીતે આપણી સઘળી આશાઓ ફળીભૂત થશે. (તથાસ્તુ!)

(અધુરૂં.)

# કેળવણી ખાતાની ખબરો.

સ્વસ્થાન વળાના મુખ્ય કારભારી રા. રાજેશ્રી બજુભાઈ મણીશંકર ગોપનાથથી વળા જતાં એક દિવસ શિહોરમાં રહેલા તે દરમીઆન એ-ટલે તા. ૨ જી મે ૧૮૭૬ ને રોજ અંગ્રેજી નિશાળના છોકરાઓની પ-રીક્ષા લીધી અને ૩૨) ની મીઠાઈ વહેંચી અને ગરીબ છોકરાઓને કા-ગળ કોપી બુકો અને ચોપડીઓની મદદ દાખલ રૂ ૫) પાંચ રૂપીઆ આપ્યા. પોતાના તાલુકાના ગામોમાં ઉતેજન આપવું તે તો સ્તુતી પાત્ર છેજ પરંતુ મારગમાં પરતાલુકાનાં ગામોમાં પણ ઉદાર શક્તિ બતાવી ઉત્તેજન આપવું એ દાખલો ખરેખર ગૃહસ્થોએ ગ્રહણ કરવા યોગ્ય છે

Bhansankar J. Pandya,

શીહોર એ. વ. સ્કુલના હેડમાસ્તર.

---

જા. નં. ૪ સન ૧૮૭૫-૭૬

મોજે ઈલાવની સ્કુલમાં અત્રેના મોબેદ શેઠ નસરવાનજી ફરામજી એ પોતે ખુશીથી દરમાસે રૂ૦-૧૨-૦ અંકે બાર આના આપી છોકરા-ઓને પાણી પાવાને પરબ ચા{ર} માસ ઉનાળાને વાસ્તે મંડાવેલી છે પ-ણ આશા રાખીએ છીએ{ કે} તે માણસે પારસીના છોકરાઓને વાસ્તે ઉદારતાથી એ કામ પાણી પવરાવવાનું માથે લીધેલું છે. તે બારમાસ જારી રાખશે ને એમની પણ બારેમાસ જારી રાખવાની ઈંતેજારી જ-ણાય છે.

સહી ગોવીંદરામ રામચંદ્ર મેતાજી ઈલાવ.

---

જાવક નંબર ૪૩૨ સને ૧૮૭૬-૭૭.

તાલુકે ઓરપાડ મોજે કદ્રામાની નિશાળમાં મેહેરબાન સુરત જી-લ્લાના કલેક્ટર સાહેબે તા. ૧૮ મી ડીસેંબર સન ૧૮૭૫ ને રોજ પરી-ક્ષા કરી રૂ૧-૬-૦ ની ચોપડીઓ વહેંચી—મોજે ઢઉની નિશાળમાં રા-દેર મ્યુનીશીપાલીટીના સેક્રેટરી સાહેબે તા. ૨૮ મી ડીસેંબર સન ૧૮૭૫ ને રોજ પરીક્ષા કરી રૂ૦-૧૨-૦ પતાસાં વહેંચ્યાં તથા મીસ્તરે પેન સુ-

ન્યર કોસ્ટ ગાર્ડ ઇન્સ્પેકટર સુરતનાએ તા. ૨૫ મી જાનેવારી સન ૧૮૭૬ ને રોજ ૩૫) ની ચોપડીઓ, તથા પતાસાં વહેંચ્યાં. તથા મુંબઈના રેહેવાશી શેઠ ભીખાજી નવરોજજીએ તા. ૧૪-૨-૭૬ ને રોજ ૩૨-૮-૦ ની ચોપડીઓ વહેંચી—મોજે કદ્રામા નિશાળમાં તા. ૧૯-૨-૭૬ ને રોજ પટેલ ગોવન દેવાસે ૩૦-૮-૦ પતાશાં વહેંચ્યાં—મોજે મોરથાણની નિશાળમાં તા. ૯ ફેબ્રુઆરી સન ૧૮૭૬ ને રોજ ઓરપાડના પેહેલા કારકુન વ્યંકટનાથભાઈ શીવનાથે ૩૦-૮-૦ નાં પતાસાં વહેંચ્યાં. તથા રામભાઈ ભીખાભાઈએ ૩૦-૮-૦ તથા મેહેતાજી મગનલાલ છગનલાલે ૩૦-૮-૦ મળી ૩૧) ની ચોપડીઓ તથા પતાસાં તા. ૨૩ મી મારચ સન ૧૮૭૬ ને રોજ વહેંચ્યાં—મોજે જોથાનની નિશાળમાં ગામના મેમબરોએ તા. ૨૯ મી ફેબ્રુઆરી સન ૧૮૭૬ ને રોજ પરીક્ષા કરી સાકર વહેંચી—માંડવી તાલુકા સ્કુલમાં તા. ૧૩ મી જાનેવારી સન ૧૮૭૬ ને રોજ વણાના ઠાકોર શ્રી ઝાલા ઠાકોર હમીરશીંગજીએ ૩૨) નાં પતાશાં તથા મુનીશીપાલીટીના મેમબર શેઠ મોતીભાઈ નરશઈદાસે ૩૦-૮-૦ ની તથા તલમાંડવીના ઠાકોર શ્રી વાસંદીયા હમીરશીંગજીએ ૩૧) ની મળી ૩૧-૮-૦ ની ચોપડી મળી જુમલે ૩૩-૮-૦ નું વહેંચ્યું—તાલુકે બારડોલી એજન્ત કન્યાશાળામાં મેહેરબાન કલેકટર સાહેબ તા. ૨૮ મી જાનેવારી સન ૧૮૭૬ ને રોજ મીઠાઈ ૩૨) ની તથા ચોપડી ૩૧-૯-૦ ની મળી ૩૩-૯-૦ નું વહેંચ્યું—મોજે બુહારીની નિશાળમાં રાજેશ્રી દેશાઈ ગોવનજી દાજીભાઈના તરફથી દેશાઈ ડાહ્યાભાઈ મોરારજીએ તા. ૮ મી મારચ સન ૧૮૭૬ ને રોજ ૩૧૪) નાં નર્મકોસ પુસ્તક ચાર વહેંચ્યાં તે દરમીઆન છોકરાઓને નંગ ત્રણ તથા મેહેતાજીને નંગ એક આપ્યું. કુલ ૩૩૨-૧૧-૦ તથા મોજે વરાડ તાલુકે બારડોલીની નિશાળમાં તા. ૧૩ મી ફેબ્રુઆરી સન ૧૮૭૬ ને રોજ સુરત જીલ્લાના કલેકટર સાહેબ ૩૧) ની ચોપડીઓ વહેંચી. જુમલે ૩૩૩-૧૧-૦

Mohanlal R.

ડી. એ. ઇન્સ્પેકટર સુરત વિભાગ.

---

મહીકાંઠા તથા પાલણપુર ઇલાકાની નિશાળોમા ઇનામ વહેંચાયું તેનું પત્રક. વરસોડા—રૂપીરાજે રૂ૨)ની મીઠાઈ—તીરમાલી થાણદાર દામોદર અમરતલાલ તરફથી રૂ૫-૫-૦ની ચોપડી તા. મીઠાઇ—ઇલોલ કામદાર દલુચંદ પાનાચંદ તા. ત્રીકમલાલ હરસુખરામ તરફથીરૂ૧-૮-૦ પોસીના રાવબાહાદુર ઓછવરામ મીઠારામ તરફથી રૂ૨)ની મીઠાઇ. થરા—ઠાકોરશ્રી તરફથી રૂ૨) તથા બારોટ દતરામ તરફથી રૂ૦-૮-૦ થરાદ—થાણદાર જુમાફતેચંદે ઉનાળામાં પાણી પાવાનો તમામ ખરચ આપ્યો—દીસા તેહેસીલદારના કારકુન તરફથી રૂ૦-૮-૦ કુંવરશ્રી અભે-સીંગજી તરફથી રૂ૩-૦-૦ નાં મીઠાઇ તથા થાણદાર જુમા ફતેચંદ મબા રામચંદ તથા મેહેતા મબાચંદ વગેરે તરફથી રૂ૨-૦-૦ પારેખ આંબા મોતી તરફથી રૂ૧-૦-૦ તથા મેમબર નેમજી ખુસાલ અને ગાંડારામ તરફથી રૂ૧-૦-૦—પાલણપુર કન્યાશાળા—આકટીંગ એ.ઇ-ન્સ્પેકટર મેહેરબાન જાઇલ્સ સાહેબ તરફથી રૂ૨-૦-૦ ની મીઠાઈ—ઇડર કન્યાશાળા સાહેબ મોસુફ તરફથી રૂ૨-૦-૦ ભરતના કામ સારૂ માણસા ઠાકોર શ્રી રાજસંગજી તરફથી રૂ૧૦-૦-૦ મેહેતાજીને પાઘડી ને બીજુ છોકરાઓને રૂ૨૫)નું ઇનામ—એડ બ્રહ્મા સરવાઇ ખાતાનો નામતાણદાર ફુલભદાસ વીઠ્ઠલદાસ તરફથી રૂ૧-૦-૦ની મીઠાઇ—મુડેટી અમનગરના વહીવટદાર જમીએતરામ સીમાડા કામદાર ચીમનાજીરાય અને પાટણના દેસાઈ સીવધર વણારસી તરથીરૂ૬-૦-૦તેમાંથીરૂ૩-૦-૦ નાં ચોપડી રૂ૨-૦-૦ની મીઠાઈને રૂ૧-૦-૦ મેહેતાજીને પાઘડી...ટી-ટોઈ ગાંધી હરજીવન કુંવરજી એ રૂ૧-૦-૦મીઠાઈ —ઇડર કન્યાશાળા માહારાજશ્રી. કેશરીસંગજી સળુંભર પરણી આવ્યા તેહેની ખુશાલીમાં રૂ૧-૦-૦ ની મીઠાઇ તથા રૂ૩-૦-૦ની પાઘડી મેહેતાજીને—હળદર-વાસ ટલાટી જીવણલાલ વીઠલદાસ દેસાઇ તરફથી રૂ૨-૦-૦ શા. છ-ગન ભીખારીદાસ તરફથી રૂ૨)—સ્વસ્થાન ધ્રાંગધરાના કુંડના ગામના કારભારી મોરારજી ખુસાલજી તરફથી રૂ૧) પરીક્ષા કરી ખુશી થઇ આપ્યા.

તાલુકે ટીંટોઇના નિશાળના નવા મકાનનું વાસ્તુ તા. ૧૦મી મે સ.૧૮૭૯ને રોજ કીધું તે વખત નીચેના ગ્રહસ્તો તરફથી ઇનામની રકમ

આપવામાં આવી હતી.

૫-૮-૦ ઠાકોર નામાજી બીહોલજી ૩) ટીટોઇના માહાજન સમસ્ત તરફથી ૧-૮-૦જપતીદાર પોચાલાલ ૦-૮-૦ શા. અમરચંદ દયાચંદ ૧) દાણી મોહનગરજી ૦-૮-૦ મોદી ભુખણ મનોર ૦-૮-૦ ટીટોઇના પોષ્ટમાસ્તર ૨-૪-૦ પરચુરણ ગ્રસ્થો તરફથી ૦-૮-૦ મુખીપટેલ દયાળજી ૦-૮-૦ મેમબર રાયચંદ ૧૭-૪-૦

ઉપલી રકમમાંથી મેહેતાજી મુળચંદને ૩૪)ની પાઘડી મોનીટર મુળજીને ૩૦-૧૦ મોનીટર મગનને ૩૦-૪-૦ મીઠાઇ ૩૧-૪-૯ છોકરાઓને ચોપડી ૩૧૦-૯-૩એ પ્રમાણે ખરચ કરવામાં આવેલું તથા છોકરાને વાજતે ગાજતે નવા મકાનમાં લેઇ ગયા હતા.

હલદરવાસ તાલુકે ઘોડાસરની નિશાળના નવા મકાનનું વાસ્તુ તા.૩ ૮-૭૬ને રોજ કરવામાં આવ્યું તે વખત નિશાળના છોકરાઓને જુની નિશાળમાંથી નગારા નીશાન સાથે વાજતે ગાજતે નવી નિશાળમાં લેઇ ગયા તે વખત લોકોની ઠઠ ભારે મળી હતી છોકરાઓને શોભીતા કપડાં પેહેરાવ્યા હતા રસ્તામાં હારબંધ કવિતા ગાતા ગાતા ગયા હતા અને નિશાળમાં ગયા બાદ છોકરા અને છોડીઓને કેલવણી આપવાના ફાયદા ઉપર ભાષણ વાંચવામાં આવ્યું હતું ને નીચેની વિગત મુજબ લોકોએ ખુશીથી નાણાની ટીપ ભરી તેને વાસ્તુના કામમાં વાપરી હતી.

૧૬) માહાજન સમસ્ત તરફથી ૫) ટલાટી જીવણલાલ ૩)મેહેતાજી નથુભાઇ ૩૧૦) બ્રાહ્મણ સમસ્ત તરફથી ૩૫) પોલીસ પટેલ અવચળભાઈ ૩૨) દવે હરજીવન ૩૧) શા ભગવાનદાસ નથુભાઇ તરફથી ૦-૧૨-૦ ભાવસાર કીશોરશા પુંજાભાઇ ૦-૮-૦ શા. કાનદાસ જોઈતાદાસ તા. શા. ભીખારીદાશ તરફથી. કુલ. ૩૪૩-૪-૦

એમાંહેથી બ્રાહ્મણની ચોરાસી તા. છોકરાને જમાડવામાં ૩.૪૦) પતાસાના ૩૩) તા. પરચુરણ ખરચના ૩૪)નો ખરચ કરવામાં આવ્યો હતો.

આ ગામના ટલાટી જીવણલાલ પટેલ અવચળભાઈ તથા મહાજન લોક તરફથી નિશાળના કામમાં હમેશાં ભારે હોંસ બતાવવામાં આવેછે તેથી ખૂશ થઈ અમે તેમને સાબાશી આપીએ છીએ.

વારષીક પરિક્ષા વખત અપાએલા ઇનામની યાદી. ઈડરતાલુકાસ્કુલ. ઇડર. દરબાર તરફથી રૂ૪૭-૧૫-૬ બડોલી—ઈડર દરબાર તરફથીરૂ૯-૮-૬ મુડેટી ઠાકોર ઇંદ્રભાણજી તરફથી રૂ૬-૧૫=૬ ચોટાસણ ઇડર દરબાર તરફથી રૂ૬-૧૪-૦ એડબ્રહ્મા ઈડર દરબાર તરફથી રૂ૧૩-૯-૬ પોસીના રૂ૪-૧૨-૦ઈડર દરબારતરફથી—સાબળ ઇડરદરબારથી રૂ૬-૯-૦ વરસોડા ઠાકોરશ્રી કીશોરસીંગજી તરફથી રૂ૫-૯-૦ વરસોડા ઠાકોરશ્રી કીશોરસીંગજી તરફથી રૂ૫-૯-૦ વાસણા વાસણાના ઠાકોરશ્રી તરફથી રૂ૫) માણસા ઠાકોરશ્રી રાજસીંગજી તરફથી રૂ૨૨) બેરણા ઈડર દરબારથી રૂ૪-૬-૦ ગાબટ ઈડર દરબારથી રૂ૧૩-૧૪-૬ અમનગર ઈડર દરબારથી ૧૧-૧૪-૦ અમનગરે કન્યાશાળા ઈડર દરબારથી રૂ૨ ૮-૦— ઇલોલ. ઇલોલ દરબાર તરફથી રૂ૫-૪-૦—સાઠંબા ઠાકોર શ્રી અજબસીંગજી તરફથી રૂ૬-૦-૦—આમલીઆરા ઠાકોરશ્રી અમરસીંગજી તરફથી રૂ૧૨-૦-૦—નીરમાલી સ્કુલફંડમાંથી રૂ૫-૧૦-૦—રખીઆલ એજન રૂ૩-૨-૦—સાત્રાઇ એજન રૂ૪-૧૩-૬—ખાનપુર એજન રૂ૩-૦-૦—કરંજોદરી રૂ૨-૮-૦ મહોસા સ્કુલફંડમાંથી રૂ૮-૧૪-૬—પોરડા એજન રૂ૧-૧૧-૬—જેહુર એજન રૂ૪-૦-૩—કપરૂપુર એજન રૂ૧-૯-૦ ઘોડાસર ઠાકોરશ્રી સુરજમલજી તરફથી રૂ૧૫-૨-૦—હલદરવાસ એજન રૂ૧૨-૨-૦ બાયડ. ઇડર દરબાર તરફથી રૂ૭-૬-૦—ટીંટોઇ ટીંટોઇ દરબાર તરફથી રૂ૧૦-૯-૦—પેથાપુર ઠાકોર શ્રી હીમતસીંગજી તરફથી રૂ૧૦-૮-૦ રાઅગઢ ઇડર દરબારથી રૂ૪-૭-૦ સતલાસણ સીમાડા કામદાર લક્ષ્મણરાવ સખારામ તરફથી રૂ૩-૦-૯—જોટાણા સ્કુલફંડમાંથી રૂ૪-૦-૦ હડીઓલ ઇડર દરબાર તરફથી રૂ -૨ ચોઇલા એજન રૂ૧૧-૧૪-૦પુનાદરા પુનાદરા દરબાર તરફથીરૂ૬-૦-૦ ખડાળ મીઆ શ્રી દરબારસીંગજી તરફથી રૂ૧૧-૦-૦—ડભોડા સ્કુલ ફંડમાંથી રૂ૬-૧૪-૦— તારીખ ૨૪ માહે અગસ્ટ શને ૧૮૭૬ મુ.સાદરા

---

જા. નં. ૩૦૫ સન ૧૮૭૬-૭૭

ગોહીલવાડ પ્રાંતમાં તા. ૧લી જાનેવારી સન ૧૮૭૬ થી તા. ૩૧ માર્ચ સુધી જે જે નીશાળોમાં ઇનામ અપાયાં છે તે નીચે મુજબ.

ગઢાલમાં સોનગઢના થાણદાર સાહેબ આજમ પરસોતમ વીઠલદાસે તા. ૨ જી ને રોજ પધારી છોકરાઓને રૂ૦-૮-૦ ની મીઠાઈ વહેંચી. એજ નીશાળમાં સોનગઢના માજી થાણદાર સાહેબ આજમ લાલજી કરસનજીએ તા૦ ૬ ઠી ને રોજ પધારી છોકરાને રૂ૧-૪-૦ ની ચોપડી વહેંચી—મુલતાનપર ગોહીલવાડ પ્રાંતના સબ દીપ્યુટી ઈ. સાહેબ આજમ પ્રાગજીભાઈએ વારષીક પરીક્ષા કરી તે વખતે શેઠ કેસવજી ખુશાલે રૂ૧-૦-૦ સાકર વહેંચી—વાઢા, આજમ પ્રાગજીભાઈએ વારષીક પરીક્ષા કરી તે વખતે તાલુકદારો તરફથી રૂ૧૦-૦-૦ નું ઈનામ વહેંચાયું—વાઢા કન્યાશાળા, ઉપલી તારીખે રૂ૨-૦-૦ નું ઈનામ તાલુકદારો તરફથી વહેંચાયું—ચોગઠ, કણબી કાનજી જેરામને ઘેર પુત્રનો પ્રસવ થયો તેની ખુશાલીમાં રૂ૧) સાકર વહેંચી—એજ ગામના તા. ૩ જીને રોજ સ્કુલ કમીટીના પ્રેસીડેંટ અને મહાજન વીગરે છોકરાઓની પરીક્ષા લઈ મેહેતાજીને રૂ૫)ની પાઘડી બંધાવી ગઢડા, સુખડીઆ ભગવાન હીમાએ પોતાના છોકરાને નિશાળે બેસારી રૂ૦-૮-૦ મીઠાઈ વહેંચી—લાઠી, સોરઠ પ્રાંતના સ. ડી. સાહેબ આજમ દોલતરામભાઈએ વારષીક પરીક્ષા કરી (તા. ૨૬ મીને રોજ) તે વખતે ત્યાંના ઠાકોર રાઓલશ્રી તખ્તસંગજીની વતી તેમના મુખ્ય કારભારી આજમ માણેકલાલ લાધાભાઈ રૂ૧૨-૧૦-૦ ની ચોપડીઓ તથા રૂ૩)ની મીઠાઈ વહેંચી.

ભડલી, બાબરાના થાણદાર સાહેબ આજમ ભગવાનલાલે પધારી છોકરાને રૂ૧૪-૧૨-૦ નું ઈનામ તથા મેહેતાજીને રૂ૧-૪-૦ આપ્યા. એ વખતે જે જે ગ્રહસ્થો તરફથી ટીપ થઈ તેમનાં નામ નીચે પ્રમાણે—

રૂ૨) થાણદાર સાહેબ આ. ભગવાનલાલ—રૂ૨) ખાચર દેવાન જીવાસે—રૂ૨) ખાચર ચાંપરાજ માણસુર—રૂ૧) ખાચર એલા મોકા. રૂ૧) ખાચર ભાયા ઓઘડ—રૂ૧) ખાચર વીરા ઉનડ—રૂ૧) ખાચર દાદા ઉનડ—રૂ૧) ખાચર ભાણા મામા—રૂ૧) બોટાદના શેઠ ડાહ્યા કરશન—રૂ૦-૮-૦ ઠકર નરશી સોમજી—રૂ૦-૮-૦ ઠકર વેલસી ગોમા. રૂ૦-૮-૦ ઠકર વેલજી જેચંદ—રૂ૦-૮-૦ ઠકર વાલજી લાધા—રૂ૦-૮-૦

ઠકર સાપુર જેઠા—૩૦-૮-૦ ઠકર વેલા રવજી—૩૦-૮-૦ ઠકર રતનશી નથુજી—૩૦-૮-૦ ઠકર મોનજી સોમજી.

જસદણ, સોરઠ પ્રાંતના સ. ડે. સાહેબ આજમ દોલતરામભાઇએ વારષીક પરીક્ષા તા. ૧૫ મી ને રોજ કરી તે વખતે નામદાર દરબાર શ્રી તરફથી રૂ૧૦) નું ઇનામ વહેંચ્યું.

વંછીઆ, આજમ દોલતરામભાઇએ વારષીક પરીક્ષા કરી તે વખતે ત્યાંના કામદાર તરફથી દરબારશ્રીની વતી રૂ૧૦) નું ઇનામ નીચે પ્રમાણે આપ્યું.

૪-૪-૦ છીંટ. ૩-૧૨-૦ રૂમાલ. ૨-૦-૦ મીઠાઈ.

માહે ફેબ્રુઆરી.

ઝાંઝમેર તા. ૨૪ મીને રોજ સંસ્થાન ભાવનગરના વડા ન્યાયધીશ સાહેબ આજમ વિદ્યારામભાઇએ પધારી ૩૦-૮-૦ મીઠાઈ વહેંચી—વાઠા કન્યાશાળા, મુંબઇના ખોજા અલીમામદ ભીમજીએ કન્યાઓની પરીક્ષા લઈ રૂ૫) નું ઇનામ વહેંચ્યું—એજ નીશાળમાં તા. ૭ મીને રોજ વાઠાના થાણદાર સાહેબ આજમ પરમાનંદદાસજીએ પોતાને ઘેર પુત્ર પ્રવેશની ખુશખબતીમાં રૂ૬) નાં લુગડાં તથા ૩૦-૮-૦ ની મીઠાઈ છોકરીઓને વહેંચી—ધારૂકા તા. ૨૨ મી ને રોજ પ્રગણે ઉમરાળાના પોલીસ ફોજદાર સંતોકરામ ઝવેરીલાલ વગેરેએ પધારી છોકરાઓને આના આઠની મીઠાઈ વહેંચી—ચોગઠ, સંઘવી મોતી સામજીએ ૩૦-૮-૦ની મીઠાઈ વહેંચી—લાખણકા, નીચે પ્રમાણે ટીપ કરી ઇનામ આપ્યું.

રૂ૬) દરબારશ્રી અએરાજજી—રૂ૧) કુંવરશ્રી દીપસંગજી—રૂ૧) કુંવરશ્રી રામસંગજી—રૂ૧) પારેખ મોતી ગંગા—રૂ૧) રજપૂત ભગવાન રાજા કુલ રૂ૧૦) માંથી રૂ૬) ની છોકરાને ચોપડી તથા રૂ૪) મેહેતાજીને પાઘડીના આપ્યા—લાઠીવડ સંઘવી લાલચંદ બેહેચરે રૂ૧) ની સાકર વહેંચી.

---

માહે માર્ચ સન ૧૮૭૬.

વળા ગોહીલવાડ પ્રાંતના સ. ડી. સાહેબ આજમ પ્રાગજીભાઇએ વારષીક પરીક્ષા કરી તે વખતે નામદાર દરબારશ્રી તરફથી રૂ૪) ની મી-

કાઈ વહેંચી —વળા કન્યાશાળા, આજમ પ્રાગજીભાઇએ વારષીક પરીક્ષા કરી તે વખતે નામદાર દરબારશ્રીએ રૂ ૧૨) નું ઈનામ વહેંચ્યું.

પચ્છેગામ તા. ૪ થી તે રોજ સ. ડી. સાહેબ આજમ પ્રાગજીભાઇએ વારષીક પરીક્ષા કરી તે વખતે નીચે પ્રમાણે ઈનામ અપાયું.

રૂ ૫) છોકરાઓને રૂ ૩) નાઈટ સ્કુલના છોકરાને રૂ ૧) છોકરીઓને રૂ૨) મીઠાઈ તા. ૨૪-૮-૭૯ નું.

Kanialal G.
સ. ડી. એ. પ્રત ગોહીલવાડ.

———

ખેડા જીલ્લાની સરકારી નિશાળોમાં સદગ્રહસ્થો તરફથી ઈનામ વહેંચવામાં આવ્યાં તેની યાદી.

માતર શેઠ મગનલાલ કાળીદાસ રૂ ૧)—વાંઠવાડી પટેલ લલુભાઈ નાથાભાઈ રૂ ૩)—ખંભોળજ રાજેશ્રી લલુભાઈ અનોપશી રૂ ૧)—ખંભાત આલી નવાબ સાહેબ બહાદુર રૂ ૪૯-૮-૦—ખંભાત શેઠ વરજીવનદાસ માણેકચંદ રૂ૨૧)—રૂવણ દેશાઈ ત્રંબકલાલ ગણપતરામ રૂ ૦-૮-૦—દેહેવાણ શાહાજાદા મહમદ કમરૂદીન શેરશા સાહેબ રૂ ૧)—દેવાણ જાસપોરના ઠાકોરશ્રી બાવાસાહેબ દાજીસાહેબ રૂ ૧)—કપડવંજ કન્યાશાળા ખાનસાહેબ દારાસા ડોસાભાઈ રૂ ૯-૪-૦—માતર શેઠ પાનાચંદ ઘેલાભાઈ રૂ ૫)—માતર શેઠ મથુરાંદાસ કાશીદાસ રૂ ૨)—કરમસદ દરાપરાના અમીન વેહેરીભાઈ વાસણભાઈ રૂ ૪)—સીંગળાવ શા. ફુલચંદ ખુશાલદાસ રૂ ૦-૮-૦—ગાજણ મેહેરબાન કલેકટર સાહેબ બહાદુર જી. એફ સેપર્ડ રૂ ૫)—ખરેટી શા. મોતીલાલ ત્રીકમદાસ રૂ ૧)—ખરેટી શા. કેવળદાસ જીવણદાસ રૂ ૧)—કપડવંજ મેહેરબાન કલેકટર સાહેબ બહાદુર જી. એફ સેપર્ડ રૂ ૫)—કપડવંજ રાવસાહેબ મધુવરછરામ બળવરછરામ રૂ ૯-૧૨-૦—કપડવંજ કન્યાશાળા મેહેરબાન કલેકટર સાહેબના મડમ સાહેબ મીસ્તર સેપર્ડ રૂ ૩)—કપડવંજ કન્યાશાળા રાવસાહેબ મધુવરછરામ બળવરછરામ રૂ ૭-૮-૦—કપડવંજ કન્યાશાળા રાજેશ્રી હરીલાલ દામોદરદાસ રૂ ૭-૩-૦—ચુણેલ છગનલાલ ઓકમ મેહેતાજી રૂ ૧-૪-૦

(અધુરૂં.)

## એક જાનું વીરરસ કાવ્ય—પ્રાચીન ગૂજરાતી ભાષાનો નમુનો.

ઘણાના ધારવામાં એમ છેકે ગૂજરાતી ભાષા હાલ જેમ બોલાય છે તેમજ નરસિંહ મહેતાના વખતથી બોલાતી આવેછે. પણ એ દેખીતીજ ભૂલછે. એટલા વર્ષ સુધી ભાષા વિકાર ન પામે એ જન સ્વભાવ અને સઘળા દેશની ભાષાઓના ઇતિહાસથી ઉલટુંછે.

આ બાબત આ પત્રમાં એકવાર જાના ગ્રંથોના પ્રમાણ આપી અમે કેટલો ફેરફાર થયો છે, તે કાંઇક બતાવ્યું હતું. હાલ આપણા વિદ્વાન ન્ઇસ્પેકટર મહેરબાન દાકતર બુલર સાહેબની તરફથી "કાન્હડદે પ્રબંધ" એ નામનું એક જાનું કાવ્ય અમને મળ્યુંછે. એ ત્રણસે વર્ષની પહેલાં લખાએલુંછે. એનો વિષય ગૂજરાત ઉપર અલાઉદીને સવારી કરી તે છે અને એમાં વીર તથા અદ્‌ભુત રસનું પ્રાધાન્ય છે. એનો નાયક ઝાલોડનો કાહાનડદેવ રાજા છે. એમાં યુદ્ધના તથા કૂચના વર્ણનો સ્વાભાવિક આબેહૂબછે. તે છતાં અહિયાં એને મહાને મહીને પ્રગટ કરવાનો વિચાર કર્યોછે તેનું મુખ્ય કારણ તો એ છેકે ગુજરાતના વિદ્વાનોના હાથમાં જાની ભાષાનું એક સળંગ પુસ્તક આવે. જાની ગુજરાતીનું વ્યાકરણ આપવાનો અમારો વિચાર છે, પણ તે પહેલાં આવો એકાદો ગ્રંથ બહાર પડે એ અમને વધારે સારૂં લાગેછે.

પ્રતછે તે પ્રમાણેજ અહિંયાં છાપીએ છૈયએ. એમાં એકે અક્ષરનો પણ ફેરફાર કરતા નથી. કોઇ ઠેકાણે ભૂલ જેવું લખનારની તરફનું અમને ભાસેછે, તો પણ જ્યાં સુધી કેટલીએક પ્રત અમારા હાથમાં આવી નથી ત્યાં સુધી તેને છેડવું એ અમને વાજબી લાગતું નથી. જાની ભાષા હાલથી કેટલી જાદી હતી તે આ ઉપરથી સહેજ માલમ પડશે. ઉલટી દેહશતતો એ છે કે કેટલા એકથી એ સમજાશેજ નહિ. તેમને અમારી ભલામણ છે કે ધીરજથી આ કાવ્ય વાંચવું, અને પાછળ અમે શાળાપત્રમાં જાની ભાષા બાબત કાંઇ લખ્યુંછે તે ઉપર લક્ષ રાખવું. એમાં આવેલા કઠિણ શબ્દનો કોષ તથા વ્યાકરણ નિયમ પાછળથી આપવાનો અમારો વિચારછે.

# काह्नडदे प्रबंध.

गौरीनंदन वीनवू ॥ ब्रह्म सुता सरसति ॥
सरस बंध प्राकृत कवूं ॥ द्यु मूझ निर्मळ मत्ति ॥१॥
आदि पुरुष अवता धुरि ॥ यादवकुल जयवंत ॥
असुरावंस निकंदीऊ ॥ ते प्रणमुं श्रीकंत ॥२॥
जेणि यमुना जलि गाहीउ ॥ जेणि नाथीउ भुअंग ॥
वासूदेव धूरि वीनवूं ॥ जेणि पामुं मनरंग ॥३॥
पद्मनाभि पंडित सुकवि ॥ वांणी वचन सुरंग ॥
कीरति सेनगिरा तणी ॥ तिणि उच्चरी सुचंग ॥४॥
जांलहुर जगि जांणीइं ॥ सामंतसी सुत जेउ ॥
तास तणा गूंण वर्णवूं ॥ कीरति कान्हडदेउ ॥५॥
नवकोटी नामि भणुं ॥ मारूआडि घण देस ॥
धण कण घरि सवि कहि तणे ॥ कप्पड कणय सुवेश ॥६॥
कणयाचल जगि जांणीइं ॥ ठांम तणु जावालि ॥
तहीं लगइं जगि जालहुर ॥ जण जंपइं इणि कालि ॥७॥
कुलि कीरति आगइ घणी ॥ वंस विसुध वखांण ॥
जाराज करइं घरि आपणे ॥ सोनगीरा चहूआण ॥८॥
कान्हतणइ संपति इसी ॥ जिसी इंद्रह घरि रिद्धि ॥
सवे दिवसि वासि वसइ ॥ राज भवनि नवनिधि ॥९॥
प्रीति सहोदरस्यूं घणी ॥ मालवदे मतिमंत ॥
कुंयर वीरम देवली ॥ जांणे जगि जयवंत ॥१०॥
हठ कीधु सूर ताणस्यूं ॥ तास कथा संबंध ॥
चाहूआण गुंण वर्णवूं ॥ पुहवि प्राकृत बंध ॥११॥

राजनीति जांणइं घणी ॥ ● सोहावि अंग ॥
राज करइ घरि आपणइ ॥ चाहूआण नवरंग ॥१२॥

॥ चुपाई ॥

तिणि अवसिरि गूजरधर राय ॥ सारंगदे नामि बोलाय ॥
तिणि अवगुणिउ माधव बंभ ॥ तांहिं लगइ विग्रह आरंभ ॥१३॥
रीसाव्यु मूलगु प्रधांन ॥ करी प्रतिज्ञा नीम्युं धांन ॥
गूजरातिनु भोजन करूं ॥ जु भरकांणूं आंणुं अरहुं ॥१४॥
माधव मांहि भइं कयूं अधर्म ॥ नवि बुटी इंजो आगिल्यां कर्म॥
जिहां पूजीजइ सालिग्रांम ॥ जिहां जपिइंजे हरिनुं नाम ॥१५॥
जीणि देसि सहू तीरथि जाइ ॥ स्मृति पुराण मानीई गाय ॥
जीणि दिसि कराय जाग्य ॥ जिहां षट् दर्शन दीजइ त्याग ॥१६॥
जिहां पीपळ तलसी पूजीइ ॥ वेद पुराण धर्म बूझीइ ॥
नवखंडे अपकीरति रही ॥ माधवि म्लेछ आणिया सही ॥१७॥
चाल्यु माधव ढीली भणी ॥ भेटि अपुरव लीधी घणी ॥
विषम पंथ उलंघ्या देश ॥ योगिनी पुरि करिउ प्रवेश ॥१८॥
पहेलुं जइ मिलीउ दीवाणि ॥ साची वात सुणी सुलतान ॥
अलीवदीन वडु सुरताण ॥ घणे देसे वरतावी आण ॥१९॥
धरी भेटि घोडानी लास ॥ मीरउं बरे करी उरदास ॥
वडु कुर्द्दम माधव नाम ॥ पात साहनि करि सिलाम ॥२०॥
जाण्युं परदेसी प्रधान ॥ असपति राजा दीधुं मान ॥
पूछइ वात पातशाहं इसी ॥ गूजराति ते कहीइ किसी ॥२१॥
किस्यूं षंभायत अणहलपुर ॥ किस्यूं दीवगढ मांगलहुर ॥
झालावाडि सुरठाछिकिसी ॥ ए राउत सुणिइ साहसी ॥२२॥

इस्यूं सांभळी सरुइसादि ॥ माधवथंभ करइ फरीआदि ॥
क्षित्री तणु धर्म्म लोपीश ॥ राउ कर्णदे गहिलुं थयुं ॥ ॥२३॥
एहवु अंग तणुं अनुराग ॥ नितु नितु भक्ष करइ वछनाग ॥
विण पडी आर पटु करि वहइ ॥ नको अंगरख जमलु रहइ ॥२४॥
मरण तणि भायि भोजन वार ॥ वासि चाटुऊ धरइ सू आर ॥
पहिलुं राय हुं अवगण्यु ॥ माहरु बंधव केशव हण्यु ॥२५॥
तस धरणी घरि रखाइ ॥ एवडु रोस नहीइ समाइ ॥
गूजरातिस्यूं मांडिसि कलहु ॥ माहारइ साथइ कटक मोकलुं ॥२६॥
द्रुडी हींदू घालूं रांनि ॥ एक मारु एक झालूं बानि ॥
षूनकार तूं साचुं जाणि ॥ गूजराति लेई आपूं प्राणि ॥ ॥२७॥
ततखिण तूठउ असपति राउ ॥ तस आप्यु पंचांग पसात ॥
दीया उतारा पाणी धान ॥ पातसाइ तिडया प्रधान ॥२८॥
जालहुर भणी सीखामणि दीइ ॥ चहूआंण पूछी जोइई ॥
तूं भोगवे ताहरु पाट ॥ लसकर चालइ सूधी वाट ॥२९॥
सुलताननी वाणी सुणी ॥ गया प्रधान कानहडदे भणी ॥
पातसाहनी पिहरामणी ॥ उवधरावउसिभरनु धणी ॥३०॥
कहि प्रधान अवधारु राय ॥ सोरठि भणी तुरकांणूं जाय ॥
बीजी भूमि दोहिला घाट ॥ पातसाह मागइ आवाट ॥३१॥
सभा सिद्धराय बोलइ मर्म्म ॥ एतां नाहि अहमारु धर्म्म ॥
भाजइं गाम झालइ बान ॥ अबला तणा त्रोडीइं कान ॥३२॥
जिहां पीडीइ विप्रनइ गाय ॥ तिंहां वाट नवि आपइ राय ॥
वल्या प्रधान न सीधुं काज ॥ हीइ वली उपनी लाज ॥३३॥
वीनविया जई नइ सूलतान ॥ कांहानडदे नवि मांने आंण ॥

चडी वात घणेरइ प्राणि ॥ नीसासु मेहलइ सुलतान ॥३४॥

॥ पवाडु ॥

वडुवीर वख्यात वदीउ ॥ महमूद साहनुं केडु ॥
अलूखांन बलवंतु बंदउ ॥ महुलमांहि तेडावउ ॥३५॥
अलूखांन बलवंतु जाणी ॥ भासु दीधउ फरमांन ॥
गूजराति ऊपरि दल ग्युधिउ ॥ बीडुं दिइ सुलतान ॥३६॥
माधव माहिनु साथि मोकल्युं ॥ पोसातु परधान ॥
मोटा मीर मलिक मेलावइ ॥ दीधा खोजा खांन ॥३७॥
अलावदीन पातसाह मोटउ ॥ काहनडदे चहूआंण ॥
गढ जालहुरहूउ गढरोहु ॥ तेह करू वखाण ॥३८॥
गूजराति सोरठ सोमईया ॥ वाहरि विसमूं वीतू ॥
भड कमाड राउत हठ कीधउ ॥ अलूखान दल जीतूं ॥३९॥
डहली दोरसखांन सराच ॥ कटक तणा सिणगार ॥
घडीया जोयण साढि पहलाणि ॥ पूठिइ पर ठेइ भार ॥४०॥
कोटी घणी घूघरी वाजइ ॥ रबारी असवार ॥
पूहिलइ ढमाकियं सडु चालिइ ॥ घाडि न लागइ वार ॥४१॥
फारक हाथी नइ वली हबसी ॥ बीहामणा बंगाल ॥
पाला पलि पदाहित काहर ॥ भाइ नइ त्रिलि बाल ॥४२॥
रांध्या धान चालतां खाइ ॥ भठीआरा तबाक ॥
चाल्या कटक पेसरा पूठिं ॥ मांहि मलेछना लाख ॥४३॥
मादिलाला मयगल सिणगार्या ॥ पूठि चडया पूंतार ॥
कीधी पाखर नइ कठ पंजर ॥ घंटारव झणकार ॥४४॥
ऊपरि चडया न मांनइ अंकस ॥ एहवा गज रोसाल ॥

वेसरासी करता चालइ ॥ जेहवा परवत माल ॥४५॥
घोडा तणी फोज जूजइ ॥ तेह न लाभइ पार ॥
उवट वाटिइ ऊपडया ॥ चालि खांन तणा तोखार ॥ ॥४६॥
बरगां ढोल नफेरी वाजइ ॥ काहलनि निसाण ॥
जिहां २ झाझा खड न पाणी ॥ तिंहां २ करे मेहेलाण ॥४७॥
आगालिथि काकुंदल चालि ॥ भलीइ करावइ वाट ॥
आरहिडे पाहणे घण भाजी ॥ कीधउ माधव घाट ॥४८॥
आगालिथिका वागड सावजि ॥ वाटि नाठां जाय ॥
विसमी भुमि लई देसुते ॥ दहदसि धाडां जाय ॥४९॥
दीधी वाट समर सीराउलि ॥ आव्या कटक वनास ॥
गूजराति बूबीया पहुता ॥ ततखिण पडीउ त्रास ॥५०॥
उडी खेह थयुं अंधारूं ॥ गयण न सूझइ भाण ॥
चाली दल मूहडासि आव्या ॥ ढमढमीया निसाण ॥५१॥
आव्या सुणी मलेछ मूछाळा ॥ रणी राउत वट कीधी ॥
बे तड भणइ साहमा घाउ लेसिउ ॥ अन्न प्रातिन्या कीधी ॥५२॥
आगइ अह्मवसं सुवीतु ॥ छयल भणइ नवि छांडउं ॥
असपातिनां दल साहमु चालइ ॥ लेइ उघाडउ खांडु ॥५३॥
दीठा तुरक रहु राणिथाभी ॥ पिहिलुं कामा सारे ॥
रोसि चाढिउ रणिपे रण मांडइ ॥ मारी माग देवारइ ॥५४॥
घाढि बिचारी घणु दल थोभिउं ॥ वीर धवरइ लोह ॥
तरक बचां मूगल कर हटिया ॥ उपरि पाडिउ समोह ॥५५॥
मारी मालेछ पडतु दीठउ ॥ वतड वखाणिउ वांनि ॥
जय२कार हुउ सरगापुरि ॥ बइसी रायुं विमान ॥५६॥

धर्यावान मुहडीसु भागु ॥ गामे घाली लाइ ॥
गमे २ लूसिइ लूटाइ ॥ दहदाहि धाडां धाइ ॥५७॥
भागा देस काहनम चिडोत्तर ॥ बावन निषेड हार ॥
गूजरातिनुं षेषर भाथु ॥ हजीय न आवइ पार ॥५८॥
तडयानगर सवे धंधोलां ॥ दीठां सायर पूर ॥
सोना रूपां नइं सावटु ॥ कांचलीया कपूर ॥५९॥
मारइ देश फरि घण फोजि ॥ अनइं लूसाय धान ॥
चालइ ढोरथा रस पराणां ॥ माणस झालइ बान ॥६०॥
चड्या कटक डंडाहि दडोत्तर ॥ धाण धार धंधालि ॥
ऊडी वीवी वासी आव्या ॥ पाटण दीधी पोलि ॥६१॥
दीधा लखत जइ दरवाजइ ॥ सज थया झूझार ॥
माधव महित्तें आगलि कीधुं ॥ जांणइ मागनी सार ॥६२॥
लभइ नगर रह्या राय थोभी ॥ साहमा तीर विछूटइ ॥
माधव भणइ कर्ण जा नाशी ॥ कां मरइ अषूटइ ॥६३॥
पाढी छीडूं कर्ण राय नाठउ ॥ पाली जाय राणी ॥
पाए नवी डाभसी षूचइ ॥ रही नइं पीइं पाणी ॥६४॥
किशारुष फल्या राउ उधारू ॥ राणी मानि संदेह ॥
बीलां बोर अन इगोरां ॥ माधवना फल एह ॥६५॥
नाठउ कर्ण पछइ गढ भेलिउ ॥ भरीया लीया भंडार ॥
अलूखांनि आवी छोडाव्या ॥ वालि तणा तोखार ॥६६॥
एहवी वात हूइ न हुसिइ ॥ अणहलपुर मझारि ॥
जेणि ठामि हूतुं देहरासर ॥ बांग दीइ सेलार ॥६७॥
अलूखानि पाटणगढ दिठउ ॥ पूठि करूं वखाण ॥

अलावदीन पातसाह केरी ॥ तुवरतावी आंण ॥६८॥
भणी कटक उपड्यां असाउलि ॥ गढमांहि मेहलूं थाणूं ॥
गूशराति देसमांहि गडगड इ ॥ तही लगिं इ तुरकांणूं ॥६९॥
असाउलि धुलकुं खंभायति ॥ सूरति नइं रानेर ॥
बीजा नगर केतलां कहीइ ॥ कंपइ चांपानयर ॥७०॥
गूजराति मांहि ताखति कीधी ॥ सहू सामटी लीधुं ॥
वाजी सांन खांन सोमइया ॥ भणी पीयाणुं कीधउं ॥७१॥
सोरठ मांहि मयगलपुर महूया ॥ वली उनानि दाठा ॥
षाडी ढाक नीसाण धसूक्या ॥ लोक दह दिसे नाठा ॥७२॥
राखि जिव दविमांहि पयठा ॥ वरतइ हाल कलोल ॥
तरक पासि दैवमपाडसि ॥ वरिघाले द्रहबोल ॥७३॥
हींया प्रगि कोलाहल मुणीइ जाणे कुपिउ काल ॥
पडइ वूबरण काहल वाजइ ॥ दीसइ धूम विराल ॥७४॥
खारकी द्राख नालीयर नीलां ॥ फोफल नइ बीजोरां ॥
वारू वाडा सेलडी केरा ॥ वाडीना केलेहरा ॥७५॥
आदू सूरण नइ पिंडालू ॥ वली पोसातां पान ॥
कटक मांहे जोति खति आवइ ॥ कोइ न खाइ धान ॥७६॥
सोरठमांहि सहुको नाठतूं ॥ भरीउ देस लूसाइ ॥
भागइ नगर देस आगालेया ॥ आडु कोइ न थाइ ॥७७॥
कीधउ कूचउ पडीयां साहण ॥ घणू नीसाण वजाव्या ॥
भाज्या देस देव कइ ॥ पाटण देल दीपंतां आव्या ॥७८॥
नगर निवेस बारगइ दीधी ॥ नवा सराचा उभ्या ॥
घोडातणी पायगइ कीधी ॥ तरुयारि मयगल थंभ्या ॥७९॥

दीधी पोलि हुउ गढरोहु ॥ कीधु घणुं परीयांण ॥
नगरमां पेसाता पायक ॥ तेहन मूकइ बाण ॥८०॥
आविपाद्रिसिइ फलउ कीधूं ॥ लीधा चउपट घाय ॥
सोरठीया राउत सपराणा ॥ न दीय पाछा पाय ॥८१॥
वालावाजइ अनइ जेठुया ॥ चूडास मासे आवइ ॥
असपति सेन समुद्र उलटिउ ॥ उपरि चांपी जावइ ॥८२॥
कटकमांहि हाथी पाखरीया ॥ पटा दंतूसलि घाल्या ॥
वींटिउं नगर तुरी हण हणीया ॥ पोलिइ पाधरा चाल्या ॥८३॥
पाद्र थकी ऊसरीया राउत ॥ कांइ न लाधु लाग ॥
दीधी पोलि फारकी चडीया ॥ मलेछ महल्यावी माग ॥८४॥
कटक उलव्यां ढोल धसूक्या घरहर धरती कांपी ॥
कर्या पराण उडव्या हाथी ॥ तुरक चड्या गढ चांपी ॥८५॥
वरती भेल देव कइ पाटणि ॥ पड्या पोलि पगार ॥
नगरमांहि जूलंका लूंसाइ ॥ खान तणां असवार ॥८६॥
देव तणइ प्रासादि चिहु दसिं ॥ राउत दीधउ हाथ ॥
करि सनांन धरी सरि तलसि ॥ सरणि करिउ सोमनाथ ॥८७॥
देव तणे सढताइ चुरासी ॥ तेह पडाऊ घाइ ॥
वाजी हाक उडव्या हाथी ॥ आव्या चुपट घाय ॥८८॥
रणि वाऊला ढोट ऊछीना ॥ चालति साहमा चालइ ॥
करकटीया हबसी पाखरीए ॥ फेरी कुंडइ घालइ ॥८९॥
रोसाला राउत रणि सुझ्या ॥ नर्डि नाद ऊतारिउ ॥
अनरथतणुं मूल जे कहीइ ॥ माधव मुहतु मारिउ ॥९०॥

(अधुरुं.)

# જાહેરખબર.



આ વરસથી ગુજરાત શાળાપત્રના કદમાં વધારો કરવામાં આવ્યો છે ૧૬ પૃષ્ટને ઠેકાણે હવેથી ૨૪ પૃષ્ટ આપવામાં આવશે. તે છતાં એની કિંમત હતી તે પ્રમાણે માત્ર એક રૂપિએજ હમણાં રહેવા દીધી છે.

નવલરામ લક્ષ્મીરામ.
એડીટર, ગુજરાત શાળાપત્ર.



Registered No. 115 of 1877.

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER:

FEBRUARY 1877.

પુસ્તક ૧૬ મું. ફેબ્રુઆરી સન ૧૮૭૭. અંક ૨ જો.

મ'તાજી બહુ મોટું તુજ, નામ તેમછે કામઃ-
કર ખંતે મનક્ષેત્રની, ખરી એતિ ધરિ હામ.

| અનુક્રમણિકા | પૃષ્ટ. | Contents | Page |
|---|---|---|---|
| પાદશાહી મેળાવડો. ...... | ૨૫ | The Delhi Assemblage | 25 |
| કેળવણી ખાતાનો રીપોર્ટ સને ૧૮૭૫-૭૬...... | ૩૨ | Report of the Director of Public Instruction for the year 1875-76............ | 32 |
| કેળવણી ખાતાની ખબરો. | ૩૬ | Educational Intelligence | 36 |
| સરકારી જાહેરખબર...... | ૪૦ | Departmental Notifications...................... | 40 |
| કાહાનડદે પ્રબંધ....... | ૪૧ | Kanad Dev Prabandh | 41 |



( કેળવણી ખાતાના હુકમથી )

અમદાવાદ મધ્યે મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી પ્રસિદ્ધ કર્યું.

( મૂલ વરસે રૂ. ૧. અગાઉથી )

# ગૂજરાત શાળાપત્ર.

પુસ્તક. ૧૬ મું. ફેબ્રુઆરી. સને ૧૮૭૭. અંક ૨ જો.


## પાદશાહી મેળાવડો.

શેક્સપિયર કહેછે કે નામમાં શું છે, પણ કેટલાએક સંસાર વ્યવહારમાં તો નામ સર્વોપયોગીછે, અને તેથી ઈંગરેજી રાજ ઘણા વર્ષથી ભરતખંડમાં પાદશાહી પદને ખરેખરૂં તો પામી ચૂક્યુંછે તે છતાં પણ જે દિવસે મહારાણીએ શ્રી કૈસરેહિંદ એ નામ ધારણ કર્યું તે દિવસને અમે આ દેશના ઇતિહાસમાં ઘણો અગત્યનો ગણીએ છઇએ. એ કારણથી એ દિવસના નામોત્સવની નોંધ અમે ગયા અંકમાં લીધી હતી, અને આ ટાણે તે પ્રસંગના વૈભવનું કાંઇક વર્ણન લખી રાખીએ છઇએ.

એ દિવસને માટે એક વર્ષ અગાઉથી ચર્ચાઓ ચાલી રહી હતી, બે માસથી તૈયારીઓ ધમ ધોકારે થવા લાગી હતી, અને પંદર દિવસ અગાઉથી રાવરાણાઓનાં રેડ પાદશાહી તખ્તના દિલ્લી શેહેરમાં રેડાવા લાગ્યા હતા. એ પખવાડીયાના છેલ્લા ભાગમાં તો આગ ગાડીઓ પોતાનું કામ કરતાં છેકજ કંટાળી ગઈ હતી, અને બકરાંની પેઠે ભરાતાં પણ જેને તેમાં માગ મળતો હતો, તે પોતાને મહાભાગ્યશાળી ગણતા હતા. ૨૩ મી ડીસેંબર સુધીમાં ભરતખંડના સેંકડો રાજાઓ પોતાના લાવ લશ્કરના ઠાઠની સાથે દિલ્લીમાં હાજર થઈ રાણી સાહેબના સરસુબાને આવવાની રાહ જોતા હતા. જે વેળા એ સરસુબા લાર્ડ લીટને પુરમાં પ્રવેશ કર્યો તે વેળાનો શો ઠાઠ અને શી શોભા! એ વેળા દિલ્લીના સ્ટેશનનો શો બહાર, જ્યાં મોટા મોટા રાજાઓ અને અમલદારો સાધારણ મુસા-

ફરીની માફક પ્લાટફાર્મ ઉપર ધક્કા ખાતા હતા, અને બાહાર એક મોટો અદ્ભુત મેળો ભરાઈ રહ્યો હતો! તોપના તડાકાની સાથે ગવર્નર જનરલ સાહેબ ખાસ ગાડીમાંથી ઉતર્યા. અને ત્યાંજ દેશ દેશના સઘળા રાજાઓનો પહેલો મજરો લીધો. બરાબર ૨॥ વાગે સાહેબની અશવારી નીકળી. સૌથી આગળ અગીઆરમા હજારનું સૈન ધીમે ધીમે અને અટકતું અટકતું ચાલતું હતું, ત્યાર કેડે મોટું તોપખાનું, પછીથી ઘોડેસ્વારોની ટુકડી, પછી બે હાથીઓ ઉપર ગવર્નર જનરલ સાહેબના હજુરીઆ અમલદારો. પછીથી ભભકાદાર લેબાસવાળો ભભકાદાર જાસુસ સહેબ. બાર લશ્કરી રણશિંગા, નાગી તરવારવાળા અંગ રક્ષકો, અને તેમની પછવાડી કાંઇક અંતરે જરકસી લુગડું ઓઢાડેલા મોટા હાથી ઉપર લાર્ડ અને લેડી લીટન સજોડે બિરાજ્યાં હતાં. પછાડી સેવકો સોનાનું છત્ર કરી રહ્યા હતા પાછળ હાથીના બચ્ચાં ઉપર એ સાહેબની બે તરૂણ બેટીઓ બિરાજી હતી. ત્યાર કેડે પાછા અંગ રક્ષકોની હાર આવતી હતી. અને એટલાથીજ એ અશવારી પુરી થઈ એમ ન જાણવું. ત્યાર પછી ગવર્નર સાહેબની હજુરમાંના અમલદારોએ છ હાથી ભર્યા હતા. પછીથી ૧૦ મા હજારની સેના, પછી હાથીઓ ઉપર ઇલાકામાંના ગવર્નર સાહેબો, મુખ્ય સેનાપતિઓ કાંઉન્સલરો, અને બીજા અનેક ઇંગરેજી તથા દેશી ગૃહસ્થો હરખની સાથે ચાલ્યા આવતા હતા. સૌથી પાછલા ભાગમાં ૪૦ હાથી, સેંકડો ઘોડા, ટટુ, ઊંટ અને પાલખીઓ રાખી હતી. એ સઘળી અશવારી આશરે ચાર મૈલ લાંબી હતી, અને એને પહોંચતાં ત્રણ કલાક થયા હતા. જે માર્ગે થઈને એ અશવારી જવાની હતી, ત્યાં પણ એવોજ ઠાઠ કરી રાખ્યો હતો. વાટે વેરાતું વેરાતું હારબંધ લશ્કર ઉભું રાખ્યું હતું. હિંદુસ્તાનના સેંકડો રાજાઓનું હજારો બંધ જે લશ્કર આવ્યું હતું તે સઘળાને તેના વિચિત્ર ભભકાની સાથે ઇલાકાવાર ગોઠવીને રસ્તાની બાજુઓ સણગારી હતી. તેમજ ગાયકવાડ, નીઝામ મૈસોર, વગેરેના રાજાઓના સુંદર રંગેલા અને સુંદર શણગાર સજેલા હાથીઓની બે હાર કરી હતી. ગાયકવાડે કરાવેલી સોનાની તોપો પણ આ પ્રસંગની શોભામાં ઠીક વધારો કરવાને ખપ લાગી હતી. ગાયકવાડનો સઘળો સામાન આ સમયે બહુજ વખણાયોછે. તે સૂર્યની પેઠે ઝળકી રહી 'પાદશાહી ઝળકારામાં વધારો કરતો

હતો. રસ્તામાં જોનારાઓનો ઠઠ કેટલો મળી હશે તેનો વિચાર તો આપણેજ અમારી કલમની શક્તિની બહારછે. જુમામસીદ રાજા વગેરે ને બેસવા સારૂ રાખી હતી. તેના મોટા પગથાર, અગાશી, અને તોડા, નાના પ્રકારના વસ્ત્રાભૂષણ ધારણ કરી ખીચોખીચ બેઠેલા પહેલા વર્ગનાજ પુરૂષોથી છેક ઢંકાઇ ગયા હતા, અને જુમામસીદ એજ આ પ્રસંગે જોવા લાયક વસ્તુ થઇ રહી હતી. લોકો વાટે ને ઘાટે, ઘરમાં ને બારીએ, એટલે ને છાપરે, જ્યાં જોઇએ ત્યાં તરવરી રહ્યા હતા, અને તે છતાં પણ ઘણા એ અશ્વારી જોવા નહિ પામ્યા હોય એ નિશ્ચયછે. પોલિસને આ પ્રસંગે કેવાં કેવાં પરાક્રમ કરવાં પડ્યાં હશે તે તો આ ધામધૂમમાં હજી અંધારામાંજ રહ્યુંછે.

ગવર્નર જનરલ સાહેબ પધાર્યા ત્યાંથીજ ધામધૂમો દિલ્લી શહેરમાં ચાલવા લાગી. રાજાઓનો મજરો લેવો શરૂ થયો, અને તે એટલા બધા હતા કે તે બધી ખટપટ છેક ૧ લી સુધીજ ચાલી. એક રાજા જાય ને બીજો આવે. તેમને સલામતી આપવાં જે તોપો પડતી હતી તે એટલા દિવસમાં રાત કે દહાડો એક ક્ષણ પણ બંધજ પડી નથી. નિરંતર તોપોના તડાકા સંભળાયાજ કરતા હતા. અને જ્યાં અને જ્યારે જુઓ ત્યારે દેશી રાજાઓના ઠાઠ ભર્યા રસાલાના દર્શન થયાજ કરતા હતા.

આ વખતે દિલ્લીની બહાર ચારે તર્ફ કેટલા માઇલ સુધી તંબુઓનોજ દરીઓ રેલી રહ્યો હતો. દિલ્લી કરતાં તો દશ ગણું મોટું ગામ આ તંબુઓની હતું. એની ગોઠવણ બહુજ સારી કરવામાં આવી હતી, અને “બાદશાહ ત્યાં બજાર” એ કહેવત પ્રમાણે સઘળે ઠેકાણે થઇ રહ્યું હતું. એમાં કાશ્મીરના રાજાનો શાલનો તંબુ બહુજ જોવા લાયક હતો.

આ ઠાઠમાઠના અરસામાં કેટલુંએક રાજપ્રકરણી અગત્યનું કામ કરવામાં આવ્યું. લાર્ડ લીટને રાજાઓના મુલાકાતમાં એવી સભ્યતા અને મીઠાશ વાપરી કે તેઓ બધાજ ખુશી થઇને પાછા વળ્યા. સિંધિયાને કાંઇ થોભવું પડ્યાના સબબથી રીસાયો હતો એમ કહેવાતું હતું, પણ પાછળથી ખાત્રીની સાથે જાહેર કરવામાં આવ્યુંછે કે ફક્ત માંદગીના કારણથીજ તે બે ત્રણ દિવસ ઉદાસ, અને ગવર્નર જનરલના હેત ભર્યાં વચનોનો અનાદાર કરતો હોય એવો દેખાયો હતો. રાજાઓને જે એ પ્રસંગે ભેટ

આપવામાં આવી તેમાં પ્રત્યેકને એક સુંદર વાવટો આપવામાં આવ્યોછે. એના ઉપર ઈંગરેજીમાં "કૈસરે હિંદ વિકટોરિયાની તર્ફથી ૧ લી જાનેવારી ૧૮૭૭" એ પ્રમાણે સોનેરી અક્ષરે લખેલુંછે, અને એ વાવટો લશ્કરના દમામની સાથે દરેકના રાજમાં છૂટો છૂટો પહોંચાડવામાં આવનારછે.

એજ અરસામાં કેટલા એક રાજાઓના માન મર્તબામાં વધારો કરવામાં આવ્યો છે. ઘણા ખરાને જે માનમાં તોપ મળતી હતી તેમાં કાંઇ વધારો આપીછે. તેમાંથી ગૂજરાત ખાતે જૂનાગઢ, ભાવનગર, નવાનગર, ધ્રાંગદ્રાની, અને મોરબીની નવથી અગીઆર તોપો થઇછે. વાંસદા, ધર્મપુર, ધ્રોળ, ગોંડળ, લીમડી, પાલીટાણા, રાજકોટ, સજીન, વઢવાણ, અને વાંકાનેર એને હવેથી નવ તોપોનું માન મળશે. સિંધિયાને ઈંગરેજી પાદશાહીનો જનરલ (સેનાપતિ, અને કાશ્મીરના મહારાજને મેજર જનરલ એવાં આબરૂ ખાતર નામ આપવામાં આવ્યાં છે. સિંધિયાને લાર્ડ લીટન સાહેબે મોઢે પણ કહ્યું હતું કે તમે લશ્કરી કામમાં ઘણા નિપુણ છો તેથી આ ખિતાબ તમને રાણી સાહેબ આપેછે. અને કાશમીરના મહારાજને તો "હિંદુસ્તાનની ઢાલ" એમજ કહીને બોલાવ્યા હતા. એ ફારસી નામો આ પ્રમાણે છે.

સિંધિયા —— હિસ્મ ઉસ સલ તનત.

કાશમીર. —— ઈંદરે મહીંદરે બહાદુર સીપરે સલ તનત.

ગાયકવાડ. —— ફરજંદે ખાસે દોલતે ઈંગ્લિશિયા.

વગેરે.

એજ પ્રસંગે ગૂજરાત ખાતે નવાનગર અને ધ્રાંગદ્રાના રાજા સાહેબોને કે. સી. એસ. આઇ. નો ખિતાબ અને વડોદ્રાના દીવાન સરટી માધવરાવને રાજા એ ઉપનામ આપવામાં આવ્યું છે. ઈંગરેજી તથા દેશી રાજમાંના કેટલાએક નામીચા ગૃહસ્થોની પણ કદર જાણવામાં આવીછે. એમાં આ ઇલાકા ખાતે મોખરે રાજ્યશ્રી ગૌરી શંકર (ઉદેશંકર ભાવનગરના જુના અને વખાણાએલા દીવાન,) રાવ સાહેબ વિશ્વનાથ નારાયણ મંડળીક, (કાયદા બાંધનારી સભાના એક મેંબર અને જાણીતા વિદ્વાન.) તથા શેઠ ડોસાભાઇ ફરામજી કડાના નામ જોવામાં આવેછે. એ ત્રણ ગ્રહસ્થને

સી.એસ. આઇ.નો ખિતાબ મળ્યોછે તે જોઇને અમે પ્રસંન થયા છઇયેં તેમજ રાવ બહાદુર અને ખાન બહાદુરની ટીપમાં પણ ગૂજરાતના કેટલા એક જાણીતા લાયક ગ્રહસ્થોનાં નામ જોવામા આવે છે. રજવાડાં-ખાતે રાજ્યશ્રી ગોકુળજી ઝાલા, (જૂનાગઢવાળા,) માકાજી ધનજી (ધ્રાંગદ્રાના માજી કારભારી) જનાર્દન કેલકર (વડોદ્રાના નાયબ દીવાન) જમાદાર સાલેહિંદ (જૂનાગઢ વાળા) કાજી શાહાબુદ્દીન ( વડોદ્રાના રેવીન્યુ ખાતાના ઉપરી); સરકારી અધિકારીઓમાં રાવ બહાદુર ગોપાળરાવ હરિ દેશમુખ ( અમદાવાદની સ્માલકાજ કોર્ટના જડજ), જગજીવનદાસ ખુશાલદાસ ( સુરતના ડેપ્યુટી માજીસ્ટ્રેટ), કેશવરાવ ભાસ્કર (કાઠીયાવાડ. આ. પો. એજન્ટ), નંદશંકર તુલજાશંકર (લુણાવાડા તથા સુંઠના આ. પો. એજન્ટ), કુશાભાઇ સારાભાઇ (રેવાકાંઠાના દફતરદાર), પેસ્તનજી જહાંગીરજી (વડોદરાના સેટલમેંટ ઓફીસર). ખરસેદજી રૂસ્તમજી (વડોદરાના ચીફ જસ્ટીસ; અને ખાનગી ગૃહસ્થોમાંથી શેઠ પ્રેમાભાઈ હીમાભાઈ ( અમદાવાદના નગરશેઠ ) દેશાઇ વેહારીદાળ અંબાઇદાસ (નડીયાદના,) અને મોદી રૂસ્તમજી ખરસેદજી (સુરતના) — એઓને રાવ બાહાદુર ખાન બાહાદુર એવા ખિતાબ બક્ષવામાં આવ્યા છે. એમાંના ઘણા ખરા ગૃહસ્થો તો પોતાની હાલ નોકરીને રૂએ રાવ બહાદુર કહેવાય છે, પણ હવેથી તેમને આ નામ જીંદગી સુધી કાયમ રહેશે. મુંબાઇ ઇલાકાના બીજા ભાગમાં કેળવણી ખાતાવાળા પ્રોફેસર કેરો લક્ષ્મણ અને દાજી નીલકંઠ (ઈંજેનરી કાલેજના) પણ રાવ બહાદુર થયાછે.

એથી વધારે અગત્યનું કામ એ થયુંછે કે "કાંઉન્સલ આવ ધી એંપ્રેસ" એ નામની સભા સ્થાપન કરવામાં આવીછે. એ કાંઉનસલ શું કામ કરશે તે જાહેર કરવામાં આવ્યું નથી, પણ આપણે આશા રાખવી જોઇએ કે કોઇ કાળે એ વિસ્તાર પામીને ઈંગ્લાંડની પાર્લામેંટના જેવા આકારમાં કાંઈ આવશે. ઇલાકાના ગવર્નરો, લેફટેનંટ ગવર્નરો,સેનાધિપતિ, ગવરનર જનરલની કાંઉસલના સભાસદો, અને હોલકર, સિંધિયા, તથા કાશ્મીર, બુંદી, જેપુર, ઝીંદ, રામપુર, અને ત્રાવણકોરના હાલ રાજકર્તાઓને એ સભાના મેંબર ઠેરાવ્યાછે.

એ પ્રમાણેની ભારે ખટપટમાં ગુંથાએલા લાર્ડ લીટનને આ દિવસો

એટલા ક્ષણ સમાન લાગ્યા. અને ૧ લી તારીખનો ઉત્સવ ફતેહ મંદી અને શાબાસીની સાથે આવી પહોંચ્યો. એ દિવસે સવારથી શેહેરમાં ભારે દોડાદોડ થવા લાગી, અને બપોરે ગવર્નર જનરલની કાંપથી દૂર ત્રણ માઇલ જ્યાં પાદશાહી મેળાવડાની ગોઠવણ લાંબા વખતથી થવા લાગી હતી ત્યાં એક એક એવોભવ્ય અને રમણીક દેખાવ બની રહ્યો કે હાલના જમાનાના કોઇ પણ માણસે દીઠો પણ નહિ હોય અને દેખશે પણ નહિ. દવેનોઓને પણ લજવે એવા મહા મોટા તંબુઓ નાંખી દીધા હતા, અને તેમાં સઘળી રચના આ પાદશાહી કાર્યને શોભે એવીજ હતી. એમાં છ મોટા સોનેરી થાંભલા આવી રહ્યા, અને તે દરેકની ઉપર સુંદર દીપમાળ ઝળકી રહી હતી. એ તંબુની એક બાજુના મધ્ય ભાગમાં સોના રૂપાનું સોહામણું તખ્ત મૂકેલું હતું, અને તે ઉપર પાદશાહી મુગટ બિરાજી રહ્યો હતો. એના ઉપલા ભાગમાં વિજયાદેવી વિક્ટોરિઆ રાણીનું સ્વભાવિક કદના જેવુંજ સુંદર ચિત્ર એવી છટાથી લગાવેલું હતું, કે જોનારને રાણી સાહેબ પ્રત્યક્ષજ પધાર્યાછે કે શું એવી ભ્રાંતિ થતી હતી. એ તખ્તની સામા અર્ધ ગોળાકાર મંડપ કહાડ્યો હતો, અને ગોળમાં ફરતા ગવરનરો, લેફ્ટેનેન્ટ ગવરનરો, સેનાધિપતિ હજુરના અધિકારીઓ સહિત. મોટા મોટા અમલદારો, અને પ્રાંત પ્રાંતના અનેક રાજાઓ પોતાના પોલિટિકલ સંબંધ પ્રમાણે અનુક્રમે ગોઠવાએલા બેઠા હતા. એ સમયે ૬૩ રાજાઓ હાજર હતા. મંડપના પાછલા ભાગમાં પર રાજના એલચીઓને જગો આપી હતી, અને તેની પછવાડે દેશી અમીરો અને મોટા મોટા ગૃહસ્થોને બેઠક મળી હતી. મેળાવડાની દક્ષિણ બાજુએ ૧૫૦૦૦ માણસનું લશ્કર અને ઉત્તરે દેશી રાજાઓના લશ્કર એવી રીતે ઉભાં હતાં કે એક ખરેખરોજ ભવ્ય દેખાવ થઇ રહ્યો હતો. તખ્તની દરેક બાજુએ તથા રાજાઓ અને અમલદારોના પેસવાના માર્ગ આગળ શોભાના અંગરક્ષકોની તરવારો ઝળકારા મારતી હતી. આ મંડપની આસપાસ સણગારેલા હજારેક હાથીઓની વાડ કરી લીધી હતી. તંબુની બાજુઓ ખુલ્લી હતી તેથી બહાર ઉભેલા તમાશગીરો અંદરની સઘળી લીલા જોઇ શકતા હતા, અને એ તમાશગીરોની સંખ્યા તો કોની તાગાદ છે કે ગણી શકે ? એ દેખાવ ખરેખર ચિતારાને ચિતરવા, અને કવિઓને

વર્ણવા જોગ હતો, અને તે પ્રમાણેજ આ કવિકુળોર જ કવિત્વભોગી લાર્ડ લીટને એક સારામાં સારા ચિતારાને, એક સારામાં સારા હિંદુસ્તાનના તવારીખોને, અને સઘળા મોટા મોટા વર્તમાન પત્રોના અધિપતિઓને આ પ્રસંગના વૈભવને અવિચળ કરવા સારૂં પ્રેમથી આમંત્રયા હતા.

બરાબર મધ્યાન્હને સમે ગવરનર જનરલ સાહેબ પાદશાહી ઠાઠથી આ દરબારમાં પધાર્યા. આગળ સઘળા હજુરી અમલદારો હીંડેછે, અને લશ્કરી રણશીંગાઆનો અવાજ થઇ રહ્યોછે, તેની સાથે સભામાં પગ મૂકયો, અને તાત્કાળ આખો મેળાવડો-ભરતખંડના ઉત્તમમાં ઉત્તમ નમુના—તખ્ત નજરથો ઉભા થયા અને લશ્કરી વાંજાઓ જુસ્સાથી ગ્રાંડ માર્ચ વગાડવા લાગ્યા. તખ્ત ઉપર ચઢતાં "પરમેશ્વર, રાણીનું રક્ષણ કરો" એ સર્વ ઇંગલિશ જનપ્રિય ઉત્સાહો પદના સૂર નિકળ્યા. પછી પોતે તખ્ત ઉપર બેઠા, અને થોડી વાર પછી મહારાણીનું જાહેરનામું વાંચવાને ઉભા થયા તે સમયયે સઘળો સમાજ ઉભો થયો અને પાદશાહી રણશીંગાના નાદ થયા. સઘળાએ ઉભા ઉભા એ જાહેરનામું સાંભળ્યું, અને તે વંચાઈ રહ્યું ત્યારે પાછા રણશીંગા વાગ્યા, ૧૦૧ તોપો પડી, અને લશ્કરના જેટલાં બાંડ હતા તેટલાં બધાં એક સ્વરે હર્ષના નાદ કરવા લાગ્યાં. લાર્ડ લીટનનું ભષણ પુરૂં થયાં પછી વાજાં વાગ્યાં અને સમસ્ત લશ્કરે ત્રણ હુર્રેના પોકાર કર્યા.

પાદશાહી રીત મુજબ આ શુભ દિવસે ૧૫૯૦૮ કેદીઓને છોડ્યા અને રૂ૧૦૦ની અંદરના જેટલા દેવાદારો તે દીવસે જેલમાં હતા તેને પણ તેનું દેવુ આપી છોડી મૂકવાના છે. જે દયાળુ મહારાણીએ આ કેદીઓને અને દેવાદારોને છોડ્યા તે ભરતખંડની રૈયતને સંપૂર્ણ છૂટ આપી સદા સુખમાં રહો એવી સૌ કોઇની આશિષછે. તથાસ્તુ!

# કેળવણી ખાતાનો રીપોર્ટ. સને ૧૮૭૫-૭૬.

૧ લોકલફંડના ૧૨૫૨૫૦૪ તથા સરકારના ૧૦૬૧૫૯૩ મળીને આ વરસમાં આ ઇલાકા ખાતે કેળવણીને સારૂ ૨૩૧૪૦૯૭ રૂપિઆ ખરચાયાછે. ગયા વરસ કરતાં સરકારના ૪૬૭૯ રૂપિયા ઓછા અને લોકલફંડના ૬૧૪૭૯ વધારે આવ્યા હતા, એટલે, કુલ રૂપીઆ ૫૬૮૦૦નો આ વરસ વધારો હતો.

આપણા આ ઉત્તરપ્રાંતમાં લોકલફંડ નીચેની વિગતે ખરચાયો હતો.

| | રૂપિયા | વધારો. | ઘટારો. |
|---|---|---|---|
| સરકારી ખરચની નિશાળોની ફીમાંથી | ૧૬૦૨૮ | ૧૩૬૮ | ૦ |
| સેસફંડ તથા તે નિશાળોની ફીમાંથી | ૨૪૪૭૨૩ | ૦ | ૧૧૩૨૯ |
| લોકો તરફની મદદ (નિશાળને) | ૩૧૮૬ | ૧૦૬૫ | ૦ |
| ॥ (નિશાળ બાંધવામાં) | ૦ | ૦ | ૧૦૫૧૪ |
| મ્યુનિસિપાલિટી તર્ફની મદદ | ૯૨૦૮ | ૦ | ૬૧૩ |
| ગુજરાત પ્રાવિન્શિયલ કલેજ ફંડ | ૦ | ૦ | ૧૧૪ |
| બીજા બક્ષીંદા ફંડ | ૨૩૭૬ | ૦ | ૧૫૬૯ |
| કાઠીઆવાડએજ્યુકેશનલફંડ | ૧૨૮૭૬૦ | ૪૮૯ | ૦ |
| રેવાકાંઠા ॥ ॥ | ૧૧૫૬ | ૨૭૯ | ૦ |
| ખંભાત ॥ ॥ | ૮૭૮ | ૮૭૮ | ૦ |
| મહીકાંઠા ॥ ॥ | ૩૫૫૫ | ૩૫૫૫ | ૦ |
| કુલ | ૪૦૯૮૭૧ | ૭૬૩૮ | ૨૪૧૩૯ |

૨ આ કુલ પૈસાને બળે આ ઇલાકામાં એ વરસે નીચે પ્રમાણે નિશાળો ચાલતી હતી, અને નિશાળીઆઓની સંખ્યા તથા સરાસરી હાજરી પણ તેના નામની સાથે આપીછે.

સરકારી ખરચની નિશાળો.

| કઈ જાતની નિશાળ. | તેની સંખ્યા. | ભણનારની સંખ્યા. | સરાસરી હાજરી. | સેંકડેસરાસરીહાજરી. |
|---|---|---|---|---|
| પાઠશાળાઓ. | ૫ | ૮૬૫ | ૭૭૧ | ·૮૯ |

| | | | | |
|---|---|---|---|---|
| હાઇસ્કૂલ (સરકારી) | ૧૬ | ૨૮૩૩ | ૨૪૬૦ | ·૮૬ |
| ,, (પરરાજની) | ૩ | ૨૩૭ | ૨૦૦ | ૮૪ |
| ફર્સ્ટ ગ્રે. એ. વ. સ્કૂલ (સરકારી) | ૩૯ | ૩૬૮૫ | ૩૧૨૨ | ·૮૪ |
| ,, ,, પર રાજની. | ૩ | ૩૪૨ | ૨૯૧ | ૮૫ |
| સેકંડ ,, (સરકારી) | ૪૭ | ૫૭૫૩ | ૪૫૧૯ | ૭૮ |
| ,, ,, (પરરાજની) | ૧૪ | ૧૯૧૪ | ૧૩૮૩ | ૭૨ |
| કનિષ્ટ વર્ગની, છોકરાઓ-ની, (સરકારી) | ૨૯૧૫ | ૧૫૨૬૫૫ | ૧૧૬૩૯૨ | ૭૬ |
| ,, છોડીઓની ,, | ૧૩૭ | ૬૧૧૦ | ૪૦૪૦ | ૬૬ |
| ,, છોકરાઓની (પરરાજની) | ૪૦૬ | ૨૪૧૮૧ | ૧૮૯૬૫ | ૭૮ |
| ,, છોડીઓની ,, | ૨૨ | ૮૪૨ | ૪૬૦ | ·૫૪ |
| રાતની નિશાળો (સરકારી) | ૭૪ | ૨૧૧૨ | ૧૪૪૬ | ૬૮ |
| વ. ટ્રે. કાલેજ (સરકારી) | ૩ | ૪૧૩ | ૩૪૯ | ·૮૪ |
| ,, ,, સ્કૂલ ,, | ૨ | ૬૭ | ૫૮ | ૮૬ |
| ,, ,, (પરરાજની) | ૧ | ૬૨ | ૫૩ | ૮૬ |
| ફીમેલ ,, ,, | ૩ | ૪૬ | ૩૮ | ૮૬ |
| સિંધ ઈજનેરીંગ નિશાળ. | ૧ | ૧૬ | ૧૫ | ૮૮ |
| સ્કૂલ આવ આર્ટ. | ૧ | ૧૧ | ૭૧ | ૬૧ |
| ઇંડસ્ટ્રીઅલ સ્કૂલ ધારવાડ. | ૧ | ૫૭ | ૪૫ | ૭૮ |
| ડ્રોઇંગ સ્કૂલ સુરત. | ૧ | ૧૪ | ૮ | ૬૨ |
| પોલિઅસ અને જેલની નિશાળો. | ૮ | ૨૯૭ | ૧૯૦ | ૬૩ |
| કુલ. | ૩૭૦૨ | ૨૦૧૬૨૪ | ૧૫૪૮૮૫ | ૭૬ |

સરકારમાંથી મદદ લેનારી ખાનગી નિશાળો.

| | | | | |
|---|---|---|---|---|
| પાઠશાળાઓ | ૨ | ૮૫ | ૭૩ | ૮૫ |
| હાઇ સ્કૂલો | ૨૪ | ૪૧૫૪ | ૩૪૪૧ | ૮૨ |
| મધ્યમ વર્ગની નિશાળો. | ૩૩ | ૩૨૩૫ | ૨૭૯૭ | ૮૬ |
| કનિષ્ટ વર્ગની નિશાળો. | ૧૧૧ | ૭૨૯૧ | ૫૭૨૪ | ૭૮ |

| | | | | |
|---|---|---|---|---|
| ગામઠી નિશાળો. | ૫૫ | ૬૮૧ | ૫૦૧ | ૭૩ |
| છોડીઓની નિશાળો. | ૩૫ | ૨૯૯૧ | ૨૨૨૦ | ૭૪ |
| રાતની નિશાળો. | ૨ | ૮૧ | ૫૮ | ૭૧ |
| કુલ. | ૨૬૨ | ૧૮૫૨૦ | ૧૪૮૧૫ | ૭૯ |
| ડેવિડ સાસુન ઇંડસ્ટ્રી અલ સ્કૂલ. | ૧ | ૧૩૫ | ૧૩૫ | ૧૦૦ |

ફક્ત દેખરેખ હેઠની ખાનગી નિશાળો.

| | | | | |
|---|---|---|---|---|
| હાઇ સ્કૂલ | ૨ | ૨૨૩ | ૧૭૯ | ૮૦ |
| મધ્યમ વર્ગની નિશાળો. | ૩૧ | ૨૨૬૪ | ૧૮૨૧ | ૮૦ |
| કનિષ્ટ ,, ,, | ૪૨૯ | ૧૭૫૮૪ | ૧૩૯૪૩ | ૭૯ |
| છોડીઓની ,, | ૩૯ | ૧૩૦૯ | ૭૯૩ | ૬૦ |
| રાતની ,, | ૧૧ | ૩૫૬ | ૨૪૬ | ૬૯ |
| નાર્મલ સ્કૂલ. | ૧ | ૧૫ | ૧૫ | ૯૭ |
| કુલ. | ૫૧૩ | ૨૧૭૫૩ | ૧૬૯૯૯ | ૭૮ |
| સામટો સરવાળો. | ૪૪૭૮ | ૨૪૩૦૨૨ | ૧૮૬૮૩૪ | ૭૬ |

એમાંથી આ ઉત્તર પ્રાંતમાં જિલ્લાવાર હકીગત આ પ્રમાણે હતી.

| | ક્ષેત્રફળ ચો. માઇલ. | ગામડાં. | વસ્તી. | નિશાળો. | નિશાળીઆ. |
|---|---|---|---|---|---|
| સુરત. | ૧૫૮૮ | ૮૫૯ | ૬૦૭૦૮૭ | ૩૦૬ | ૧૫૬૫૦ |
| ભરૂચ. | ૧૩૫૮ | ૪૧૫ | ૩૫૦૩૨૨ | ૨૧૩ | ૮૮૭૪ |
| ખેડા. | ૧૫૬૧ | ૫૯૧ | ૭૮૨૭૩૩ | ૧૯૩ | ૧૪૩૮૧ |
| અમદાવાદ. | ૩૮૪૪ | ૯૦૪ | ૮૨૯૬૩૭ | ૧૮૧ | ૧૧૦૭૮ |
| પંચમહાલ. | ૧૮૭૪ | ૭૫૨ | ૨૪૭૫૮૦ | ૩૪ | ૨૪૦૨ |
| કાંપ વડોદ્રા. | ૦ | ૧ | ૧૭૬૬ | ૧ | ૪૩ |
| ,, ડીસા. | ૦ | ૧ | ૫૯૪૦ | ૨ | ૧૦૭ |
| કાઠિયાવાડઇલાકો | ૨૦૩૩૯ | ૪૮૭૯ | ૨૩૧૨૬૨૯ | ૪૧૮ | ૨૩૩[illegible] |
| રેવાકાંઠા ,, | ૪૫૯૩ | ૩૪૮૪ | ૫૦૫૭૩૨ | ૬૫ | ૩૩૦૬ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| મહીકાંઠા | ,, | ૪૦૦૦ | ૧૬૪૫ | ૪૪૭૦૫૬ | ૪૫ | ૨૩૮૫ |
| પાલણપુર | ,, | ૬૦૪૧ | ૧૦૫૮ | ૫૦૨૫૮૬ | ૧૮ | ૯૦૬ |
| કચ્છ | ,, | ૬૫૦૦ | ૧૦૨૫ | ૪૮૭૩૦૫ | ૪૩ | ૨૯૪૪ |
| ખંભાત | ,, | ૩૫૦ | ૮૭ | ૮૩૪૯૪ | ૨ | ૩૦૧ |
| સુરત | ,, | ૬૧૫ | ૩૮૧ | ૧૨૩૮૪૯ | ૩ | ૧૮૩ |
| કુલ. | | ૫૨૬૬૩ | ૧૬૦૮૨ | ૭૨૮૭૭૧૬ | ૧૫૨૪ | ૮૫૮૭૮ |

પાછલા વરસ કરતાં ૫૮ નિશાળ અને ૧૮૩૧ નિશાળીયાનો વધારો આપણા પ્રાંતમાં હતો. વસ્તીના પ્રમાણમાં સેંકડે કેટલા ભણેછે તેનો હિસાબ કહાડતા ઘણામાં ઘણા સુરત જિલ્લામાં ૨.૫૭ અને સુરત ઇલાકામાં .૧૪છે. કાઠીઆવાડનાં સેંકડે એક બરાબર ભણેછે અને એ પ્રમાણ માત્ર જિલ્લાઓથીજ ઉતરતુંછે. જિલ્લાઓમાં ચાર ગામે ઘણું કરીને એક નિશાળ માલમ પડેછે, પણ અહિંયા ૧૩ ગામે પણ એક નિશાળ પૂરી આવતી નથી અને એજ કારણ ભણનારની સંખ્યાનું પ્રમાણ ઓછું આવેછે તેનું હોય એમ લાગેછે. બીજા ઇલાકાઓના મુકાબલામાં તો કાઠિયાવાડ બધી રીતે ચડીયાતો છે.

આખા મુંબાઈ ઇલાકામાં આ વરસે ૩૬૯૪ નિશાળો હતી, અને ૨૦૮૧૩૬ નિશાળીઆ હતા. પાછલા વરસમાંની ૯ નિશાળો ગઈ અને ૯૪ વધી. ભણનારાઓ કેટલેક ઠેકાણે ૩૩૭ ઘટયા, અને ૯૩૨૮ વધ્યા. આ બધી રીતના વધારાનો ઘણોખરો ભાગ આપણા ઉત્તરપ્રાંતમાંજ હતો એ ઘણું આનંદકારકછે.

મદદ લેનારી અને ખાનગી નિશાળો પણ ગણતાં ૧૪૪ નિશાળોનો અને ૧૨૦૨૬ નિશાળીઆઓનો વધારો માલમ પડેછે.

આ વરસે પરિણામ જોઇને કુલ ૭૦૭૯૨ અને એમને એમ ૩૩૨૧૫ રૂપિયાની ગ્રાંટ આ વરસે આપવામાં આવી હતી, લોકલફંડમાંથી ૨૫૯૮ રૂપિયાનો ગ્રાંટ ગામઠી નિશાળોમાં ગયો હતો. (અપૂરૂં)

---

# केळवणी खातानी खबरों.

—ચુણેલ વોહોરા હુસેનઅલી દાઉદભાઈ રૂ ૩)—નડીઆદ કન્યાશાળા મેહેરબાન કલેકટર સાહેબનાં મડમ સાહેબ મીસ્તર સેપર્ડ રૂ ૪) ખંભોળજ ભટ દુરધ્યાશંકર જેશંકર રૂ ૦-૮-૦ ગાજણ ચીફકાન્સ્ટેબલ સાહેબ ગોપાળરાવ બળવંતરાવ રૂ ૦-૧૪-૦—ગાજણ સ્વક્ષ્થાન ગાજણના ઠાકોર સાહેબ હીંમતશંગજી રાયશંગજી રૂ ૧)—ગાજણ મેહેતાજી લક્ષ્મીરામ જેભાઈ રૂ ૦-૧૦-૦—આણંદ રાવસાહેબ નરશીલાલ રેવાંદાસ રૂ ૧)—આણંદ રાજેશ્રી નારણરાવ દાજીરાવ. રૂ ૨)—અલીણા રાજેશ્રી વ્રજરાય સાકરલાલ વકીલ રૂ ૧)—માતર મેહેરબાન કલેકટર સાહેબનાં મડમ સાહેબ મીસ્તર સેપર્ડ રૂ ૪)—ડભાણ રાજેશ્રી ધીરજરામ મુગટરામ રૂ ૨)—ખંભાત સાહેબજાદા મીરજા નજુમ ખાનસાહેબ રૂ ૩૪-૮-૦—નાપાડ કન્યાશાળા પટેલ સામળભાઈ જીજીભાઈ રૂ ૩)—નાપાડ કન્યાશાળા પુરાણી રાજારામ બાપુજી રૂ ૦-૮-૦—વાસદ મેહેરબાન કલેકટર સાહેબ બહાદુર જી. એફ. સેપર્ડ રૂ ૮)—અનારા મેહેરબાન શંકર પાંડુરંગ પંડીત રૂ ૧-૩-૦—માતર શેઠ મથુરાંદાસ કાશીદાસે છોકરાઓને પાણી પાવા માટે પરબ મંડાવી હતી—આંકલાવ ગોરજી એમરતનજી સુરચંદજી એજન.

Motiram Rajaram,

ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર ખેડા વિભાગ.

---

જાવક નંબર ૧૫૧ સન ૧૮૭૬

ચીખલી કન્યાશાળામાં મેહેરબાન સુરત જીલ્લાના કલેકટર પ્રાટ સાહેબે મીઠાઈ છોકરીઓને રૂ ૨)-ચોપડીઓ નંગ ૧૪ રૂ ૩-૪-૬ એજન નંગ ૯ રૂ ૨-૨-૬ સ્લેટ નંગ ૧૭ ને માટે રૂ ૨-૧૦-૬ મોનીટરશીપ બે છોકરીઓને દરેક મહીને આઠ આના રૂ ૧૨)—ચીખલી તાલુકા સ્કુલમાં છોકરાને ચોપડીઓ નંગ ૧૪ રૂ ૩-૯-૬—આલીપોર તાલુકે ચીખલી સુરત જીલ્લાના કાજી શૈયદ જમાલુદીન ઉરફે મોર ગુલાબખાજા સાહેબે ઉર્દુ ચોપડીઓ રૂ ૭)-પટેલ ફકીરભાઈ અસઅલજીએ ચોપડી રૂ ૦-૮-૦ -માવજી સાલેજી પોલીસ પટેલ રૂ ૦-૮-૦ શેઠ રાયચંદ ગંગાદાસ રૂ ૦-૪-૦-શેઠ પેસ્તનજી દાદાભાઈ રૂ ૦-૪-૦ મેહેતાજી ગુલાબભાઈ

ડાહ્યાભાઈ રૂ૦-૮-૦ મુનશી ફકરૂદીન જમાલુદીન રૂ૦-૪-૦ પેહેલા આસીસ્ટંટ સંતારામજી અસભાલજી રૂ૦-૪-૦—ફડવેલ તાલુકે ચીખલી મેહેરબાન ચીખલી તાલુકાના આસીસ્ટંટ કલેકટર સાહેબે મીઠાઈ રૂ૨)—વાંસદા સંસ્થાન મેહેરબાન સુરત જીલ્લાના કલેકટર પ્રાટ સાહેબ અને એજંટ સાહેબે ચોપડાઓ રૂ૫-૦-૯ રાજાસાહેબ તરફથી મજમુતદાર ગજાનંદ તથા મેમબરોએ મળીને મીઠાઈ રૂ૨)—હરીઆ તાલુકે વલસાડ આજમ હરીઆન સ્ટેશન માસ્તરે છોકરાઓને ચોપડીઓ રૂ૧)—વલસાડ હિંદુ કન્યાશાળા મેહેરબાન કલેકટર પ્રાટ સાહેબે મીઠાઈ રૂ૪) તથા ચોપડાઓ રૂ૨-૧૪-૦ —ભુતસર તાલુકે વલસાડ મેહેરબાન વલસાડ તાલુકાના ફસ્ટ આસીસ્ટંટ કલેકટર સાહેબે છોકરાઓને ઈનામ રૂ૧)—પારડી કન્યાશાળામાં મેહેરબાન સુરત જીલ્લાના કલેકટર પ્રાટ સાહેબે ઈનામ વહેંચ્યું તેની વીગત સાકર શેર૨૫ રૂ૫) ચોપડીઓ રૂ૭-૫-૦ રૂ૩ કાંચળીઓ નંગ ૬ રૂ૦-૧૨-૦ જભલાં નંગ ૨ રૂ૦-૩-૦ ટોપી ભરેલી નંગ ૧ રૂ૦-૪-૦ પેન રૂ૦-૧-૦ —મેહેરબાન જાઈલ્સ સાહેબ ઉત્તર ભાગના આકટીંગ એજ્યુકેશનલ ઈન્સ્પેકટર સાહેબે વહેંચ્યુ ચોપડીઓ ર-૧૩-૩ પેન રૂ૦-૨-૯ —પારડીના રાવસાહેબ મામલતદાર વાઘજીભાઈએ કોપી બુકો લાયબ્રેરીને સારૂ રૂ[illegible]-૦-૯ સ્લેટપેન રૂ૦-૬-૯ —કોલક તાલુકે પારડી મેહેરબાન કલેકટર પ્રાટ સાહેબે છોકરાઓને મીઠાઈ વહેંચી રૂ૩) સ્કુલ કમેટીના મેમબર તથા સદગ્રસ્થો મળીને તથા ડાકટર સાહેબ ઉદવાડાના મળીને ઈનામ ચોપડી વીગેરે રૂ૮-૦-૮ —ઉમરસાડી તાલુકે પારડી મેહેરબાન આસીસ્ટંટ કલેકટર ઈસ્ટ સાહેબે મીઠાઈ રૂ૧)-પારડીના રાવસાહેબ મામલતદાર વાઘજીભાઈ છોકરાઓને ચોપડીઓ વહેંચી રૂ-૦-૧૨-૦—વાઘછીપા મેહેરબાન અસીસ્ટંટ કલેકટર ઈસ્ટ સાહેબે મીઠાઈ વહેંચી રૂ૧)

Ganpatram G.
આ. ડે. એ. ઈ. સુરત. દ. વિ.

---

વરધરી સરકારી ગૂજરાતી નિશાળની પરીક્ષા નાંચે લખેલા અમલદારોએ પધારી કરી.

લુણાવાડા ઉત્તર ભાગના ચીફકાનીસ્ટેબલ સાહેબ બાહાદુર હેમાન

દાદુમીઆં તા. ૨૨ મી જુલાઇ સને ૧૮૭૬ ના રોજ નિશાળમાં પધારી છોકરાઓની પરીક્ષા કરી રૂ૧) ની મીઠાઇ વહેંચી.—ખાનપુર તાલુકે લુણાવાડાના થાણદાર સાહેબ ચુનીલાલ ઝવેરલાલ તા. ૧૫ મી અગષ્ટ સને ૧૮૭૬ ના રોજ નિશાળમાં પધારી છોકરાઓની પરીક્ષા કરી આના ૧૨ ની મીઠાઇ વહેંચી.

Lalbhai Rupram,

આં ડે. એ. ઇ. રે. પં.

જા.ન. ૧૬૨ સન ૧૮૭૬—૭૭

શન ૧૮૭૫ ના જુનની તા. ૧ લીથી શન ૧૮૭૬ ના જુનની છેલ્લી તારીખ સુધીમાં પ્રાંત કચ્છની નિશાળોમાં જે ઇનામ થયા તેની ટીપ.

ભુજની ન. ૨ જાની નિશાળમાં શેઠ. નાનચંદ ખટાઉ તરફથી રૂ૧) શા. પેલા એતશી તરફથી આના ૧૨ મેહેતાજીને પાઘડી. આના ૮ ઓરાપરની નિશાળમાં મેહેતાજી વેજનાથ ભવાનીદાસ તરફથી રૂ૧ ઠા. કાનજી દેવચંદ તરફથી રૂ૧) મેતા લજાશંકર દયારામ અને સામજી મુરારજી તરફથી આના ૧૨ —શ્રી જખૌની નિશાળમાં મુંબઇના શેઠ વરધમાન પુનસી તરફથી રૂ૨૯-૧૪-૯ ભુજની કન્યાશાળામાં પ્રાંત કચ્છના પોલીટીકલ એજંટ કરનલ દબલ્યું સી. પાર શાહેબ તરફથી રૂ૧-૪-૦ દીલ્હીનાં શાહાજાદા તરફથી આના ૮ કોઠારાની કનાશાળાના મેહેતાજી ચતુરભુજ લાલજી તરફથી આના ૮ લાકડીઆની નિશાળમાં દીલ્હીના શાહજાદા મહમદશા તરફથી આના ૧૨ શા. સાંકળચંદ હીરાચંદ તરફથી ૧-૮-૦—શ્રી અંજારની નિશાળમાં અંભાળીઆના શેઠ વીરજી રવજી તરફથી ૭-૪-૦—તથા અંજારની કન્યાશામાં રૂ૧૩)—શ્રી કોઠારાની કન્યાશાળામાં સોની નેણસી ટોપણ તરફથી રૂ૯-૮-૦ સોની—મુળજી કચરાણી તા. સોની વીરજી તા. ભાણજી વાલજી તા. સોની ઝવેર ખીમજી તરફથી. રૂ૧) મેતા. વેજનાથ પ્રભુજી તરફથી. રૂ૦-૧૨-૦ ધરમસી ભાણજી તા. ગોપાળજી ખીમજી તરફથીરૂ૧-૮-૦ શ્રીમાળીયાના કારભારી દલપતરામ મકનજી તા. મેતા શંભુશંકર મુળશંકર તા. મોરલીધર વલભજી તરફથી રૂ૦-૧૨-૦ શ્રી માંડવીબંદરના કારભારી ટોકરસી તેજપાળ તરફથી તા, પોસ્ટમાસ્તર વજેરામ નારણજી તરફથી

રૂ૧-૪-૦ માસ્તર વન્જેરામ નારણજી તથા મેહેતાજી ચતુરભુજ લાલજી તરફથી રૂ૦-૧૨-૦ સોની ચનુ ડુંગરસી તા. ઠા. માધવજી સીવજી તા. સીવજી ઉકેડા તા. મેહેતાજી ચતુરભુજ લાલજી તરફથી રૂ૭-૧૦-૦ માંડવીના મોઢ બ્રાહ્મણ ખીમજી તરફથી રૂ૧-૪-૦ સોની ચાંપસી ધનજી તરફથી રૂ૨-૮-૦ રાજગોર કેશવજી પ્રેમજી તરફથી રૂ૧-૨-૦ મોથાળાની નિશાળમાં મેતા લક્ષ્મી શંકર તા માઝન સમસ્ત તરફથી રૂ૧-૨ તેરાના કુમારશ્રી હમીરજી તરફથી રૂ૧-૮-૦ વીંઝાણની નિશાળમાં સોની ધરમસી ભાણજી તા. મેહેતાજી ચતુરભુજ લાલજી તા. સોની ખીમજી તરફથી રૂ૧-૨-૦ જખ્ખાના ન્યાયાધીશ વૈજનાથ પ્રભુજી તરફથી રૂ૧) શ્રી ભુજની કન્યાશાળામાં કોઠારાની નિશાળના મેહેતાજી ખીમજી વાઘજી તથા ઠા. રામદાસ દામજી તરફથી રૂ૧)—પ્રાંત કચ્છના પોલીટીકલ એજંટ કરનલ દબલ્યું. સી. પાર સાહેબ તરફથી રૂ૫-૮-૦ માંડવીની નિશાળના મેહેતાજી કરશનજી પરશોતમ તરફથી રૂ૦—૮—૦ ઠાં. રામજી કાનજી તરફથી રૂ૧)—શ્રીતેરાની નિશાળમાં શેઠ ઠા. તુળસીદાસ લધા તરફથી રૂ૭)—કુમારશ્રી હમીરજી તરફથી રૂ૫)—ત્યાર બાદ કુમારશ્રી હમીરજી તરફથી રૂ ૨-૮-૦ કુમારીશ્રી હમીરજી તરફથી રૂ૨૮-૮-૦—તેરાની નિશાળમાં ઇનામ કર્યું. ઠા. વલભદાસ મોરાતરફથી રૂ૫)—શ્રી ગુંદીઆલીની નિશાળમાં ઠા. કાનજી મોરારજી તરફથી રૂ૧૧-૪-૦ મજકુર સ્કુલના મેહેતાજી રણછોડ જાદવજી તરફથી રૂ૧-૪-૦—શ્રી અંજારની નિશાળમાં અંજારના ન્યાયાધિશ મેતા નીરભવરામ નાથજી તરફથીપરૂ૨-૮-૦ તથા કન્યાશાળામાં રૂ૧)—લાકડીઆની નિશાળમાં મેહેતાજી દયાશંકર જીવણરામ તરફથી રૂ૦-૮-૦ છોટાલાલ મગનલાલ તરફથી રૂ૦-૪-૦ શેવક પરભુદાશ કરશનદાશ તરફથી રૂ૧-૪-૦ રાજેશ્રી હાથીરામ ત્રીકમજી તરફથી રૂ૦-૮-૦ રા. હરીબા બાજી તરફથી રૂ૦-૮-૦ રા. રાઘવજી પુંજા તરફથી રૂ૦-૮-૦ ગોડજી ડોસાજી તરફથી રા. કૃષ્ણશંકર નરભેરામ તરફથી રૂ૦-૪-૦ રા. હરીલાલ ગોપાલ તરફથી રૂ૦-૪-૦ જમાદાર સુલતાંનમીઆં તરફથી રૂ૦-૪-૦—શાબરાઈની ગૂજરાતી નિશાળમાં શેઠ. દેવજી રામજી તરફથી રૂ૧) શેઠ કેશવજી ઈશ્વર તરફથી રૂ૧)—રોહાની ગૂજરાતી નિશાળ

માં ઠા. રામદાશ દામજી તરફથી રૂ૨-૧૪-૦—થી ઓડશરની નિશાળ-માં જોડજા લખાજી તરફથી રૂ૦-૮-૦—પીપરાળાના જાડેજા મેરાણજી તરફથી મેતા ઝીણા ધનજી તરફથી રૂ૦-૪-૦—કોઠારાની ગૂજરાતી નિશાળમાં ઠા. વસા ઘેલા તરફથી રૂ૦-૧૪-૦ ઠા. ભીમજી ડુંગરશી તરફથી રૂ૦-૧૨-૦ મજકુર ગામના પોસ્ટ માસ્તર વજેરામ નારણજી તરફથી રૂ૦-૧૨-૦ ઠા. વસનજી વરયાણી તરફથી રૂ૦-૮-૦—બેરાજા-ની ગૂજરાતી નિશાળમાં મેહેતાજી જમનાંદાશ મુલજી તરફથી રૂ૨)

---

## સરકારી જાહેર ખબર.

### સરક્યુલર. નં. ૪૮૮૨

હોપસાહેબના સરકારી અંકગણિત ખપી ગયાંછે તે હવેથી છપાવ-વાનાં નથી. એને ઠેકાણે હવેથી મી. લાલશંકરકૃત સરકારી અંકગણિત ચાલશે અને તે સરકારી ડેપોમાંથી જાનેવારીના અંતસુધીમાં મળશે. જ્યાં હોપસાહેબનું અંકગણિત ચાલેછે ત્યાં સઘળે આ અંકગણિત વર્ગોમાં દાખલ કરવું.

સુરત.
૨૯મી ડીસેંબર ૧૮૭૬ } (સહી) G. BUHLER,
એ. ઈન્સ્પેકટર. ઉ. પ્રાંત

---

### શુદ્ધિપત્રક.

ગયા અકટોબર માસમાં જે ધોરણો છપાયાંછે તેમાં કન્યાશાળાના ધોરણોમાં નીચે પ્રમાણે ભૂલ થઇછે તે સઘળા મહેતાજીઓ પોતાની પ્રતમાં સુધારી લેશે.

| ધોરણનું નામ. | કલાક છપાયાછે તે. | કલાક જોઇએ તે. |
|---|---|---|
| બીજું, ચોથો વિષય. | ૧૦ | ૩ |
| પાંચમું, પાંચમો વિષય. | ૭ | ૫ |
| છઠું, પાંચમો વિષય. | ૭ | ૪ |

ત્રીજા ધોરણના ચોથા વિષયમાં ગૂજરાતી ભૂગોળવિદ્યા એમ છપા-એલુંછે ત્યાં ગૂજરાતની ભૂગોળવિદ્યા સમજવી.

મુ. રાજકોટ
તા. ૨૦ મી જાનેવારી ૧૮૭૭ } નવલરામ લક્ષ્મીરામ.
એડીટર, ગૂજરાત શાળાપત્ર.

# काहानडदे प्रबंध.

क्रिमको गिरिसाई देवराइ ॥ अंगि एतलि आहिं ॥
मारी मलेंछ मांकडी मूंगल ॥ पछइ रह्या रणमांहे ॥९१॥
जे फल नहीं हूया गंगा नइ ॥ तीरथ घणे दनि त्रीलोकि ॥
सोमनाथनी चाडिइ मरतां ॥ ते पुहता सुरलोकि ॥९२॥
पडी भेल प्रासाद देव नइं ॥ भागां कुंची ताला ॥
हलहल करि पोल मांहि पयठा ॥ लीया ढोल कंसाल ॥९३॥
ईडि चड्या असुर आरहडा ॥ वेगि वावरइ घण ॥
पासतणी पूतली भांजइ ॥ भूमि पडइ पाहाण ॥९४॥
सांधि सांधि जूजूई कीधी ॥ घर पाडवा लागा ॥
ऊपरिथि काजे हाथी घोडा ॥ घण तणे थाय भागा ॥९५॥
तलि परठइ सांगि लोहडानी ॥ प्राण करेवा लागइ ॥
हलकहल फरि बिहुं पंखि वलगइ ॥ मोटि मूरति नांगइ ॥९६॥
विरूइ वात वरतवा लागी ॥ कुलयुग करइ विलास ॥
पृथवी तणूं पीठ मेहली नइ ॥ देव गया कैलास ॥९७॥
अलूखांनि एहवुं फरमायुं ॥ मठ रहावुं सूनुं ॥
ढीली भणी भूतचलावउ ॥ तिहां करे सिउंचुनु ॥९८॥
लोहडइ जडी फरकइ रहकलि ॥ वलि अणावु गाडा ॥
सोमनाथनुं लिंग चडावउं ॥ आणी उडव्या आडा ॥९९॥
काला भूंछ तेडीया भोई ॥ गाडे लिंग चडावउं ॥
आगलि घणी जोतरी त्रीयल ॥ ढीली भणी चलावु ॥१००॥
आगइ रौद्र घणइ कोपानल ॥ देख सवे तिइं बाल्या ॥
तिइं प्रथवी मांहि पुण्य वरतावउ ॥ देव लोकि भय टाल्या ॥१०१॥

तिवलउ काक त्रिपुर विद्धंसिउ ॥ वचन वेगि जिम तूल ॥
पदभनाभ पूछइ सोमईया, केथउं करूं त्रिशूल ॥१०२॥
वालांगाम देस उजाडिउ ॥ घणा नगर विद्धंशा ॥
सोरठ मांहि हालाहल कीधउ ॥ लोक तणां धन लूशां ॥१०३॥
साह्यां लोक बंभ नइ बालक ॥ नारि वरण अढार ॥
आलेवाद्रे हालरां कीधां ॥ बानन लाभइ पार ॥ ॥१०४॥
बंदीखांनू साथि चलाविउं ॥ तुरक कर्या तसलीमा ॥
वाजी सान खांन ऊतरीउ ॥ सोरठीयानी सीम ॥१०५
वाइवाउ वेडिदव वालइ ॥ तेह प्रतिसिउं करिइं ॥
तिणि परि तुरक तरवर्या आवइ ॥ कहु किहां ऊगरिइ ॥१०६॥
जूनुगढ गिरिनार वुलीउ ॥ काच तणी भूंइ चांपइ ॥
कंथा गहडी अनइ पारकर ॥ ठठू थरहर कांपइं ॥१०७॥
अलुखांन आपणपुं दीउउं ॥ कीधुं गरव अपार ॥
वाट पाधरी मारू वांका ॥ नाव चीतलगार ॥१०८॥
आगइ पातसाह अवगणीउ ॥ वाट कांहानडदे नापी ॥
तेह रोस हीआमांहि आंणि ॥ लिउं सोनागिरि चांपि ॥१०९॥
अलूखांनि एहवुं नवि जाणिउं ॥ जे लागांछइ पाप
दरिदरि नबिगोह प्रगटइ ॥ किही नीसरइ साप ॥११०॥
तीना तीर तुरक तारवि ॥ विरद आपणूं बोलइ ॥
वरगां ढोल नीसांण द्रसूकि ॥ दगमग डुंगर डोलि ॥ ॥१११॥
मारूआडि मांहि कटक पुहतां ॥ भली जायगइ लीधी ॥
मुहल मांहिइ बेसि नइ मोटे ॥ मलकिम सुरति कीधी ॥११२॥
करि मंत्र जालहुर कानडभणी ॥ प्रधान चलाविउ ॥

असिक्रहावी मांटी घायो ॥ अलूखांन गढ आविउ ॥११३॥
माहरा दल साहमुं कुंण मांडइ ॥ देखि माहरी वात ॥
अणि मुंहि देसमि जातां ॥ सोरठि नइ गूजराति ॥११४॥
कीधा भूतवंदि मितेरा ॥ करी सजाई आवे ॥
मांटिहुइतुं घाटुं वंधे ॥ सोमनाथ मेहलावे ॥११५॥
लेइ भेटिकइ मलवा आवे ॥ कइ पूरुखारथ दाखे ॥
कइ ताहरुं भलपण जांणी ॥ सिइ घर आपणुं राखे ॥ ॥११६॥
तणि दिवसे दिधुं सपनांतर, हूतइ प्रगट विहाणइ ॥
पाउ धारा गंगा नइ गोरी ॥ कान्हडदे इम जांणइ ॥११७॥
पूछी वात राज किणि तिणि दीधूं ॥ काहन भणइ सांनि ॥
गौरी भणइ ताहरू स्वामी ॥ तेरा ग्रहीउ वांनि ॥११८॥
गंगा भणइ ऊठि अजरामर ॥ अजि विमासण कांइ ॥
ताहरा देसमांहि सोमईउ ॥ असपति लीधइ जाइ ॥११९॥
एकवार आगइ दैत्यथी ॥ रामि रौद्र मूकाविउ ॥
बीजी वार वली वीरोचनि ॥ भगति विशेष जणाविउ ॥१२०॥
लीजइ मोर त्रिहुं ऊडाणे ॥ जाणे काहनड देउ ॥
ममकरि जेड वीरइम बोलइ ॥ गंगा गोरी बेउ ॥१२१॥

॥ राग रामगिरि ॥

बे अबला बोलइ अस्यूं ॥ जेसरि असंभमकीध ॥
चौद लोक स्वामी ग्रहिउं ॥ ते प्रांणि पेखंतां लीध ॥१२२॥
विलवइं बेसती कीजइ कंकण भंग ॥ ऊछइ नीरिजिम माछिली ॥
॥ तिम विरहि दहि अंग ॥१२३॥

॥ आंचली ॥

जेको बंधन छोडाविइ ॥ तेह पातिग छंडि पूंठि ॥
वेद वचन अह्मे सांभल्युं ॥ तुं कान्हदे ऊठि ॥१२४॥

वलण.

छोडावे स्वामी अह्म तणु ॥ तुं मूगल म्लेछ विहंडि ॥
कीरति लगइ कान्हड धणी ॥ तुझ नाम हुसि नव खंडि ॥ ॥१२५॥

॥ पवाडु ॥

ऊठिउ वीर मोडीउ ॥ आळस किधु सपन विचार ॥
सोम चंद्र व्यासि इम कहिउं ॥ म्लेछ तणु करिमार ॥१२६॥
सोमनाथ चाड करेजे ॥ वळी छोडावे वान ॥
असपतिना दलथी तेतलेइ ॥ गढि आविउ प्रधान ॥ ॥१२७॥
सभा माहि जईनइ राउल भेट्या ॥ दीधां आसन मान ॥
कहि प्रधांन कान्ह अवधारू ॥ इस्युं कहाविउं खान ॥१२८॥
मारी देसने सऊ जाडिस ॥ तुं पणि करे परांण ॥
गढ तलहटी सरोवरि आवि ॥ अह्मे देस्युं मेल्हांण ॥१२९॥
राउल भणइ वीर आफणीइं ॥ आपणपू म वखांणि ॥
जु पुरूषारथ करी दाखवइ ॥ तुं सहु कोइम जाणि ॥१३०॥
अलूखानंनि इंम संभलावे ॥ अह्मे परगणूं करेस्यूं ॥
दिवस एक बिहु मांहि जालवे ॥ दलि आवी घाउ लेस्यूं ॥१३१॥
जई प्रधांनि इम खांन विनव्या ॥हींदू वेढि करेसिइ ॥
खांन भणइ सहू इ सज थाउ ॥ ए अछवांदाह देसि ॥१३२॥
करी सजाई दीयां ददामां ॥ वाजइ दिवस विहांणइ ॥
अलूखांनना कटक तेतलइ ॥ चाली गयां सिरांणइ ॥१३३॥
पाखलीं कर्या काठगढ खाइ ॥ नहीं लगारइ माग ॥

घोडां हाथी रहि पाखर्यां ॥ किम लहेसि लाग ॥१३४॥
जयत देवडु लखण सेवटु ॥ लूंणकर्ण तेडाव्या ॥
साल्हुनि सोभुतु राउलि ॥ लस्कर भणी चलाव्या ॥१३५॥
सरखे घोडे साथि मोकल्या ॥ सात वीस असवार ॥
दीधी सीख जइ दलि जाणुं ॥ कटक केतलु पार ॥१३६॥
कटक मांहि प्रधान पहूता ॥ दीठुं दल मेल्हाण ॥
हे जबनीपर दार निकीत्रे ॥ मांहीं किधूं जाण ॥१३७॥
अलूखांनि जूजआ देवार्यां ॥ तेसवि हुं अनाम ॥
सोनां रूपां अनइ सावटू ॥ तीरी आप्या द्राम ॥१३८॥
अलूखांनी एहवूं फरमायुं ॥ करू विछेद मजेडु ॥
जे प्रधान कान्हडदे केरी ॥ मुहल आगि लइ तेडुं ॥१३९॥
एक भणइ अह्मे कान्हड टाली ॥ अवर न करूं प्रणांम ॥
खांन भणाइ आघा तेडावु ॥ वरि म करस्युं सिलाम ॥१४०॥
करी भेढि राउले प्रधाने ॥ पूछई खांन भलाइ ॥
कटक तणी कान्हडदे आगलि किसि वात बोलाइ ॥१४१॥
द्यु अरदा अरदास पासि तुह्म दीधी ॥ जे कान्हडदे राइ ॥
कहि प्रधान खांन अवधारु ॥ तिंहा सिलाम लिषाइं ॥१४२॥
जु वैश्वानर यढु थाय ॥ पश्चीम ऊगइ दीस ॥
नारायण बलतु कान्हजी ॥ कहि न नामइ सीस ॥१४३॥
खान भणइं कुण कारणि आव्या ॥ कहुं तुंम्हारूं काज ॥
कहि प्रधान राउल आ देसिं ॥ कटक जोईइं आज ॥१४४॥
अलूखांनि आयसि पुंतारे ॥ ततखिण गयवर गुड्या ॥
वालि तणा तेंजी पखराव्या ॥ मलिक मुहल माहि तेड्या, ॥१४५॥

तुरक बछा मुंगल करकटीया ॥ तेहे मांडीहार ॥
प्रधाने करी सामगिरि दीठी ॥ कटक तणी अपार ॥१४६॥
कीधी सांज खांनि मुगलनइं ॥ सींगिणि पराठिउ तीर ॥
तांणी गयणि पंखिणी वीधी ॥ पेखइ मोटी मीर ॥१४७॥
तडंग समेत ते तलइं लखणइं ॥ राउति भइ सु आहण्यु ॥
करिउ त्रिसंध घाइ खांडा नइं ॥ अलूखांनि वखाण्युं ॥१४८॥
पूछइ खान कान्ह घरि केता ॥ ताहरि जामलि कहि जइ ॥
लखणुं भणइ सहस चुवि सइ ॥ पूठि वाजलही जइ ॥१४९॥
तुठु खांन भणइं तुं हीदू ॥ मागि न करूं पसाउ ॥
कहिं प्रधान रीझइ नवि लीजइ लाजइ कान्हडराउ ॥१५०॥
एक खांति पूरवुं अह्मारी ॥ कटक चिहुं दिसि जोस्युं ॥
मन जांणिसि वरांसु वीतु ॥ जे राति वाहु देस्युं ॥१५१॥
अलूखांनि जण साथि मोकल्या ॥ देखाड्या मल्हांण ॥
घोडा हाथी ऊंट पोठिया ॥ वेसरी पुठी पल्हाण ॥१५२॥
मलिक तणा जूजूया मरातब ॥ माहि भला झूझार ॥
दल जोअंतां दीस आथम्यु ॥ तुहिन आवइ पार ॥१५३॥
बंदीवाल घणा सीदातां ॥ दीठा पाडइ दाढि ॥
दीसिं अगासि तावडि ताझइ ॥ रातिं वातइ टाढि ॥१५४॥
थांन विछोड्यां बालक रोइ ॥ दीसइ सरखां दूख ॥
आगइ एक टलवलइ तरीस ॥ बीजी लागइ भूख ॥१५५॥
एक मांदा एक नसकइं ऊठी ॥ एक अणूहांण उछाड्या ॥
दाणा पांच लहइ नवि खावा ॥ एक तणे पाए लोहडां ॥१५६॥
एक जूजूयां हालरां कीधां ॥ वाध्रि बांध्या आलइं ॥

एक छोरू माय बाप विछोह्यां ॥ एक जयडीया गालइ ॥१५७॥
करिउ विछोह जूजूआ कीधां ॥ सविनारी नि नाहि ॥
बाल वृद्ध लवलतां दीठां ॥ कटकि उछली धाह ॥१५८॥
एक भणइ अह्मे जन्म आगिलइ ॥ हीड्या कीस्यूं अणूरू ॥
तुरक पासि पाडीया दैवी ॥ वयरी दीधुं पूरूं ॥१५९॥
कूडी साखि कइ अह्मे दीधी ॥ कइ चडाव्या आल ॥
कइ जिणणी उछंगि रडतां ॥ थांन विछोह्यां बाल ॥१६०॥
गाय तणां कइ गोयर खेड्यां ॥ कइ लोप्या आ घाट ॥
कइ अह्मे जई जंगलि मधु लीधां ॥ कहि कइ पाडी वाट ॥१६१॥
कइ अह्मे माय बाप नवि मान्या ॥ वेद वचन ऊथाप्या ॥
कई अह्मे पर्व तिथि नवि कीधी ॥ कइ रिषि दान न आप्यां ॥१६२॥
कइ अह्मे कुल आचार लोपिउ ॥ कइ संभेडा लाया ॥
घरि आव्या जो अतिथ न पूज्या ॥ तरस्यां नीर न पायां ॥१६३॥
कइ परनारी गमन आचर्यां ॥ कीधां पातिग पंच ॥
खाधां धान रात्रि अंधारइ ॥ छोरू कीधां वंच ॥१६४॥
कइ भर्यां सरोवर पालि ऊसासी ॥ तरूअर दीधा घाऊ ॥
देव तणा प्रासाद पडाव्यां ॥ कइ हरि लायु पाउ ॥१६५॥
लाख मीणं लूंण तिल वुहर्या वीक्या ॥कंन्या विक्रय कीधा ॥
सांम सूर कइ राहु रालं तइ ॥ महादान को लीधां ॥१६६॥
कइ वीश्वास घात अह्मे कीधां ॥कइ अवगणीयां पात्र ॥
कइ धन प्रांणि परायां झूंटी ॥ पामर पोख्या गात्र ॥१६७॥
जन्म लगइ जेहनां धन लीजइ ॥ तेह चाडइ संग्रामि ॥
कइ आपणा प्राण उगार्या ॥ रूधिउ मेहली स्वामि ॥१६८॥

केइ अह्मे स्वामि द्रोह आचरीउ ॥ कीधा आसव पान ॥
केइ अम्हे ब्रह्म घात को कीधो ॥ कइ पाड्या बंधान ॥१६९॥
कइ अह्मे नीच संग संग आचरीउ ॥ कनक चोरीआं कापि ॥
तुरक तणइं बंधानिं पडीयां ॥ कहु अह्मे केहइ पापि ॥१७०॥
भावि करिनि देव न पूज्या ॥ जीव दया नवि पाली ॥
अंगी कर्या वचन को लोप्यां ॥ कइ अह्मे काल्हरि बाली ॥१७१॥
सुप्या द्रोह कइ अह्मे कीधां ॥ कइ छांना विष दीधां ॥
आस्या भंग करइ अह्मे कीधा ॥ कइ धन प्राणि लीधां ॥१७२॥
कइ अह्मे सप्त व्यसन आचरीयां ॥ कइगुरुनी निंदा कीधी ॥
कइ अह्मे दीन दया नावि पाली ॥ लांच अयुगती लीधी ॥१७३॥
एहवां वचन बामणां बोलइं ॥ वे करि पीटइ आप ॥
केहा जन्म तणी एणी वेला ॥ आवी लागां पाप ॥१७४॥
एक भणइ एहनु भरुसु ॥ जे छोडवसि कान्ह ॥
कीधुं मेल मिल्यादलि आवी ॥ तेह तणा प्रधान ॥१७५॥
झूरम झूरा करइ विमासइ ॥ हवइ जंवारइ आंणइ ॥
जु कान्हडदे नहि छोडवीइ ॥ रह्या सही तुरकांणइ ॥ ॥१७६॥
इसी वात सांभली प्रधानें ॥ बांनवि गूचतां दीठां ॥
कटक माहि डांगरा फरंया ॥ कथन कहाव्या मीठां ॥१७७॥
पडखुं कटक करी मेलावु ॥ कान्ह जेतलइ आवइ ॥
उंगयां सुर तणु साथुं ॥ सही बान मेल्हावइ ॥१७८॥
गया प्रधान कान्हड्दे आगली ॥ अलूखांन मोकलावी ॥
लेस्यूं घाऊ रेहेज्यो माडी ॥ दिवस बिहु मांहि आवी ॥१७९॥

अधुरु

## પુસ્તકોની પહોંચ.

સ્વદેશ કલ્યાણાર્થ અને સુધારણા પ્રીત્યર્થ ઉપદેશ પર કીર્તનો. પુસ્તક. ૧લું. એ નામની એક ઉપયોગી ચોપડી કવિ સવિતાનારાયણ ગણપતિનારાયણ તથા કવિ શિવલાલ ધનેશ્વરે મરાઠી ઉપરથી ગૂજરાતીમાં છપાવીને પ્રસિદ્ધ કરીછે. એનું નામજ એટલુંજછે કે તેમાં એ વિષય ઉપરછે તે બધુંજ સમાવી દીધુંછે; તે છતાં દક્ષણીઓએ હરદાસની પદ્ધતિ ઉપર સુધારાની કથા કહેવા માંડીછે, અને તે અર્થે જે મરાઠીમાં ચોપડી છપાઇછે તેનું આ પદ્યબંધ ભાષાંતરછે. એમ કહેવું અમને ઠીક લાગેછે. પ્રસંગે અમે એમાંથી થોડા ઉતારા કરીશું તે ઉપરથી એ ગ્રંથ કેવોછે તે વાંચનારને જણાશે. એ દેશી કાગળ ઉપર છપાવ્યોછે, અને પૃષ્ઠ ૮૯ છે તે છતાં કિંમત માત્ર ત્રણ આનાજ રાખીછે તે ઉપરથી એનો ઉદ્દેશ સ્વદેશ કલ્યાણાર્થછે એ તો સ્પષ્ટછે. એ મુંબાઇમાં બાહારકોટમાં કાળકા દેવીના રસ્તા ઉપર દામોદર ઈશ્વરદાસની દુકાને મળેછે.

હિંદુસ્તાનની ભૂગોળ (પ્રશ્નોત્તરમાં.) બનાવનાર ડાહ્યાભાઈ જગજિવનદાસ મહેતા. કિંમત ૨॥ આના. એની ચોથી આવૃત્તિની એક નકલ અમને પહોંચીછે.

### અમૃત સાગર—વૈદકનો ગ્રંથ.

આ ગ્રંથ જેપુરના માહારાજાએ મારવાડી ભાષામાં રચ્યો છે તેનું ગુજરાતીમાં ભાષાંતર કરી છપાવાનો ઠરાવ કર્યોછે. આ પુસ્તકમાં ૨૫ પ્રકરણછે. અને મોટા નાના સર્વ રોગોની ઉત્પત્તી, લક્ષણ, ઉપાય સારી પેઠે વિસ્તારથી, તથા ધાતુઓને મારવા, તથા મોટા નાના રસ બનાવવાની વિધિ જાત જાતનીછે. માટે આ પુસ્તકનો અભ્યાસ કર્યાથી મોટો વિદ્વાન વૈદ્ય થઇ શકશે, અને એનાં શાળાપત્રક કે કાવ્યદોહન જેટલાં ૬૫૦ પૃષ્ટ થશે. અની કિંમત નીચે પ્રમાણે

૧લી માર્ચની અંદર રૂપિયા અમારા ઉપર મોકલનારને રૂ૪॥, એપ્રીલ ને મેમાં મોકલનારને રૂ૫), ને ફકત સહી કરી મોકલનારને રૂ૫॥ ) અને પાછળથી રૂ૬ ) એ દરેક નકલ આપીશું. તા. ૧લી. ફે. ૧૮૭૭

ત્રીભોવન ગિરધર દાસ.<br>
મુ. તાલુકે બોરસદ, જીલ્લે ખેડા

---

Registered No. 115 of 1877.

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER:

MARCH 1877.

પુસ્તક ૧૯ મું. માર્ચ સન ૧૮૭૭ અંક ૩ જો.

એ'તાજી બહુ મોટું ઝુજ, નામ તેમકે કામ;-
કર અંતે મન ક્ષેત્રની, ખરી એતિ ધરિ હામ.

| અનુક્રમણિકા | પૃષ્ઠ. | Contents | Page |
|---|---|---|---|
|  |



( કેળવણી ખાતાના હુકમથી )
અમદાવાદ મધ્યે મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી પ્રસિદ્ધ કર્યું.
( મૂલ વરસે રૂ. ૧. અગાઉથી )

# गूजरात शाळापत्र.

પુસ્તક. ૧૬ મું. માર્ચ સને ૧૮૭૭. અંક ૩ જો.


## केळवणी खातानो रीपोर्ट. सने १८७५-७६.

**યુનિવર્સિટી.** આ વરસે માટ્રિક્યુલેશનની પરીક્ષામાં ૧૨૬૯ ઉમેદવાર આવ્યા હતા તેમાંથી ૪૩૪ પાસ થયા હતા. લિટલગોમાં ૬૯, બીએમાં ૧૮, અને એમ એમાં ૪ ફતેહ પામ્યા હતા. તેમજ ઈંજનેરીંગની ૧લી પરીક્ષામાં ૨૧, અને બીજીમાં ૯ પાસ થયા હતા. વૈદક શાળામાં ૩૦ અને ૧૬ એ પ્રમાણે પરિણામ હતું. આ વરસે એકે એમ ડીનો દાકતરી ખાતાનો મોટામાં મોટો ખિતાબ મેળવ્યો છે.

આ વરશે ગૂજરાતમાંથી સુરત ખાતે ૨૨, અમદાવાદ ખાતે ૧૦, રાજકોટ ખાતે ૪, નડીયાદ ખાતે ૪, ભરૂચ ખાતે ૩, જૂનાગઢ ખાતે ૨, અને ભાવનગર ખાતે ૨, રાજકુમાર કાલેજ (રાજકોટ) ખાતે ', એ રીતે માટ્રિક્યુલેશનની પરીક્ષામાં પાસ થયા છે. આવરસ પરીક્ષા કાંઇક સહેલી હતી, અને તેથી આખા મુંબાઇ ઇલાકામાં પરિણામ સારો નીકળ્યો હતો. એ સિવાય ગૂજરાતમાં અમદાવાદની અને સુરતની મિશનસ્કૂલોએ ૮ અને ૪ એ અનુક્રમે એ પરીક્ષામાં છોકરા પાસ કરાવ્યા હતા. આ પરીક્ષામાં એક વાત નોંધી રાખવા જોગ છે. રાજકુમાર કાલેજમાંથી બે રાજપુત્રો પરીક્ષામાં હાજર થયા હતા. તેમાંથી ભાવનગરના હરિસિંહજી પાસ થયા છે, અને લીમડીના ઠાકોર જશવતસિંહજી પાસ નહિ થયા, તો પણ તેને માટે પ્રિન્સિપાલ સાહેબ લખેછે કે એનો અભ્યાસ ઈંગ્રેજી

ગૂજરાતી, અને ગણીતમાં ઉત્તમ હતો, અને મંદવાડના કારણથી પાછલા ભાગમાં અભ્યાસમાં ભંગ પડયો એજ એની નિષ્ફળતાનું કારણ છે. એ ઠાકોર ત્યારપછી વિલાત જઇ આવ્યા છે.

દેશી ભાષાની નિશાળો ૪૦૧૧ અને તેમાં ભણનાર છોકરા ૨૧૧૭૮૫ હતા. પાછલા વર્ષ કરતાં ૧૪૦ નિશાળ અને ૧૧૪૩૮ નિશાળીઆનો વધારો થયો હતો. આપણા ઉત્તર પ્રાંતમાં ઘણો વધારો માલમ પડે છે. ૪૯ નિશાળો અને ૫૮ ૫૭ નિશાળીયા વધ્યા એ સંતોષ કારક છે. કુલ છોકરાની નિશાળો ૧૧૫૩ અહિંયા હતી, તેમાંથી ૩૯૦ છઠા, ૪૮૦ ચોથા અને ૨૮૩ ત્રીજા ધોરણ સુધી શીખવતી હતી. સરાસરી હાજરી ૪૭૮૮૪ હતી. કુલ ધોરણોમાં ૩૮૩૯૦ છોકરા હાજર કરવામાં આવ્યા હતા અને તેમાંથી ૨૦૩૭૯ પાસ થયા. જિલ્લાવાર એનું પ્રમાણ નીચે આપ્યું છે.

| | સને ૧૮૭૪-૭૫ માં | ૧૮૭૫-૭૬ માં |
|---|---|---|
| સુરત, ઉત્તરભાગ | ૪૯ | ૫૭ |
| ,, દક્ષિણ | ૫૩ | ૬૪ |
| ભરૂચ | ૫૮ | ૬૨ |
| ખેડા | ૫૧ | ૫૪ |
| અમદાવાદ | ૫૦ | ૫૧ |
| પંચમહાલ અને રેવાકાંઠા | ૫૦ | ૫૧ |
| કાઠિયાવાડ | ૪૬ | ૪૭ |
| મહીકાંઠા | ૫૧ | ૩૮ |

છઠા ધોરણમાં ૧૭૫ અને પાંચમામાં ૭૪૧ કુલ પાસ થયા છે.

ગૂજરાતમાં આ વર્ષમાં નવી ગૂજરાતી સોદાગર કાપી બૂકો દાખલ થઇ, અને રીપોર્ટ ઉપરથી માલમ પડેછે તે સઘળા ડેપ્યુટી સાહેબોને પસંદ પડી છે, અને તેથી અક્ષરમાં સુધારો થએલો તેમના દીઠામાં આવ્યો છે.

સરકારી છોડીઓની નિશાળમાં સરાસરી હાજરી ૧૭૮૨, પરીક્ષામાં હાજર થનાર ૯૮૯, અને પાસ પડનાર ૪૪૯ છોડીઓ હતી. મદદ લેનારી નિશાળોમાં ૪૫૨, ૨૦૭, ૮૦.

કાઠિયાવાડ ખાતે છોકરાઓની ફંડની નિશાળો ૨૮૫ હતી, અને પરીક્ષામાં ૧૦૨૯૪ હાજર થએલા તેમાંથી ૪૮૬૮ પાસ થયા છે. છોડીઓની નિશાળ ૧૫, અને ૧૨૦ માંથી ૮૬ પાસ થઈ.

---

## શિક્ષાપદ્ધતિની સમજુતી.

કોઇ પણ કામ કરવાની જે રીત અનુભવ અને વિચારથી સિદ્ધ થએલીછે તેને પદ્ધતિ કહેછે. હલકામાં હલકું કામ પણ કરતાં આવડ્યા પહેલાં તેની પદ્ધતિ જાણવાની જરૂર છે સુતાર, લુહાર, કે કડીયા વગેરેને પોતાનું કામ શીખવાને માટે તે કામના અનુભવીઓ પાસે રહેવું પડેછે; અને તેમની પાસેથી અનુભવ સહિત પદ્ધતિ શીખી લેછે, ત્યારેજ તેઓ પોતાની મેળ કાંઇ પણ કરવાને શકિતમાન થાયછે. એક લૂગડાને દોરો ભરવો અથવા જોડાને થીગડી દેવી એના જેવું કાંઈ પણ હલકું કામ નથી, તો પણ તે કરવાની રીત પ્રથમ જાણ્યા વિના તે બરાબર થઇ શકતુ નથી. જો એ પ્રમાણે બધા કામમાં પદ્ધતિ જાણવાની જરૂરછે, તો માણસની બુદ્ધિ કેળવવી એ મોટા કામમાં પ્રથમ પદ્ધતિનું જ્ઞાન અનુભવ સાથે મેળવવું જોઇએજ એમાં કાંઇ પણ શક નથી. એને શિક્ષણ કળા કહેછે. એ ઘણી મહેનતે, ઘણા અનુભવે, ઘણો વિચાર કર્યા પછી માણસને સંપૂર્ણ પ્રાપ્ત થાયછે.

બીજા કામ કરતાં મહેતાજીના કામમાં એક નવીજ હરકત નડેછે. તે કદી ભૂલવું ન જોઈએ. બીજા બધા કામમાં જો પદ્ધતિનું જ્ઞાન મેળવ્યું, અને હાથમાં હથીઆર આવ્યાં, તો તે માણસ તે કામ કરી શકેછે, અને તેનું ફળ માત્ર તેના પોતાના ઉદ્યોગના પ્રમાણમાંજ થાય છે. જો ફળ ઓછું થાયછે તો તેને પોતા સિવાય બીજા કોઇનો વાંક કહાડવાનો નથી. પણ મહેતાજી ગમે એવો પદ્ધતિમાં કુશળ હોય, તથાપિ જો જેમને કેળવવા છે તે જો એને સહાય ન થાય, તો એનું કાંઇ પણ વળી શકે નહિ. ઘણી વાર મહેતાજીઓ બૂમ પાડેછે કે અમારી મહેનતનું ફળ પારકાના હાથમાં છે. એ એક અર્થમાં ખરૂં છે, કેમકે જો તે પોતે પોતાના કામમાં જેવો લક્ષી છે તેવોજ જો ભણનારાઓને પણ તે કામમાં

સમલક્ષી કરી શકતો નથી, તો તેની બધી મહેનત મિથ્યા જાયછે. બીજા કારીગરોને જડ પદાર્થ ઉપર પોતાની કળા વાપરવાની છે અને તેથી તે પોતાની મર્જી પ્રમાણે કરી શકે છે. મહેતાજીને તો ચંચળ વિવિધ વૃત્તિના બાળકો ઉપર પોતાનું કામ કરવું છે. અને તે જડનો [illegible] એ જેમ કરે તેમ કરવા દે એ ધારવું અશક્ય છે. માટે ભણનારાઓને સમલક્ષી કરવાની અથવા પોતાના મદદગાર કરી લેવાની એને બહુજ જરૂર છે. જ્યાં સુધી મહેતાજી જે કરવાને ઇચ્છે છે તે કરવાને છોકરાંઓ પણ પોતાના મનથી તપ્પર થયાં નથી ત્યાં સુધી એ સઘળી એક હાથની તાળી છે. એનું કોઈ ફળ થવાનું નહિ. નિશાળની ફતેહ મહેતાજી અને છોકરા એ બનેની એકસંપી મહેનતના ઉપર આધાર રાખે છે.

ત્યારે છોકરાઓ મહેતાજીની ઇચ્છાજ પોતાની ઇચ્છા કરીને વર્તે એ શી રીતે થાય? એ બાળકો શી રીતે વશ થાય? એ શી રીતે હાથમાં રહે? એ સવાલનો જવાબ પહેલ વહેલો મુકરર કરવો જોઇએ. એ, શિક્ષા પ્રકરણ, અમલ ચલાવવાની યુક્તિ, બાળ રંજન કળા, વગેરે અનેક નામથી નિશાળ પદ્ધતિમાં ઓળખાયછે. શિક્ષા પ્રકરણ અધ્યાપન કળાથી પણ વધારે અગત્યનું છે, કેમકે એ વિના સઘળું અધ્યાપન કળા મિથ્યા જાયછે.

---

## શિક્ષા પ્રકરણ.

મહેતાજી જે આપણને કહેછે તે સારૂજ કહેછે, એમાંજ આપણો લાભ રહેલો છે, એ પ્રમાણે આપણે કરવુંજ જોઇએ, અને એ પ્રમાણે આપણે ન કર્યું તે કદી પણ ચાલવાનુ નથી, એમ જે નિશાળના સર્વે છોકરા સમજેછે અને એમ સમજી તે પ્રમાણે સદા ઉમંગથી વર્તે છે, તે નિશાળની શિક્ષા ઉત્તમ કહેવાયછે. જો ઉત્તમ શિક્ષા મળી હોયછે, તો ગુરૂને આજ્ઞા કરવાની પણ વખતે જરૂર પડતી નથી, પણ શિષ્યો તેની ઇચ્છા વર્તીને પોતાની મેળેજ તેમ કરેછે. ગુરૂને પ્રસંન કરવામાંજ શિષ્યો પરમ સુખ સમજેછે. સારી શિક્ષામાં ટેવાયેલા બાળકો જ્યાં જાયછે ત્યાં પોતાની રીત ભાતથી ઓળખાઇ આવેછે, અને તેના ઉપર ગુરૂ શિક્ષાની જે છાપ પડીછે તે કોઈ ઠેકાણે પણ ઢાંકી રહેતી નથી. તે સઘળે

ઠેકાણે પોતાના શિક્ષકની કીર્તિના પ્રત્યક્ષ સ્તંભછે, એટલે તેમને જોતાંજ તેમના ગુરૂનું ગુરૂત્વ સઘળાના જાણવામાં આવેછે.

આવી શિક્ષા જે નિશાળમાં અપાએલીછે તે નિશાળના મહેતાજીને પોતાનું કામ કંટાળા ભરેલું લાગવાને બદલે ઘણુંજ આનંદકાર લાગેછે. એ વાત ઉપર જે કહ્યું તે ઉપરથી સમજાશે. છોકરાં સાથે "માથા ફોડ કરવી બહુ ખોટી" એમજે ઘણે ઠેકાણે બોલાયછે તેનું કારણ એજ છે કે ઘણા મહેતાજીઓને શિક્ષાકળા બરાબર આવડતી નથી, અને જ્યાં છોકરાંઓ સુશિક્ષિત થયાં નથી ત્યાં ખરેખર મહેતાજીનું કામ મહા કંટાળા ભરેલું છેજ. બાળકો જ્યાં કાગારોળ કરી રહ્યાછે, મહેતાજીની આજ્ઞા માનતા નથી, અને બે અદબીથી વર્તેછે ત્યાં એક ક્ષણ માણસને રહેવું અશક્ય છે . આશ્ચર્ય છે કે એવા સ્થાનમાં કેટલા મહેતાજીઓ પોતાની જીંદગી કહાડી શકેછે. એવા મહેતાજીઓ અને તેનું જોઇ બીજા લોકો છોકરાની માથાફોડ બહુજ નઠારી એમ ગણે એમાં કાંઇ નવાઇ નથી. પણ એમાં વાંક કોનોછે તે વિચારવા જોઇએ. જો મહેતાજીમાં સારી શિક્ષા આપવાની શક્તિ નથી, તો તેણે મહેતાજીનું કામજ પોતાને માથે ન લેવું જોઇએ. શિક્ષાની બાબતમાં સારો મહેતાજી જરા પણ આળસ રાખતો નથી. શિક્ષા કળા પદ્ધતિ જ્ઞાનથી પણ વધારે અગત્યની છે, કેમકે મહેતાજી ગમે તેવો ભણાવવામાં કુશળ હોય, પણ જ્યાં સુધી તે નિશાળનો બંદોબસ્ત બરાબર રાખી શકતો નથી, ત્યાં સુધી તેની સઘળી કુશળતા મિથ્યા જાયછે, અને તેને તથા તેના નિશાળીઆઓને કાંઇ પણ ફાયદો થઇ શકતો નથી. માટે ભણાવવાને અર્થે પણ શિક્ષા કળાની બહુ જરૂરછે.

આ વાંચી કેટલાક મહેતાજી કહેશે કે " એ બધું અમે બરાબર સમજીએ છઇએ. પણ વાંદરાનું સેન શી રીતે વશ થાય! મોટા માણસ હોય, તો સમજાવ્યાએ સમજે કે દબાવ્યા દબે, પણ આતો બાળક પોતાનો લાભ ઓળખતા નથી, અને સજાનો ડર પણ ઘણી વાર સુધી દિલમાં રાખી શકતા નથી." આ વાત ખરી છે, પણ તે છતાંએ અમે કહીએ છઇએ કે બાળકને વશ કરવાં એ કામ ચતુર મહેતાજીને અઘરૂં નથી. સૌ જાણે છે કે મોટા માણસ કરતાં બાળકની પ્રીતિ મેળવવી સહે

લી છે, અને તેમ છતો મહેતાજી શા માટે ન કરી શકે તે અમે સમજતા નથી. મોટી ભૂલતો મહેતાજી એજ કરેછે કે બાળકની પ્રીતિ મેળવવા તરફ જરા લક્ષ ન રાખતાં ઘણીવાર તે ભયથીજ તેને જેર કરવાનો વિચાર કરેછે, અને પછી સ્વભાવિક રીતેજ તે પોતાના પ્રયત્નમાં નિષ્ફળ થાયછે. ભય કરતાં પ્રીતિથી વશ કરવાનો માર્ગ કેટલો ઉત્તમ છે તે આગળ બતાવવામાં આવશે, પણ આ પ્રસંગે તમને આ કહેવાની મતલબ એટલીજ છે કે તમે જાણોકે "વાંદરાનું સેન કેમ વશ થાય" એમ જે લોકો બોલેછે તેઓ ખરી શિક્ષાની રીત જાણતા નથી, અને તેથી તેમને એ કામ અશક્ય લાગે એમાં કાંઇ નવાઈ નથી.

મહેતાજી બાળકને આ ત્રણ બળે વશ કરી શકેછેઃ—**પ્રતિષ્ટાબળ, સ્વભાવ જ્ઞાનનું બળ, અને અધિકાર બળ.**

## પ્રતિષ્ટાબળ.

પ્રતિષ્ટા એટલે એક માણસના ગુણનો જે પ્રતાપ સામા માણસના મન ઉપર પડે છે તે. એના સમાન બીજું બળ નથી. સઘળા માણસને સઘળી સ્થિતિમાં એ બહુ ઉપયોગી છે. એનાજ આધારે ઘણું કરીને બધા માણસો એક બીજાથી દોરાય છે. રાજાની આણ, શાહુકારની હુંડી, અને પંડીતનું વચન સર્વત્ર માન્ય થાય છે તેનું કારણ તેની પ્રતિષ્ટા અથવા શાખજ છે. તેમ મહેતાજીને પણ બાળકો ઉપર સત્તા ચલાવવાને તેમનામાં પ્રતિષ્ટા બંધાય એ બહુજ અગત્યનું છે.

પ્રતિષ્ટા કોઇની પણ ઢોંગથી બંધાતી નથી એ હમેશાં યાદ રાખવું. કાગળની હોડી ઘડીપણ પાણીમાં ટકતી નથી. પોતાનામાં ખરે ખરા ગુણ હોય અને તે ઉપરથી જે લોકમાં પ્રતિષ્ટા બંધાય તેજ પ્રતિષ્ટા સ્થાયી અને અને ખરી ઉપયોગી છે. મહેતાજીની પ્રતિષ્ટા નિશાળમાં પડવાને સારૂ તેનામાં આ પાંચ ગુણ અવશ્યના છેઃ—વિદ્યા, માયાળુપણું, ન્યાય, દઢતા, અને ઉત્સાહ.

**વિદ્યા.**—શહુમારની સાખનો મૂળ પાયો જેમ પૈસો છે, તેમ શિક્ષકની આબરૂ તેની વિદ્યાના ભંડોલ ઉપર આધાર રાખેછે. વિદ્યા લેવાનેમાટેજ બાળકો એની પાસે આવેછે, અને જો તેજ વસ્તુ એની પાસે નથી તો તેઓ એને તુચ્છ ગણે એમાંશી નવાઇ? એ રીતે નિશાળમાં હલકા

પડવાની સાથેજ તેની સઘળી સત્તા પરવારે છે. તેમજ જો મહેતાજી વિદ્વાન છે એમ તેના નિશાળીયા માને છે, તો તેનામાં બીજા ઘણા દોષ હોય તો પણ તેઓ એનું કેટલું એક માન તો રાખ્યાવિના નહિજ રહે. વિદ્વાન સર્વત્ર પૂજાયછે એ કહેવત શિક્ષકને તો વિશેષે કરીનેજ લાગુ પડેછે.

વિદ્વાન મહેતાજીને તેના નિશાળીયા માન તો આપશે એ વાત ખરી, પણ ફકત માનનીજ વૃત્તિથી કોઇ વશ થતું નથી. જેને વાસ્તે આપણા મનમાં માન હોય તેનું કહ્યું આપણે કેટલેક દરજ્જે કરીએ છીએ ખરા, પણ તે કરવામાં ઘણો ઉત્સાહ હોતો નથી. ઉત્સાહ તો જેના ઉપર આપણો પ્રેમ છે તેનું કામ કરવામાં ખરેખરો જણાયછે. માટે ઉત્સાહથી મહેતાજીનું કહ્યું નિશાળીઆઓ કરે તેને માટે તેઓનો એના ઉપર પ્રેમ હોવો જોઇએ. પણ પ્રેમ પ્રેમથીજ ઉત્પન્ન થાયછે, અને તેથી જો મહેતાજીએ બાળકોના ચિત્ત હરણ કરવાં હોય તો પોતેજ તે બાળકોના ઉપર પ્રેમ રાખવો જોઇએ. સંસાર વ્યવહારમાં આપણે જોઇએ છઇએ કે માયાળુપણું એજ મોટું વશીકરણછે; અને એજ ગુણ વડે માણસો જગતમાં ઘણા ઉપર સત્તા ચલાવી શકેછે. બાળકના તો એવા કોમળ અને નિઃસ્વાર્થ મનછે કે જો તમે એક ક્ષણ તેણી ભણી ખરા પ્રેમથી જોશો, તે સદા રાજી રાજી થઇને તમારા કહ્યા પ્રમાણે વર્તવા તત્પર રહેશે. ફરીથી સંભારીએ છઇએ કે પ્રેમનુ બળ મોટુંછે, અને એને મૂકી જે ભયથી બાળકોને વશ કરવાનો પ્રયત્ન કરેછે તે વાંકી, વિકટ વાટજ પકડેછે અને પરિણામે ધારેલ મુકામે બરાબર કદી પહોંચનાર નથી.

**ન્યાય**—એતો સંસારનો મોટો સ્તંભછે. જેનામાં ન્યાય નથી તેના ઉપર ભરોસો રાખી શકાતો નથી. તેનો હાલ આપણા ઉપર પ્રેમ કદાપિ હશે પણ તે કાયમ રાખશે, અને કાલે આપણી સાથે કઠોરપણે નહિ ચાલે તેનો કાંઇ ભરોસો નથી. જે ન્યાયથી વર્તતો નથી તેનામાં બીજા ગમે એટલા સારા લક્ષણો હોય તો પણ તે સંપુર્ણ પ્રતિષ્ઠિત કદી થતો નથી. આ વાત મહેતાજીને જરા પણ ઓછી લાગુ પડતી નથી. માણસ કરતાં પણ બલ્કે બાળકોને નિષ્પક્ષપાતપણું વધારે વહાલુંછે, અને જો તેમની નજરમાં મહેતાજી અન્યાયી લાગ્યો તો તેને તે કદી પણ ચાહાવાના નહિ. ઉલટું તેના ઉપર વૈર રાખવાના, અને તેનું ધાર્યું તોડી પાડવાને

સદા તજવીજ કરવાના. મોટી ઉમરના અથવા હિમત વાળા છોકરા હમેશા એની સત્તા તોડવાને ઉભા થશે, અને તે પ્રસંગે તેમની તકરાર વાજબી હશે કે, ગેરવાજબી પણ બાજા છોકરાઓ તેને પછાડીથી શાબાસી આપવાના. જેમ જુદ્ધમાં રાજાના સામી બાથ ભીડનારાઓ બાહાર વટીયા હોયછે તો પણ લોકોમાં બહુજ માન પામી વીર પુરૂષની પેઠે પૂજાયછે, તેમ એ બંડખોર છોકરાઓનું નિશાળમાં થાયછે. અને તેથી તેને મહેતાજીનો અમલ ઊંધો વાળવામાં વધારે ઉત્તેજન મળેછે, અને ઘણીવાર તેઓ આખરે ફતેહ પણ પામેછે. માટે અન્યાયનો જરા આરોપ આવી શકે એવું પણ મહેતાજીએ કદી કાંઇ કરવું નહિ.

દ્રઢતાના ગુણ વિષે બીજે ઠેકાણે બોલવામાં આવશે, પણ આ ઠેકાણે એટલુંજ કહેવું બસછે કે દ્રઢતા વિના મહેતાજીની બરાબર પ્રતિષ્ઠા બેસતી નથી એ યાદ રાખવું. પોચા મનના માણસ હમેશાં તિરસ્કાર પામેછે, અને તિરસ્કાર પામેલાં માણસનો કદી પણ અમલ ચાલતો નથી. મહેતાજી મારે પણ નહિ ને ભણાવે પણ નહિ" એ બોલ મહેતાજીને બહુજ નીચું ધલાવનારો છે. એવો દ્રઢતા વિનાનો મહેતાજી કાંઇ પણ સત્તા છોકરા ઉપર મેળવી શકતો નથી. બીજું એ પણ યાદ રાખવું કે દ્રઢતા અને કઠોરતામાં બહુ ફેરછે.

ઉત્સાહ એવી વસ્તુ છે કે તે એકમાં હોયછે તો તે જોઇને બીજામાં પણ ઉત્પન્ન થાયછે. ઉત્સાહી મહેતાજીના નિશાળીયા પણ ઉત્સાહી થયા વિના રહેતા નથી. માટે ઉત્સાહનો એકતો એ મોટો ફાયદો છે, અને બીજો એ છે કે ઉદ્યોગી, ખંતી અને ઉત્સાહી માણસની તરફ બધા માણસ માનથીજ જોયછે. ખંતી મહેતાજીને તેના નિશાળીઆઓથી-માન આપ્યા વિના રહેવાતુંજ નથી; અને માન ઉત્પન્ન થયું કે આપણી સત્તા અર્ધી તો સ્થાપન થઇજ ચૂકી એ આપણે ઉપર સરજાંળ્યું છે.

---

## अमदावादमां थयेली प्रवेशक परिक्षामां पास थयेला उमेदवारोना नाम.

| | | | |
|---|---|---|---|
| ૧ | સનાભાઇ નાગરદાસ. | નડિઆદ | ૨૯૭ |

| | | | |
|---|---|---|---|
| ૨ | અંબાલાલ વિશ્વનાથ. | પીજ | ૨૮૮॥ |
| ૩ | ચુનીલાલ મગનલાલ. | ખંભાત | ૨૮૧॥ |
| ૪ | મગનલાલ શંકર | વીરમગામ | ૨૮૦॥ |
| ૫ | શિવશંકર મહાશંકર | વીસલપુર | ૨૭૫ |
| ૬ | નાગર ભગવાન | નડિયાદ | ૨૭૩ |
| ૭ | પુરષોતમ રણછોડ | ધોળકા | ૨૭૧॥ |
| ૮ | ઉમીઆશંકર રામશંકર | નડિઆદ | ૨૭૧॥ |
| ૯ | મનસુખરામ મોતીચંદ | આંત્રોલી | ૨૬૯॥ |
| ૧૦ | મોહનલાલ દેશાઇભાઇ | મહુધા | ૨૬૬॥ |
| ૧૧ | નરભેરામ રાજારામ | નડિઆદ | ૨૫૭॥ |
| ૧૨ | મૂળજી ગંગાદત | ॥ | ૨૫૫॥ |
| ૧૩ | અંબાલાલ ઘેલાભાઇ | માતર | ૨૪૭॥ |
| ૧૪ | દામોદર વલ્લભદાસ | નડિયાદ | ૨૪૬॥ |
| ૧૫ | ગોરધન છગન | સાકરીઆ | ૨૪૫॥ |
| ૧૬ | જેશંગ માધવજી | તોરણા | ૨૪૪ |
| ૧૭ | નંદલાલ રણછોડ | કઠલાલ | ૨૪૧॥ |
| ૧૮ | દલાભાઇ દવારકાંદાસ | મહુધા | ૨૪૧॥ |
| ૧૯ | નાથાભાઇ ઉમેદચંદ | જેતલપુર | ૨૪૧ |
| ૨૦ | નાથાલાલ ગૌરીશંકર | રહુ | ૨૪૦ |
| ૨૧ | શિવલાલ નથુ | વીરમગામ | ૨૩૮॥ |
| ૨૨ | છોટાલાલ પીતાંબર | બોરીઆવી | ૨૩૮ |
| ૨૩ | દામોદર મોહનલાલ | મહેમદાવાદ | ૨૩૭ |
| ૨૪ | મોતીલાલ મનશુખ | વીશલપુર | ૨૩૬॥ |
| ૨૫ | છગનલાલ તલકચંદ | મહોલેલ | ૨૩૬ |
| ૨૬ | ડાહ્યાભાઇ દાજીભાઇ | માતર | ૨૩૫॥ |
| ૨૭ | મહાશંકર ભાઇશંકર | નડિયાદ | ૨૩૫ |
| ૨૮ | દુલભરામ મુળજી | મહુધા | ૨૩૪ |
| ૨૯ | રૂપશંકર મોહનલાલ | માતર | ૨૩૩॥ |
| ૩૦ | રામદાસ ઘોરીભટ્ટ | નડિઆદ | ૨૩૩॥ |

| | | | |
|---|---|---|---|
| ૩૧ | મોહનલાલ બેચરદાસ | ખંભાત | ૨૩૨ |
| ૩૨ | મગનલાલ ગૌરીશંકર | બારેજા | ૨૩૧॥ |
| ૩૩ | ગીરધર દ્વારકાંદાસ | મહુધા | ૨૩૦॥ |
| ૩૪ | ખોડાભાઇ દેવજી | પીપળા | ૨૩૦ |
| ૩૫ | મોતીલાલ કુબેરદાસ | ખડાળ | ૨૩૦ |
| ૩૬ | છગનલાલ કીસનદાસ | બારેજા | ૨૨૭ |
| ૩૭ | ગીરધર અમુલખ | ખંડાળ | ૨૨૪॥ |
| ૩૮ | બુલાખી મુળચંદ | જેતલપુર | ૨૨૩ |
| ૩૯ | પૂંજારામ ભગવાન | જેતલપુર | ૨૨૩ |
| ૪૦ | કાળીદાસ નરોતમ | સંડલપુર | ૨૨૩ |
| ૪૧ | ત્રીકમલાલ જમનાદાસ | કુંહા | ૨૨૧॥ |
| ૪૨ | આશારામ પરભુરામ | ચકલાશી | ૨૨૦ |
| ૪૩ | અમરતલાલ મોઘાશંકર | સાણંદ | ૨૧૮॥ |
| ૪૪ | હરીશંકર દાજીભાઇ | મહુધા | ૨૧૭॥ |
| ૪૫ | કેશવલાલ બેહેચરદાસ | સીતવાડા | ૨૧૬॥ |
| ૪૬ | સોમાભાઇ નહરેરભાઇ | સૂણાવ | ૨૧૫॥ |
| ૪૭ | હરસુખ પરભુરામ | તોરણા | ૨૧૪॥ |
| ૪૮ | કાશીરામ જેભાઇ | સલુણા | ૨૧૩ |
| ૪૯ | મનસુખ શિવલાલ | ઉમરેઠ | ૨૧૨॥ |
| ૫૦ | છગન દલસુખ | અમદાવાદ | ૨૧૧॥ |
| ૫૧ | ભલાભાઇ નાથુભાઇ | બારેજા | ૨૧૧॥ |
| ૫૨ | મહીજી બેહેચર | નહાપાડ | ૨૧૦ |
| ૫૩ | જગંનાથ મહાસુખ | અમદાવાદ | ૨૦૯॥ |
| ૫૪ | અમરતલાલ સેવકરામ | સરએજ | ૨૦૯ |
| ૫૫ | રેવાશંકર પુરપોતમ | પીજ | ૨૦૫ |
| ૫૬ | શામળભાઈ વિજયશિંગ | નડીઆદ | ૨૦૪ |
| ૫૭ | વીઠલ શિવલાલ | કઠલાલ | ૨૦૩ |
| ૫૮ | કેશવરામ દેવદત્ત | કડીઆદ્રા | ૨૦૩ |
| ૫૯ | છગનલાલ જેઠારામ | ચકલાસી | ૨૦૧ |

| | | | |
|---|---|---|---|
| ૬૦ | ગીરધર નરોતમ | સંડલપુર | ૧૯૭॥ |
| ૬૧ | જમનાદાસ ગોવરધન | ખડાલ | ૧૯૩ |
| ૬૨ | મોતીલાલ હરિભાઇ | તોરણા | ૧૯૦॥ |
| ૬૩ | નાથાલાલ ભાઇશંકર | બાવળા | ૧૭૯॥ |
| ૬૪ | આત્મારામ જેઠાભાઇ | ઉમરેઠ | ૧૭૮ |
| ૬૫ | ભવાનીશંકર લક્ષ્મીરામ | અમદાવાદ | ૧૭૪ |

ઉર્દુ ઉમેદવારો.

| | | | |
|---|---|---|---|
| ૧ | હમીદ શમશેર | મહુધા | ૩૧૨ |
| ૨ | દોસ્તમહુમદ હકીમ | નડિઆદ | ૨૮૯॥ |
| ૩ | અલીમીયાં કાજી | અલીણા | ૨ ૩ |
| ૪ | શમશેરખાં મીર | નડિઆદ | ૨૪૩$\frac{૨}{૩}$ |

Mahipatram Rupram,
Principal, Gujarat
Training College.

---

સુરતમાં થયેલી પ્રવેશક પરીક્ષામાં પાસથયેલા ઉમેદવારોનાં નામ

| | | | |
|---|---|---|---|
| ૧ | મણીશંકર કૃપાશંકર | ઉમરેઠ | ૩૨૪ |
| ૨ | ભક્તિદાસ પ્રાણજીવનદાસ | જંબુસર | ૩૨૧ |
| ૩ | ઠાકુજી રાધુજી | જંબુસર | ૩૧૧ |
| ૪ | લાલભાઇ રણછોડજી | અભ્રામા | ૩૦૬ |
| ૫ | કાશીરામ રામશંકર | કતારગામ | ૨૯૬ |
| ૬ | જેશંકર કાશીરામ | અણજટી | ૨૯૪ |
| ૭ | ભૂલાભાઇ રઘુનાથજી | કતારગામ | ૨૯૩ |
| ૮ | ભગવાનજી નાગરજી | સારોણ | ૨૯૧ |
| ૯ | ભીખા પ્રયાગજી | ભેદલી | ૨૯૧ |
| ૧૦ | નારાયણ અનુપરામ | સીગામ | ૨૮૪ |
| ૧૧ | અંબાભાઇ શંકરજી | દેલાડવા | ૨૮૪ |
| ૧૨ | જાદવરાય મનસુખ | કઠલાલ | ૨૮૧ |
| ૧૩ | કલ્યાણજી ગોવિંદજી | સુરત | ૨૮૧ |

| | | | |
|---|---|---|---|
| ૧૪ | મોરારજી ભીમભાઇ | સરભોણ | ૨૮૧ |
| ૧૫ | જદુરામ રામશંકર | જારવાસા | ૨૭૮ |
| ૧૬ | મોરારજી મોહનભાઇ | દેત્રાડવા | ૨૭૭ |
| ૧૭ | મૂળશંકર રામશંકર | ભેળજ | ૨૬૯ |
| ૧૮ | કરસનદાસ ગોપાળદાસ | ઝાડેશ્વર | ૨૬૩ |
| ૧૯ | નરોતમ બહેચર | કપડવંજ | ૨૬૨ |
| ૨૦ | મોહનજી નીછાભાઇ | જલાલપુર | ૨૬૧ |
| ૨૧ | માણેકલાલ લલ્લુભાઇ | મહેમદાવાદ | ૨૫૮ |
| ૨૨ | રણછોડજી મકનજી | કતારગામ | ૨૫૫ |
| ૨૩ | રણછોડજી ગોપાળજી | કડોદ | ૨૫૫ |
| ૨૪ | ખંડુભાઇ દુલ્લભાઇ | અબ્રામા | ૨૫૨ |
| ૨૫ | નારાયણજી કલ્યાણજી | ટીંબરવા | ૨૪૯ |
| ૨૬ | રણછોડ નાગેશ્વર | દીહેર | ૨૪૭ |
| ૨૭ | કંથડજી દુલ્લભભાઇ | મરોલી | ૨૪૭ |
| ૨૮ | રસલબેગ રહીમબેગ | જંબુસર | ૨૪૫ |
| ૨૯ | ભગવાન રણછોડ | માતર | ૨૪૫ |
| ૩૦ | કસનજી રતનજી | અબ્રામા | ૨૪૫ |
| ૩૧ | દેવચંદ અમીચંદ | સીલટ | ૨૪૨ |
| ૩૨ | મૂળજી ઇશ્વર | મહુધા | ૨૪૨ |
| ૩૩ | ગીરજાશંકર કૃપાશંકર | સરભોણ | ૨૪૦ |
| ૩૪ | હરીવલ્લભ રેવાશંકર | નીકોરા | ૨૩૮ |
| ૩૫ | દેવશંકર જગનેશ્વર | મોટાવરાછા | ૨૩૭ |
| ૩૬ | ખંડુભાઇ પરાગજી | કતારગામ | ૨૩૬ |
| ૩૭ | વસનજી કસનજી | અંબાડા | ૨૩૬ |
| ૩૮ | કલ્યાણશિંગ વિજયશિંગ | સુરત | ૨૩૫ |
| ૩૯ | ગોવિંદ લલ્લુ | સરભોણ | ૨૩૦ |
| ૪૦ | મગન રામદાસ | અમદાવાદ | ૨૨૬ |
| ૪૧ | ઘેલાભાઇ અંબેલાલ | સરભોણ | ૨૨૫ |
| ૪૨ | દોલતરામ મોટાભાઇ | સુરત | ૨૨૪ |

| | | | |
|---|---|---|---|
| ૪૩ | મયાશંકર પ્રાણશંકર | કડોદ | ૨૨૪ |
| ૪૪ | પરસોતમ જીવણરામ | અણથાણ | ૨૨૩ |
| ૪૫ | અંબેલાલ ભગવાન | અબ્રામા | ૨૨૨ |
| ૪૬ | તુલજારામ ભગવાન | સરભોણ | ૨૨૨ |
| ૪૭ | ત્રીભોવનદાસ જીવણરામ | સુરત | ૨૧૯ |
| ૪૮ | દુલ્લભરામ માધવરામ | નીકોરા | ૨૧૯ |
| ૪૯ | ભગવાનજી હરીભાઇ | સરભોણ | ૨૧૯ |
| ૫૦ | નરોતમ નથુરામ | બારડોલી | ૨૧૯ |
| ૫૧ | નાગજી ડાહ્યાભાઇ | અણુજી | ૨૧૬ |
| ૫૨ | રઘનાથજી પ્રાણશંકર | વાલોડ | ૨૧૬ |
| ૫૩ | દયા નીછા | સરભોણ | ૨૧૬ |
| ૫૪ | રણછોડજી બાઇદાસ | પુણી | ૨૧૫ |
| ૫૫ | કાળુશંકર ભવાનીશંકર | જીઆવ | ૨૧૪ |
| ૫૬ | રેવાશંકર બાપુજી | સરભોણ | ૨૧૩ |
| ૫૭ | ભીમા રામા | આભવા | ૨૧૨ |
| ૫૮ | ભીમાભાઇ દેવચંદ | સુરત | ૨૧૦ |
| ૫૯ | આતમારામ અંબારામ | ડુમસ | ૨૦૭ |
| ૬૦ | જેશંકર કૃષ્ણારામ | માંડવી | ૨૦૬ |
| ૬૧ | ઉમીયાશંકર રૂદેરામ | પારડી | ૨૦૬ |
| ૬૨ | ગણપતરામ ગોવિંદરામ | વાલોડ | ૧૯૫ |
| ૬૩ | નાગરજી નીછાભાઇ | ભદેલી | ૧૯૪ |
| ૬૪ | રામભાઇ દલ્લભાઇ | દેલાડવા | ૧૯૧ |
| ૬૫ | જગનેશ્વર શીવશંકર | સુરત | ૧૮૭ |
| ૬૬ | જદુરામ સુખાનંદ | અબ્રામા | ૧૮૭ |
| ૬૭ | શીવલાલ ખીમચંદ | અણુજી | ૧૮૬ |
| ૬૮ | ખુશાલજી પરાગજી | દેલાડવા | ૧૭૮ |
| ૬૯ | હરીશંકર ત્રીકમરામ | કડોદ | ૧૬૯ |
| ૭૦ | પ્રેમશંકર જેશંકર | કતારગામ | ૧૬૩ |

**ગોધરામાં થયેલી પ્રવેશક પરીક્ષામાં પાસ થયેલા ઉમેદવારોનાં નામ**

| | | | |
|---|---|---|---|
| ૧ | રવાભાઈ તેજાભાઇ | ટીંબા | ૩૫૨ |
| ૨ | ભગવાનજી ગોકળદાસ | સોનજોડા | ૩૦૯ |
| ૩ | નાનાભાઇ મોતીશિંગ | ટીંબા | ૨૮૧ |
| ૪ | હરગોવિંદ ખુશાલ | ઉમરેઠ | ૨૫૧ |
| ૫ | મથુર અનોપરામ | ઠાસરા | ૨૪૩ |
| ૬ | ગૌરીશંકર રણછોડ | વેજલપુર | ૨૩૦ |
| ૭ | છગન લલ્લુ | વાડાસીનોર | ૨૧૮ |
| ૮ | જેશિંગ જોરીદાસ | વટામણ | ૧૮૬ |

Mahipatram Rupram,
Principal, Gujarat
Training College.

---

# केळवणी खातानी खबरो.

## અમદાવાદ વિભાગ.

અમદાવાદ નં. ૮ માની સરકારી ઉર્દુ નિશાળમાં સને ૧૮૭૫ના સપટેંબર માસમાં રેલ આવ્યાથી ભારે નુકશાન થએલું તે નુકશાનમાં આવેલા છોકરા ઘણાજ કંગાળ જેવા થઇ ગયા તેવા છોકરાઓની લેવાની ફી મહેરબાન ઉ. પ્રાં. એ. ઈ. સાહેબ તરફથી છ માસ સુધી માફ થએલી. પરંતુ આવો વખતે રાવ બાહાદુર ભોળાનાથ સારાભાઈ તથા મહેરબાન શેઠ સાહેબ કાવસજી મંચેરજી વીગરે મેંબર સાહેબોએ રીલીફ ફંડમાંથી ૨૨-૧૪-૯ ના તેમને ભણવાના સાધનની મદદ કરી આપવા સારૂ તા. ૧૭મી માર્ચ સને ૧૮૭૬ને રોજ નિશાળમાં પધારી નિચે પ્રમાણે છોકરાઓને મદદ કરેલી (૨૫) સ્લેટો મોટી. રૂ ૬-૪-૦ ઉર્દુ કિતાબો તથા ગૂજરાતી ચોપડીઓ કોપી (બુકો વીગરે કુલ)૧૦૦) કીમત રૂ ૧૫-૪-૦ અને કોરાકાગળ ફુલીસકેપ, પેન વીગરે રૂ ૧-૬-૯ કુળ રૂ૨૨-૧૪-૯ એવી રીતે કુળ (૧૨૫) નંગ બાવીસ રૂપિઆ ચૌદ આના નવ પાઇનાં વેહેંચ્યાંછે. તા. ૧૪-૭-૭૬

વીરમગામ કંન્યાશાળાની વારશીક પરીક્ષા થઈ તે વખતે ઇનામ આપવું બાકી હતું તે અત્રેના મેહેરબાન ખાંન સાહેબ મામલતદાર સાહેબને તથા કેટલાએક બીજા સદગૃહસ્થોને ગઈ કાલે એટલે તા. ૩૦મી મે સને ૧૮૭૬ને રોજ એકઠા કરી સરકારી ઇનામ આપ્યા બાદ નીચે મુજબ માણશોએ તે વખતે ઇનામ આપેલુંછે તે. ૨-૦-૦ મીઠાઈ. ખાન સાહેબ મામલતદાર સાહેબે ૨-૯-૦ માસ્તર સાંકળચંદ વીઠલદાસે ચોપડીઓ વેહેચી ૦-૫-? સૈયદ હુશેન મીયાં નીજામ મીયાં એ ચોપડીઓ વેહેચી ૪-૧૪-૦ એ રીતે પરીક્ષા પખતે વેહેચણ થઇછે—

પાટડી તાલુકે વીરમગામની સરકારી ગજરાતી કન્યાશાળામાં ચાલતા માસની તારીખ. ૨૮ને રોજ અત્રેના મેહેરબાન દરબાર શ્રીનાભાઇ શ્રી દેશાઇ. સુરજમલ સિંગજી. જોરાવર સિંગજી તથા ભાઇ શ્રીદેશાઇ. ચંદ્રમલ સિંગજી. જોરાવર સિંગજી વીગેરે મજકુરની કંન્યાશાળામાં પધારી છોકરીઓની પરિક્ષા કરી નીચે પ્રમાણે ઇનામ આપ્યું—૧-૧૩-૬ શ્લેટો નંગ ૯ —૧-૧૩-૬ ચોપડીઓ નંગ.૫ —૦-૧-૬ મીઠાઇ —૩-૧૨-૬ કુલ રૂપિયા. ત્રણ. આના. બાર. પાઇ. છનું ઇનામ.

MYARAM SAMBHOONATH,

ડે. એ. ઈ. અ.

### ભરૂચ વિભાગ.

ચમાર ગામ તાલુકે ભરૂચની સરકારી ગૂજરાતિ નિશાળમાં તા.૩૦-૬-૭૬ ને રોજ. સ્કૂલ કમેટીના કેટલાક મેંબર તથા મજકુરના ડીપ્યુટી સ્ટેશન માસ્તર રતનરામ વીગેરે મજકુર નિશાળમાં પધારી છોકરાઓની ધટારત પરીક્ષા કરી રૂ ૧)ની મીઠાઇ (પતાસાં) મજકુરના ડીપ્યુડી સ્ટેસન માસ્તર રતનરામ ભાઇ સનમુખરામ ભાઇએ તમામ છોકરાઓ વચ્ચે વેહેંચી આપી.

મોજે કોસમડી તાલુકે અંકલેશ્વરની સરકારી ગૂજરાતી નિશાળમાં તા. ૧૫મી આગષ્ટ સને ૧૮૭૬ને રોજે અંકલેશ્વરના ચંચળ ફોજદાર સાહેબે મોતીલાલભાઇએ અત્રેની નિશાળની પરીક્ષા લેઇ ખુશી થયા તેથી તેમણે એક બીજા ધોરણની છોકરીને રૂ ૦-૫-૦ ત્રીજી ચોપડી તથા

બીજા છોકરા છોકરાંઓને રૂ ૦-૪-૦ ની મીઠાઇ વેહેચી—વિજ્ઞાત તાલુકે વાગરાની સ. ગૂ. નિશાળમાં મચકુર ગામમાં સરકારી નિશાળ માટે નવું મકાન તૈયાર થવાથી અને અંદર છોકરા બેસવાના સબબથી મચકુર ગામના સારા સારા લોકો નિશાળમાં ભેગા થયા ને દરમીઆન વાત ચીત કરતાં તે લેવાને પોતાની મરજીથી તેમણે એક ટીપ (ઉઘરાણું) કરી તેમાં વસુલ આવેલા નાણાની યાદી તપસીલ વાર નાંમ સાથે નીચે મુજબ ૦-૮-૦ પટેલ મનોરભાઈ બાવા.—૦-૮-૦ દાદાભાઇ લખમીદાસ. ૦-૮-૦ બાપુભાઇ રામભાઇ —૦-૮-૦ ગરબડ જેરાભાઇ. ૦-૮-૦ ગલાબ ઝવેર—૦-૮-૦ દરૂભાઇ વિઠલ ૦-૮-૦ જેભાઇ નથુ—૦-૮-૦ ઠાકોર હરજી ઝવેર ૧-૦-૦ ઘાંચી ભોખા પીતાંબર—૧-૦-૦ પટેલ રણછોડ લક્ષ્મીદાસ ૦-૮-૦ નાથા ગલાબ—૦-૮-૦ બેહેચર બાપુ ૦-૮-૦ પરસોતમ વિઠલ—૦-૮-૦ હીરાલાલ કુબેર ૦-૮-૦ લાલા બાજી—૦-૮-૦ કેસવલાલ વર્ધભાઈ ૦-૮-૦ બેહેચર ગીરધર—૦-૮-૦ દરૂભાઇ મુળજી ૦-૮-૦ પરભુદાસ નાગજી—૦-૮-૦ ત્રીભોવન દુલભ ૦-૮-૦ મીરસાહેબજી બાવા—૦-૮-૦ ભાઇ જે કરસન ૦-૮-૦ ગોપાળ વેણી—૦-૮-૦-કેસવ લક્ષ્મીદાસ—૦-૮-૦ પરાગ ગોવીંદ—૦-૮-૦ રણછોડ ત્રીકમ ૦-૮-૦ લાલદાસ ધનજી—૦-૮-૦ ત્રીકમ નથુ ૦-૮-૦ અમથાભાઈ પુંજા—૦-૮-૦ અમથા કુબેર ૧) પરભુદાસ દલા—૦-૮-૦ ઉકા કરશન.

ઉપર મુજબ રૂપીઆ અરાઢ વસુલ થયા તેની નીચે મુજબ વ્યવસ્થા કરી.

૬-૦-૦ બ્રાહ્મણ ભોજન દક્ષીણા—૦-૮-૦ કુલ ૬-૮-૦ ૧૧-૮-૦ છોકરાના ભોજન ખર્ચમાં કુલ રૂ ૧૮-૦-૦

હાંશોટની સરકારી ગુજરાતી નિશાળમાં સજોદ તાલુકે અંકલેશ્વરના રેહેનાર શેઠ અંબાલાલ ગોપાલદાસે રૂ ૧)ના પતાસાં છોકરાઓને કવિતા બોલાવી ખુશી થઇ વહેંચ્યાં.

GOPALJEE GOOLABBHAI,
ડે. એ, ઇ. ભરૂચ વિ.

---

જાવક નંબર સંને ૧૮૭૬-૭૭

**સરકારી જાહેર ખબર.**

હાલમાં ગૂજરાતી નવું ધોરણ છપાવેલુંછે તે હલકા દરજ્જાની સર્ટિફીકેટના પરીક્ષાના કામમાં આવશે કે નહિં તેનો શક પડવાથી અમારી તરફ ઘણી વખત લખાણ આવેલું તે ઉપરથી ખુલાસો કરવામાં આવેછે કે સદરહું છપાએલું ધોરણ સર્ટિફીકેટની પરીક્ષાના કામમાં આવશે.

તા. ૨૯-૨-૭૭

G. BUHLER,
એજ્યુકે. ઇન્સ્પેકટર. ઉ. ભાગ

# काह्नडदे प्रबंध.

जई प्रधाने जालहुरि कान्हड कटक सरूप जणाव्यु ॥
पाटणिर्थकु देव सोमईड ॥ ढोली भणी चलाव्यु ॥१८०॥
कटक सनाहु हाथी घोडा ॥ साहण संख न पार ॥
गूजरात सोरठीआं माणस ॥ बांन न लाभइपार ॥१८१॥
करी प्रतिज्ञा राउल कान्हिं ॥ हवि तु जिमीइ धान ॥
मागी म्लेछ देव सोमइउ ॥ अनबोडी चुंवान ॥ ॥१८२॥
लेख लखांणां आयस दीधा ॥ फिरइ देसिउ पल्हाण ॥
कान्हडदेने जो वली वचने ॥ मिल्याज राणो राणां ॥१८३॥
राजवंश छत्रिसइ मिलीआ ॥ खांडा लाख विच्यारि ॥
एक एक पांहि सपरांणा ॥ जेह भूजि नावइ हारि ॥१८४॥
पाणी पंथानी षुरासाणी ॥ एक तोरकी तुरंग ॥
सूडा पंखा नइ किहाडा ॥ एक नीलडा सुरंग ॥१८५॥
पंचवर्ण तेजी पाखरीया ॥ कुंकुले लेप ल्हांण ॥
सोना तणां सांकला पाउ ॥ हणहणीव्या केकांण ॥१८६॥
पाणिषुरा तलि धरती षुंदइ ॥ एके न मानइ साट
बारगिरी तेजी देवरांणा ॥ चालइं ऊवट वाट ॥१८७॥
साव लोह पाखर नइ चामर ॥ घणी घूघरी खलकि ॥
पाणी तणी ढलकती चाल ॥ नीचाहुं फुंवत मूंकि ॥१८८॥
आंगा टोप रंगाउलि ॥ खांडा खेडां पटा कटारी ॥
सीगणि जोझ भली तरूयारे ॥ लीजइ सार वीसारी ॥१८९॥
छत्रीसइ डंडायुध लीधां ॥ पडणा पड्या तिणि वारि ॥
आशापुरी शकति तिहां जुहारि ॥ राउ चड्या तिणी वारि ॥१९०॥

पूजा करी चंदननि कुसमिं ॥ एक राउत पाय लागइ ॥
आस्यापुरी कन्हजी पाडे ॥ कहि आशिका मा गइ ॥१९१॥

॥ भटाउली ॥

राजा कान्हडततणी कटकि पाछलि पुहरि कडाहि चडिवी-जडि । स्वहस्ति वीडां । प्रवाह घोडां । पडखता नइसहि । थांनां तरि वहिला सुखासनि चाल्या । कंठालीया किस्या । भंडार भरीया । आलोचिइं आत्मानि आव्या । मंत्रीमाहि डाहे । सेलहथ सीखामण हूई । गोत्रदेव्यानइं नैवद्य नीपनां । सूरा सूभट खित्री तणे घरे घोडा । प्राठव्या । छत्रीस वर्ण तणा घोडा । उज्जरा घोडा । काला केहाडा व्हवरा । तारका । भारिजा । सीधूया । अहिबांणा । उत्तर दसिना घोडा । कादिरा । कनोज देसना घोडा । कलघाहासला घोडा । मध्य देसना घोडा । महूयडा । देविगिरा घोडा । गंगाज-ला । चपलचरिण खुण । वस्तर्णि । खेत्रषुरासांणी । वाहदेसना । बोरि-या । लहिटूया । गंगेटिया । हंसजाद घोडा । ऊडणभ्रमरी । सालो-होत्रप्रतिष्टया । सिद्ध । विशेषगतिकरि । सतस्युंचलइ । पवनस्युंतरइ । पाटपगदेईउतरेइ । समुद्रमांहिवश्या । कसोटीकस्या । ते घोडे प्रथवी षुरू तालि । ते घोडा गंगोदकिस्नान कराव्यां । तेह तणे सरि क-मल पूजा कीधी । तेह तणे पूंठे बावनाचंदन हाथा दीधा । तेह घोडा तणें पूंठि पंचवर्ण पाखर थाती । कसी २ पाखर । रण वखर । जीणवखर । गुडिवखर । लोहवखर । कातलीआली पाखर । तेह घोडा तणी पूंठि पंचवर्ण पहलांण मांडया । किश्या २ । पहलांण । कंक-लोह पहलांण । त्रोडीया । नागफणां । वाजती वच्छा वळी । पुहुवी पातली पटाट । ढलकती पांणीनी छागल । पीतल हरवाजतां पा-

गडां तेहे घोडे क्रिश्या २ । खिन्नी चडया । पंचवीस वरस ऊपरें । पंचास वरस मांहि आकर्णांत मूंकि । नाभि प्रमाण कुंचि ऊदार जूआर । थोडुं बोलइ मनसिउं तरइ । पवनासिउं चालि । कीर्ति विस्तारि । परनारी सहोदर । संग्रामि सधर । बोलावी मारि । मारि निंइमरि । आपणा स्वामितणुं कारिज करि । छत्रिस युद्ध सरम करि । शिवनइ नमस्कार करइ । तेराऊते चाल । ते थके हुंते हस्ती गुडया । तुरा पाखर्या । रथ जोतर्या । राउत चडया । सनाह लीधा । क्रिस्या २ सनाह जरह जीणसाल । जीवरखी । वज्रागी । अंगरखी लोहबंध लुडि । समस्त सनाह लीधा । सजी भूत हुआ । मूगट तणा श्रृंगार धडहड्या । रतनाउली झलकी । साह्मण फडहड्या । फेतकारनी फेणाउली । असणि ऊडी रजरमी अंधकार पर्वतिउं । रूपहरेतुं । सूर्य खेहइ करी । छाहु छत्रीस डंडायुद्धलीधां । तेहे राऊते चाल । तब दीन ज वरदावली बोलइ खडग तणा खडेग । खेडा तणां भटक । तरूआरी तणा कडेक धनख तणा धौकार । अणी तणा अंगार । बाण तणी वृष्टि॥

इसी सुरातनी सूर वृत्ति पवाडु: ॥

आस्यापुरी आसिका आपी ॥ त्रंबकि वाजी सान ॥
ढोलि द्रसुकि डूंगर कांपि ॥ चडीउ राउल कहान ॥ १९२ ॥
ऊपरिथि कासां चरिसाहण ॥ वेगि पुहता घांटी ॥
नह वाजी धमधमीआं धरणी ॥ तरवरीया तलहटी ॥ १९३ ॥
जइत देवडु करइ वीनती ॥ बीडा करू पसाऊ ॥
राउल काहन प्रसादि तुह्मारि॥ अहमे जइ लेसिऊं घाय ॥ १९४ ॥
भानु बोल देइ सींखांमणि ॥ इम काहानदे राउ ॥
पइसी प्राणि असूर मारेयो ॥ रखे हसारथ थाय ॥ १९५ ॥

कटक उपटां करी ददामां ॥ वढासि जई तुरकांणि ॥
आव्या हेरू वात जणावि ॥ छइ मेहलांण सपराण ॥ १९६
करी केडि तरकाणू ॥ पूंठिण आयसि दूरि ॥
पूठिं मिल्या तारव्या ताजि ॥ जइ आथमाति सूरि ॥ १९७
दीवी सहस बिच्यारि करावी ॥ नह वजाव्या रणकाहल ॥
कटक थऊं उगमाणि पासि ॥ किधु झाकझमाल ॥ १९८ ॥
जोगी ढोल सातासिइ वाजइ ॥ बीहांमणां नीसांण ॥
मांटी सवे मूछिं वल घालइ ॥ कायर पडइ पराण १९९
करी बे फेजमाल देराउलि ॥ मयु आतथर्मात पासि ॥
पिठ केटकि काठ गढ मांजइ ॥ चूका रह्या ते नसेइ ॥ २०० ॥
पडी भेल बंचारव वरत्युं ॥ हींदु कीधी हाक ॥
ऊडी ऊंघ तुरक दश मुहड्या ॥ कांने पडीया ढाक ॥ २०१ ॥
गमे २ दीसइ अजूआलां ॥ म्लेछे छांडी छाक ॥
आपो परि ऊठइं असमुह्या ॥ कटकी पड्यु बलकाक ॥ २०२ ॥
उंचे हाथे धाह पोकारइं ॥ बोलावइं किरतार ॥
आणीवार किम्हिऊवेले ॥ करे अह्यारी सार ॥ २०३ ॥
जरहे जीण लेवराइं अवलां ॥ आंगासि गणी बाण ॥
उतावलि लेवराइं अबलां ॥ तेजि पूंठि पल्हाण ॥ २०४ ॥
कीधी खबरि खांनजी आगलि ॥ एहवूं कहि खवास ॥
फिरी विटि दालें हींदू आव्या ॥ लस्कारि पडीउ त्रास ॥ २०५ ॥
अलूखाने हाथी पखराव्या ॥ पल्हाणाव्या तुखार ॥
हल हल करी भणी अजूआलां ॥ सांचरीआं असवार ॥ २०६
आपणा पीआर वेगति न लाभइ ॥ दुह दासि हिंदु आवइ ॥

बइठि मूंटि म्लेछ मारंतां ॥ खांडाना घाउ फावई ॥ २०७ ॥
तीन तुरी ऊठवी राउत ॥ भलावावरई भाला ॥
माझिम राति म्लेछ मारंतां ॥ दुहवासि हिंदू भूला ॥ २०८ ॥
सपराणा सीगिणी गण गाजइ ॥ तीन्हा तुरी विछुटइ ॥
जरहि जीण आंगा वीधीनइं ॥ अंगि सूसरा फुटइ ॥ २०९ ॥
अंगो अंगि पटा अणीआला ॥ प्रांणि पाखर फोडइ ।
खांडा तणे घाए सपराणे ॥ सांधि २ विछोडइ ॥ २१० ॥
रणिं राउत वावरइं कटारी ॥ लोह कटाकट ऊडइ ॥
तुरक तणा जे पाखर्या तेजी ॥ ते ब्रहआरि गुडइ ॥ २११ ॥
माल तणी परि बाथे आवइं ॥ प्राणि विलगइ झूंटे ॥
गडदा पाटु डोड वजावइ ॥ भडइं प्रहारे मोटा ॥ २१२ ॥
ऊपरि थापुंता रविछूटइ ॥ भूतल भाजइ पाउ ॥
अडइं सूंढि ढालिइं ढांचा ॥ धरणि वालइ नीहाउ ॥ २१३ ॥
भाजइं कंध पडइ रणि माथां ॥ षडग तणां धड धाइं
मांहो मांहे मारेवा लागइ ॥ विगति किसी नलहाइ ॥ २१४ ॥
हींदुए मारी थल कीधुं ॥ पग मेल्हणु न जाइ ॥
लोही तणा प्रवाह ऊलटीया ॥ दीसइ व्याहणा मांहि ॥ २१५
दोरसिराचा फेरी पाडइ ॥ डाहिलीना बंधांन ॥
वाढि चंब जूजूआ गालीं ॥ अनंइ छोडाव्या बांन ॥ २१६ ॥
घोडा हाथी ऊंट पोठीआ ॥ ते ऊदाली लिधां ॥
सादूल सीह मलिक बे मोटा ॥ बंदि जीवता कीधा ॥ २१७ ॥
गूलखान एकलुज नाठउ ॥ जे हुंतु सपराणुं ॥
सार्दी मलिक ऊंबरु मोटु ॥ ते रणि खेत्रि मरांणु ॥ २१८

एक नाठा जई दासि मुहड्या ॥ ऊडीवीवीअ अपार ॥
करसि केडि मारसइं हींदु ॥ ऊवेले किरतार ॥ २१९ ॥
बिजइ दिन राउत रण सोध्यां ॥ दीठां पड्यां पल्हांण ॥
हाथी तणी पांजरी भागी ॥ धराणि ढल्आ केकांण ॥ १२० ॥
खेड्यां खांड्या पड्यां जूजूयां ॥ भाला सींगिणि कटारी ॥
भागे कणसे पडी तरूआर्यु ॥ म्लेछ मांकडा मारी ॥ २२१ ॥
कंध कबंध पड्यां रणि दीसइ ॥ कीधु कचरा बोह ॥
सोमनाथ मुकाव्युं राउलिं ॥ पछे पखाल्युं लोह ॥ २२२ ॥
नव लाख जोबांन मुकाव्यां ॥ वरत्यु जय २ कार ॥
धन्न २ राउल कान्हडदे ॥ कान्ह तणु अवतार ॥ २२३ ॥

चुपई

चहुआंग कुलिं पुण्यपार ॥ पुण्यइं म्लेछकरिउं सिंहार ॥
पुण्यइं एक आरोगे पांन ॥ पुण्ये घरि संपजई निधांन ॥ २२४ ॥
पुण्यइ हुइं सुकुलंणि नार ॥ पुण्यइं रेवंत बजे बारि ॥
पुण्यवंतनइं सहुको नमइं ॥ पुण्यहीण नरभूलू भमइ ॥ २२५ ॥
पुण्यइ रोग न आवइ अंगि ॥ पुण्यइं पुरूष रमइं नवरंगि ॥
पुंण्ये अंगे न आवइ रीस ॥ पुण्यइं सहू दीइ आसीस ॥ २२६ ॥
पुंण्यइं वाल्हां नाहिं वियोग ॥ पुण्यइं हुइ सजन संयोग ॥
पुंण्यइं पाहिरइ वारू चीर ॥ पुण्यइं हुइ फूटरां सरीर ॥ २२७ ॥
पूण्यवंतमा दुःकृत टलइ ॥ पुण्य वंतनइं चांमर ढलइं ॥
पुण्यवंत सरि छत्र धराइ ॥ पुण्यवंत नवि पाला जाइ ॥ २२८ ॥
पूण्यइ मयगल बजइ बारि ॥ पुण्यवंत नइं नाव इहारि ॥
पूण्य हुइ नवनवा रंग ॥ पुण्यइ सुणीइं वेणि मृदंग ॥ २२९ ॥

पुण्य सूईई तलाई खाट ॥ पुण्यइं बोलइं कीरति भाट ॥
पुण्यइ धरि नवि खुटइ धांन ॥ पुण्यइ हुइ पुत्र संतान ॥ २३० ॥
पुण्यइ करी राय दीए मांन ॥ पुण्यइ हुइ पाधरा प्रधांन ॥
पुण्यइ धरिइ सोनां सार ॥ पुण्यइं पहिरीइं मोतीहार ॥ २३१ ॥
पुण्यइ पामीइ विद्या वली ॥ पुण्यइ हुइ कीरति ऊजली ॥
पुण्यवंत घरित्रिणि वार ॥ अठोत्तर सुमंगल चार ॥ २३२ ॥
पुण्यइं सिष्य नविकुड ऊंचवइ ॥ पुण्यवंत प्रथ्वी भोगवइं ॥
पुण्यइ पूण्यकरइ आदरी ॥ नितु दीवाली पुण्यइ करी ॥ २३३ ॥
जेजे आव्या वानर वीर ॥ पुण्यइ पाघर तरीयां नीर ॥
पुण्यइं अणयुगतुं संभवइं ॥ रामिइ राक्षस मार्या सवइ ॥ २३४ ॥
कौरव कूडी न सीधूं काज ॥ पुण्यइ पांडव पाम्या राज ॥
पुण्य प्रसंसा पुहविइं करि ॥ पद्मनाभ पंडित विस्तरी ॥ २३५ ॥
कोहनडदे नइ पुण्यइ करी ॥ जगि जय दीधु आइयापुरी ॥
वल्यां कटक आणंद्युं सहूं ॥ कीरति बोलइ बंदणिवहू ॥ २३६ ॥
नगरभणी सांचरीया राय ॥ ततखिण वल्या नीसांणे थाव ॥
भेट्या रुद्र नलाइ खेव ॥ नगर भणी पधराव्या देव ॥ २३७ ॥
जीतुं कान्ह बात इंम सुणी ॥ नगर दिं वधामणी ॥
मदन भेर भुंगल भरहरइ ॥ वर्ण अढारइ जय २ करइ ॥ २३८ ॥
सर्वि तलिया तोरण झलहलइ ॥ नगरमांहि गूडी ऊछलइ ॥
फल्या मनोरथ पूगी आस ॥ ठांमि २ देवराइ रास ॥ २३९ ॥
नारी करइं लूंण लूंछणां ॥ नगर मांहि मांड्या पेखणां ॥
मोरागि नवां पाथरीइ चीर ॥ फूल पगरमइं परिमल अबीर ॥२४०॥
पद्मनाभ कवि इणि परि भणइ ॥ आव्या राय नगर आपणइ ॥

बीजा छइं जे राणो राय ॥ आप आपणे आवासे जाय ॥ २४१ ॥
पांडव दिचासणी नइं खांणं ॥ बाली लेइ बांध्या केकाण ॥
सवि कहिहईइ हरख न माय ॥ माहिलीं मुहलि पधारइ राय ॥२४२॥

॥ राग धन्यासी धुलः ॥

मांडवि मिलइं सुहासणी ॥ सखि ऊंढणि नवरंग घाटकि ॥
जंतु सही वधामणुं ॥ हईयड लइ हर्ख न माइ ॥ किचीतुं सहीय ॥२४३

॥ आंचलीः ॥

हारनि गोदर ब्रहिरखा ॥सखीने उरे रणझणकारकि ॥ जी० ॥२४४॥
त्राटक रुकारिकनकमइए ॥ सखी मोतीडे पूरू चुककि ॥ जी० ॥२४५॥
तिलक करूं कुंकमतणां॥सखी तेणि रंगि राउवधाविकि॥जी॥ ॥२४६॥
असुर दली घरि आवीउ ॥ सखी शंकर छोडीउ बंधकि॥जी.॥ ॥२४७॥
काहनडदे जीवे घणूं ॥ सखी बेलिइ मालदेवीरकि ॥जी० ॥ २४८॥

॥ चूपइः ॥

सरसां संबलनइं पाहिरणां ॥ पाछां वान चलाव्यां घणां ॥
अबला विप्र दीइ आसीस ॥ कान्हडप्रतपे कोडि वरीस ॥ २४९ ॥
सोमनाथ आराधइ कान्ह ॥ नितु २ पंचामृते सनांन ॥
पुजातणां सोळ उपचार ॥ चंदनातिलक कुंकम श्रृंगार ॥ २५० ॥
नितु २ पूजा हुइ नवनवी ॥ सहु जुहारइ भगति करी ॥
नवखंडे कीरति विस्तरी ॥कान्हड वात असंभम करी ॥ २५१ ॥
नरकपात उवेलइ जेह ॥ मोटा संकट छोडिउ तेह ॥
मूरति पांच एक लिंगथी ॥ छठी तासआमलिको नथी ॥ २५२ ॥
सुरठ भणी पथराव्युं लिंग ॥ एक गागवा गोडि लोह सिंग ॥

॥ अधुरूं ॥

# राजकोट प्रदर्शन.

## જાહેર ખબર.

એની વ્યવસ્થાપક મંડળીના સેક્રેટરી રાજ્યશ્રી હરિકૃષ્ણ લાલશંકર દવે તથા શેઠ બેજનજી મહેરવાનજીની તર્ફથી એ જાહેર ખબરો મળીછે તે ઉપરથી જણાયછે કે આ વરસના આગષ્ટ માસના પહેલા અઠવાડીઆમાં એ ઉઘાડવામાં આવશે. કમિટિ ૧લી મેથી અને ૧૫મી જુન સુધી પદાર્થો લેશે. પછીથી ચોમાસુ આવેછે માટે આશાછે કે મોકલનાર એ મુદતમાં મોકલી દેશે. બનાવનારના નામ, ઠામ, તથા જાત તે સાથે મોકલવાં જોઇએ. કાઠિયાવાડની બાહારના મોકલનારને વિનંતિ કરવામાં આવીછે કે કેટલા અને કેવા માલ મોકલવા છે તેની ખબર અગાઉથી ૧૫મી એપ્રેલ સુધીમાં કરવી. અમે જોઈને ખુશી થયા છઇએ કે કાઠીયા વાડની રાણીઓ પણ આ શુભ કામમાં હોંસ રાખેછે. મોરબીના અસમતપનાહબાઇ શ્રી માજીબાએ ૪૦૦ રૂપિયા બક્ષીસ કર્યાછે, અને એવી ઇચ્છા જણાવીછે કે દેશી સ્ત્રીઓની કારીગરી જેવીકે ભરત કામ, શીવવાનુ કામ, ગુંથણ કામ, ચિત્ર કામ ઇત્યાદિના સરસ નમુના આવે તેને એ રકમમાંથી ઇનામ આપવું. એ આખા હિંદુસ્તાનની સ્ત્રીઓને મેળવવાની છૂટછે. તેમજ વઢવાણના અસમતપનાહબાઇ શ્રી માજીરાજબાએ વિલાતી સાબુ, ખુશબોદાર પદાર્થો, મીણબત્ત[illegible]રણી, વગેરે ઘુંટેલા અથવા લાઓટેલા વાસણો, અને ચીની કામના જેવા સરસ નમુના મોકલનારને ઇનામ આપવા ખાતે રૂ ૧૦૦ બક્ષીસ કર્યાછે.

---

## અમૃત સાગર—વૈદકનો ગ્રંથ.

આ ગ્રંથ જેપુરના માહારાજાએ મારવાડી ભાષામાં રચ્યો છે તેનું ગુજરાતીમાં ભાષાંતર કરી છપાવાનો ઠરાવ કર્યોછે. આ પુસ્તકમાં ૨૫ પ્રકરણછે અને મોટા નાના સર્વે રોગોની ઉત્પત્તી, લક્ષણ, ઉપાય સારી પેઠે વિસ્તારથી. તથા ધાતુઓને મારવા, તથા મોટા નાના રસ બનાવવાની વિધિ જાત જાતનીછે. માટે આ પુસ્તકનો અભ્યાસ કર્યાથી મોટો વિદ્વાન વૈદ્ય થઈ શકશે, અને એનાં શાળાપત્રક કે કાવ્ય દોહન જેટલા ૬૫૦ પૃષ્ઠ થશે. એની કિંમત નીચે પ્રમાણે

૧લી માર્ચની અંદર રૂપિયા અમારા ઉપર મોકલનારને રૂ ૪ાા, એપ્રીલ ને મેમાં મોકલનારને રૂ ૫), ને ફકત સહી કરી મોકલનારને રૂ ૫ાા). અને પાછળથી રૂ ૬) એ દરેક નકલ આપીશું. તા. ૧લી. ફે. ૧[illegible]

ત્રીભોવન ગિરધર દાસ.
મુ. તાલુકે બોરસદ, જીલ્લે ખેડા

---

Registered No. 115 of 1877.

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER:

APRIL 1877.

પુસ્તક ૧૯ મું. એપ્રિલ સન ૧૮૭૭ અંક ૪ થો.

મ'તાજી બહુ મોટું પુજ, નામ તેમછે કામ;–
કર અંતે મનક્ષેત્રની, ખરી એતિ ધરિહામ.

| અનુક્રમણિકા | પૃષ્ટ. | Contents | Page. |
|---|---|---|---|
|  |



( કેળવણુ ખાતાના હુકમથ )

અમદાવાદ મધ્યે મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી પ્રસિદ્ધ કર્યું.

( મૂલ વરસે રૂ. ૧. અગાઉથીન )

# गूजरात शाळापत्र.

પુસ્તક. ૧૯ મું. એપ્રિલ સને ૧૮૭૭. અંક ૪ થો.

## शाळापद्धतिनी समजुती.

### स्वभावज्ञाननुंबळ.

પાછળ આપણે કહ્યું કે પ્રેમ અથવા માયાળુપણું એ મોટું વશીકરણ છે. તોપણ પ્રેમનું ફળ જે પ્રેમ તે બરાબર થવાને સારૂ એક બીજી વસ્તુની જરૂરછે. આપણા મનમાં ગમે એટલો પ્રેમ હોય, અને તેને પ્રસન્ન કરવાને ગમે એટલું ઇચ્છતા હોઇએ, તોપણ જ્યાં સુધી આપણને તેના સ્વભાવનું જ્ઞાન નથી ત્યાં સુધી આપણે તેનું હિત કે પસંદ પડતું થોડુંજ કરી શકીશું. તેને શું ગમેછે, તેને શું જોઇએછે, એ જાણ્યા વિના આપણો ઘણોખરો પ્રેમ મિથ્યા જશે; અને આપણે તેને સારૂં કરવા જતાં વેળાએ છેક અપ્રિય થઇ પડીશું, અને તેમજ તેનું હિત થવાને બદલે વખતે આપણે હાથે તેનું અહિતજ થશે. અર્થાત્: જેનું મન આપણે વશ કરવુંછે તેના સ્વભાવનું જ્ઞાન પ્રેમની સાથે મળે, તોજ આપણે જે ઉપર કહી તે પ્રમાણેની અસર બરાબર કરી શકીએ. બાળકોના સામાન્ય સ્વભાવનો, અને પ્રત્યેક બાળકના વિશેષ સ્વભાવનો તેણે નિરંતર અભ્યાસ કરવો જોઇએ, અને જેમ જેમ આ બાબત એનું જ્ઞાન વધતું જશે તેમ તેમજ એની સત્તા તેઓની ઉપર વધતી જશે. આ જ્ઞાન વિના કોઇ પણ સારો મહેતાજી થઇ શકતો નથી. શિક્ષા અને અધ્યાપન એ બંને કામમાં બાળકોના સ્વભાવ જાણવાની બહુજ જરૂરછે.

બાળકોના જે સ્વભાવ વડે તેઓ મહેતાજીને વશ થઇ શકેછે તેમાંના

મુખ્ય મુખ્ય અહિંયાં ગણાવ્યાછે. ૧ જિજ્ઞાસા, ૨ કર્મનો આનંદ ૩ અડચણો દૂર કરવાનો સંતોષ. ૪ સારૂં કામ કરવાનો આનંદ. ૫. બીજાની બરાબરી કરવાનો કોડ. ૬ વખણાવવાની ઇચ્છા ૭ આગળ સુખ મળે તે સારૂ પહેલાંથી તૈયારી કરી રાખવાની ઇચ્છા. ૮ સુધારાવધારાની ઇચ્છા.

જિજ્ઞાસા એટલે નવું જાણવાની ઇચ્છા. એ તો એક જાહેર વાત છે કે આ ઇચ્છા જેવી બાળકમાં બળવાન છે તેવી કોઇનામાંજ નથી. પરમેશ્વરે તેનું ચિત્ત જ્ઞાન તરફ લઇ જવાને માટે આ સ્વભાવિક સાધન કરીજ મૂકયુંછે, પણ મૂર્ખ મહેતાજીઓ પોતાની મૂર્ખાઇથી વિદ્યા એ એક મહા અળખામણીજ વસ્તુ બાળકને કરી મૂકેછે, એમાં બિલકુલ વાંક મહેતાજીનોજછે. નવું જ્ઞાન મેળવવાને બાળક ન ચહાય એ વાતજ હું મૂળથી માનતો નથી. એથી ઉલટું, હું તો કહુંછું કે, મહેતાજી બાળકોને નવું જ્ઞાન નથી આપતા તેથીજ તેઓ કંટાળી જાયછે, અને નિશાળમાં આવવા ચહાતા નથી. આ વચન તમને કદાપિ હમણાં વિપરીત લાગશે, પણ આગળ અધ્યાપન પ્રકરણમાં જ્ઞાન શી રીતે આપવું તેની ચર્ચા ચાલશે ત્યાં સઘળો ખુલાસો કરવામાં આવશે. પણ આ ઠેકાણે એટલુંજ ખાત્રીથી જાણજો, તોબસછે કે બાળકમાં જિજ્ઞાસા અથવા નવું જ્ઞાન મેળવવાની ઇચ્છા બહુજ હોયછે, અને જો તે તમે પૂરી પાડી શકશો, તો બેશક તે રમત મૂકીને પણ તમારો વર્ગ ચાલતો હશે ત્યાં હાજર રહેવાને તત્પર થશે. એ કેમ પૂરી પાડવી એમાંજ બધી શિક્ષણ કળા રહેલીછે. સારો મહેતાજી એ જિજ્ઞાસાને વિદ્યાના શોખનું રૂપ આપી દેછે, અને આ પ્રમાણે થવા ઉપરજ બાળકની આગળની બધી વિદ્વત્તા આધાર રાખેછે. ફરીથી કહુંછું કે આ ઇચ્છા બાળકમાં બહુજ બળવાન છે; અને જો તે પાછળથી નબળી પડી જાયછે, તો તે અઘોર કર્મ કરનારો મૂર્ખ મહેતાજીજ છે.

કર્મનોઆનંદ—સઘળા માણસને યોગ્ય કામ કર્યાથી આનંદ થાય છે. પરમેશ્વરે એવી આપણા શરીર અને મનની રચના કરીછે કે તેને યોગ્ય કસરત મળેછે ત્યારેજ આપણા જીવને ચેન પડે છે. તન કે મનના ઘટિત કામથી માણસને ખૂશીજ છૂટે છે. એથીજ હાથ પગ બાંધીને બેશી રહેવા કરતા ફરવું હરવું, અને મૂગા બેશી રહેવા કરતાં વાત ચિત કરવી સર્વને વધારે ગમેછે. અર્થાત્—કર્મનો આનંદ સ્વભાવિક

છે, અને મહેતાજી જો પોતાના નિશાળિયાને તનનું ને મનનું યોગ્ય કામ આપશે, તો તેઓ આનંદજ પામશે અને એનો ઉપકાર માનશે. છોકરાંને નિશાળનું કામ કરવું ગમતું નથી એ ફરીઆદ બિલકૂલ ખોટી છે. હા, મેહેતાજીને યોગ્ય કામ આપતાં આવડવું જોઇએ એ વાત ખરી. તે નથી આવડતું તેથીજ છોકરાંઓ પાસે નિશાળનું કામ બળાત્કારે લેવું પડે છે. પણ હમેશાં મહેતાજીએ યાદ રાખવું કે પ્રાણી માત્રને યોગ્ય કામ કર્યાથી આનંદ થાયછે, અને તે જો એના નિશાળિયાઓને નથી થતો, તો તેમાં કામ બતાવનારનોજ કાંઈ વાંક છે.

બાળકોને કામનો આનંદ સ્વભાવિક હોય છે એટલુંજ નહિ, પણ **તે કામમાં સંપૂર્ણ તેનું મન રોકાય તો તેનો આનંદ સંપૂર્ણ થાયછે.** મહેતાજી જ્યારે તેનું સંપૂર્ણ મન પોતાના પાઠમાં રોકી શકતો નથી, ત્યારે જેટલું મન નકામું બેશી રહ્યું હોયછે તે કાંઈ કામ શોધવા જાયછે અને તેથીજ વાત ચિત્ત વગેરે વર્ગમાં થાયછે. વાત ચિત્ત બંધ કરશો તો આડું જોશે, મનમાં કાંઈ કાંઈ બૂટા ઉઠાવશે, પણ તેનું મન નકામું બેશી રહેવાનુંજ નથી. માટે બાળકોનું મન સંપૂર્ણ રોક્યા વિના વર્ગમાં તેઓ કદી પણ શાંત રહેવાના નહિ. તેઓ તો બિચારા આ રીતે મહેતાજી પાસે સંપૂર્ણ કામ માગી લેછે, પણ અણઘડ મહેતાજી તેમ કરી શકતો નથી અને તેથી તેઓ પોતાની શેષ શકિતઓ બીજે નિરૂપયોગી માર્ગે લગાડેછે.

અડચણ દૂર કરવાથી પણ સઘળાને સંતોષજ થાયછે, અને એ સંતોષ મેળવવાને માટે પણ માણસ ઉદ્યોગ કરેછે. એક નાનું બાળક હજી ચાલી પણ શકતું નથી તેને જો એકાદી વસ્તુ ગમે છે, તો તે લેવાને સારૂ હાથ પગ પછાડી કેવું મથે છે, અને તે જ્યારે પ્રાપ્ત થાયછે ત્યારે કેવું હરખાયછે! એ જોઇને કોણ કહી શકશે કે બાળકમાં અડચણ દૂર કરવાનો સંતોષ નથી? એ વાત ખરી કે તેની શકિત અલ્પ છે, અને તેથી જો તેને ભારે અડચણો નડેછે, તો તેનાથી ખસેડાતી નથી; અને ઘણી વાર એવી અડચણોનોજ સમાગમ થવાથી તેનું મન હારી બેસેછે, અને પછીથી અડચણો દૂર કરવાની હોંસ તેનામાંથી બિલકુલ જતી રહે છે. આ તે બાળકને મોટું નુકસાન થાયછે. એની નઠારી અસર જન્મ સુધી નડ્યા કરવાની. આ જિંદગીમાં અડચણ ખસેડવાની ટેવના જેવું

બીજું કાંઈ પણ ઉપયોગી નથી, કેમકે માણસનું જિવન અડચણોથીજ વીંટાએલું છે. માટે આ ટેવ બાળકને પડે તે ઉપર હમેશાં લક્ષ રાખવું જોઇએ. સુશિક્ષિત બાળકો, આરંભેલું કામ પૂરૂં થાય ત્યાં સુધી કદી પણ જંપવું નહિ એવી ટેવ જન્મ સુધી રાખેછે, અને તેથી પોતાને તથા પોતાના દેશને કૃતાર્થ કરેછે. સઘળા મહાપુરૂષોનું આ એક અગત્યનું લક્ષણ છે.

માટે બાળકની શક્તિનો હમેશાં વિચાર કરવો, અને તેનાથી ખસેડાઈ શકે તેટલી અડચણો તેની આગળ મૂકવી. આમ કરવામાં ઘણું સ્વભાવ જ્ઞાન અને પદ્ધતિ કૌશલ્ય જોઇએ છીએ. સારો અને નઠારો મહેતાજી આ ઠેકાણેજ ઓળખાઈ આવે છે. અણઘડ મહેતાજી ભારે અડચણો વચમાં નાંખે છે, છોકરાંથી ખસેડાતી નથી, અને પછી આખરે પોતેજ તે ખસેડી નાંખે છે. પણ એ બિલકૂલ ખોટું છે. મહેતાજીએ છોકરાંની શક્તિ જોઇને વચમાં અડચણો મૂકવી, અને પછી તે પોતે ખસેડવી નહિ, પણ તેમને ખસેડતાં શીખવવું. આમ કર્યા વિના ખરી કેળવણી કદી આપી શકાતી નથી.

કામ સંપૂર્ણ રીતે કરવાનો આનંદ—કામ કરવું અને સંપૂર્ણ રીતે કરવું એમાં ફેરછે. કામ બધાને કરવું પડેછે અને કરેજ છે, પણ બધા સંપૂર્ણ રીતે કરતા નથી. ઘણા માણસ ઉપર ઉપરથી કામ કરી જાયછે. એથીજ કેટલાએક ઉત્તમ અને ઘણા પોતાના કામમાં મધ્યમ ગણાય છે. કર્મનો આનંદ સઘળાને સ્વાભાવિક છે એમ આપણે ઉપર કહ્યું, અને તેમજ સંપૂર્ણ રીતે કામ કરવાનો આનંદ પણ સ્વાભાવિક છે, તથાપિ તેનું બળ એટલું નથી. એને આળસ્યનું જબરૂ બળ નડેછે, અને તેથી ઘણા માણસ પોતાનું કામ સંપૂર્ણ રીતે કરતાં નથી. તે છતાં એ આનંદ સ્વાભાવિકછે તો તે કેળવી શકાય, અને તે ઉપર મહેતાજીએ અવશ્ય લક્ષ રાખવું જોઇએ. ગમે તે રીતે નહિ, પણ સંપૂર્ણ રીતે કામ કરવાનો આનંદ કેવો ઉગેછે, તે અનુભવવાની ટેવ તજવીજથી મહેતાજી બાળકને પાડી શકે.

બીજાની બરાબરી કરવાનો કોડ—આ સ્વભાવ માણસ જાતમાં બહુજ સાધારણ છે. અને એ ઘણા કર્મનું કારણ છે. આ કોડ અને વખાણવાની ઇચ્છા એ બે ગુણને કેટલાએક તુચ્છ ગણે છે અને કહેછે

કે મહેતાજીએ એનો ઉપયોગ કરવો ન જોઇએ, કેમકે તેમ કર્યાથી અભિમાન અને અદેખાઇને ઉત્તેજન મળેછે. પણ એટલું બધું કહેવું અમને વાજબી લાગતું નથી. એ ગુણો, ઉપર કહ્યા તેના જેવા ઉંચાં નથી, તોપણ હદમાં રહ્યા હોય ત્યાં સુધી કાંઈ ખોટા નથી. જ્યારે બીજાની બરાબરી કરવાને સારૂ જાતે ઘટતો ઉદ્યોગ ન કરતાં તેની મોટાઈ જોઇને માણસ બળે અથવા તે તોડી પાડવાની કોશીશ કરે, ત્યારે તેઅરેખર મોટો દુર્ગુણ થયછે. પણ વાજબી રીતે બીજાની બરાબરી કરવાનો અથવા લોકોમાં માન મેળવવાની ઇચ્છા કરવી એ મનોભાવ ફાયદા ભરેલો અને ઘણોજ સ્વાભાવિક છે. એ મનોભાવ માણસમાં એટલો બળવત્તર છે કે જો મહેતાજી તેનો ઉપયોગ ન કરે, તો તે એક પોતાનું જબરૂં હથીઆર ખોય એમાં કાંઈ સંદેહ નથી.

વખણાવવાની ઇચ્છા—બધા માણસમાં થોડી ઘણી એ ઈચ્છા હોયજ છે. પણ કોના વખાણ મેળવવા તરફ માણસ લક્ષ રાખેછે તે ઉપરથી તેના ફળ સારાં કે નઠારાં થાયછે. કાં બાળકે કે કાં મોટાંએ, યોગ્ય જનના વખાણ મેળવવાની ખંત રાખવી એ સારૂં છે. નિશાળમાં છોકરાં મહેતાજીના મોનું એક સારૂં વચન એને મોટામાં મોટું ઈનામ ગણે, એના જેવું બીજું કંઈ સુચિન્હ નથી. બાળકની આ વૃત્તિ આ રીતે વાળવા તર્ફ મહેતાજીએ હમેશાં લક્ષ રાખવું. પણ જો એ કરતાં નહિ આવડે, તો તેના બહુ માઠાં પરિણામ થશે એ અમારે અગાઉથી સૌને ચેતાવવા જોઇએ.

આગળ સુખ મળે તેને સારુ પહેલાંથી તૈયારી કરી રાખવાની ઇચ્છા—આ ઈચ્છા બાળકમાં બહુ થોડી હોયછે, કેમકે તેનામાં ભવિષ્યનો વિચાર કરવાની ઘણી શક્તિ નથી. આ મનોભાવથી મોટાં છોકરાંઓ જલદીથી વશ થાયછે, તોપણ નાનાં છોકરાંઓની આ બુદ્ધિ કેળવી તેનો ઉપયોગ કરી શકાય ખરો. કોઈ રમુજી વાર્તાની ચોપડી બતાવી હોય તો તેનો રસ પ્રાપ્ત કરવા યોગ્ય થવાની લાલચે પોતાનું વાંચન સુધારવા તર્ફ છોકરાં મંડી જાય ખરાં. તેમજ સંસારિક કામમાં આગળ ભણતર કેવું ઉપયોગી પડેછે તે તજવીજે તજવીજે બતાવ્યું હોય તો તેઓ તે વધારે ધ્યાનથી ભણે એમાં કાંઈ શક નથી. આ વાત હિંદુના છોકરા ઘણું કરીને સારી પેઠે સમજેછે, અને તેમને એ બાબત થોડોજ બોધ કરવાની અગત્ય મહેતાજીને માલમ પડશે.

વધારાની ઇચ્છા—એ ઇચ્છા ઘણી સ્તુત્ય છે, અને તેથી તેને બનતું ઉત્તેજન હમેશાં આપવું. નંબર ચઢાવવો, વર્ગ ચઢાવવો, ઇનામ આપવાં વગેરે કામ છોકરાંની વધારાની ઇચ્છા પૂરાં પાડનાર છે, અને તેથી તે કામમાં બરાબર નિષ્પક્ષપાતપણું વાપરી તેમને મહેતાજીએ સ્પષ્ટ બતાવી આપવું જોઇએ કે તેમનો સઘળો વધારો તેમના હાથમાંજ રહેલોછે. "નશીબમાં હશે તે થશે" એવો મહા માઠો ઉદ્યોગ શત્રુ વિચાર કદી પણ આ ટાણે તેમના મનમાં પેસે એવો પ્રસંગ મહેતાજીએ આપવો ન જોઇએ.

## અધિકાર બળ.

ઉપર જે બે બળ કહ્યાં તે વડે સારો મહેતાજી ઘણું કરીને નિશાળનો ઉત્તમ બંદોબસ્ત રાખી શકેછે. તે છતાં સારા મહેતાજીને પણ અધિકાર બળ વાપરવાની વખતે જરૂર પડેછે, અને હમેશાં તેને તે સહાય કરનાર તો છેજ. મહેતાજી થયો ત્યાંથીજ બાળકો જાણેછે કે આપણે એની આજ્ઞા માનવાને બંધાએલા છઇએજ, અને મહેતાજી બેવકુફી ભરેલી રીતે નથી વર્તતો ત્યાં સુધી એ વિચાર તેમના મનમાં હમેશાં કાયમજ રહેછે. તેથી ડાહ્યા મહેતાજીનો નિશાળમાં સઘળો ભાર તેના નામને પ્રતાપેજ પડેછે. તેને અધિકાર બળ વાપરવાની જરૂરજ પડતી નથી.

પ્રસંગે અધિકાર બળ વાપરવાની પણ સઘળાને જરૂર પડે, એ અમે કબુલ કરીએ છઇએ, તોપણ આ વાત હમેશાં યાદ રાખવી કે જેમ તે પ્રસંગ ઓછા તેમ તે મહેતાજી વધારે સારો એમાં કાંઈ સંદેહ નથી. સજા એ બંદોબસ્ત રાખવાનો અધમ પ્રકારછે. બળાત્કારે કામ કરાવેલું કદી સારૂ થતું નથી, અને કદી થયું તોપણ બાળકની નીતિમાં તે બહુ બગાડો કરેછે. સારૂ જાણીને હોંસથી કરવાનો જે અમૂલ્ય સદ્‌ગુણ તે તેમનામાં કદી આવતો નથી, અને પારકી મરજીનેજ અનુસરીને વર્તવાની ટેવ પામ્યાથી તેમનામાં ગુલામના સઘળા દુર્ગુણો આવેછે. આ રીતે ઉછરેલાં બાળક દુનિયામાં આગળ શો ઉજેશકાર કરે તે અમે બિલકુલ સમજી શકતા નથી.

## સજા.

સજા કરવાની મતલબ બે હોયછે:—એકતો જે અપરાધ કર્યો તેનો બદલો આપવો, અને બીજી એકે તેમ કરવાથી ફરી એવા અપરાધ થતા

અટકે. એ રીતે સજા અપરાધની પ્રતિફળદાયક છે, અને નિવારક પણછે. સજા કરનારના મનમાં એ બે હેતુ હોય કે નહિ, પણ તેની અસર એ બંને રીતનીજ થાયછે. તોપણ એ બે હેતુમાં નિવારકપણું વધારે અગત્યનુંછે, અને તેથી તે ઉપર વધારે લક્ષ રાખવું જોઇએ. જે સજા કરવાથી તે ગુનોહ ફરીથી ન થવાનો સંભવ કાંઈ ઘણો લાગતો નથી, તે સજા કરવી નકામીછે. નિવારક સજા કરવાથી અપરાધનો બદલો તો એકને મળેછે, પણ તે ઉપરથી ચાનક ઘણાને મળેછે, અને એજ સજા કરવાનો મોટોલાભ છે.

સજા મુખ્યત્વે કરીને નીચેજ પ્રમાણેની હોયછે—૧. વર્ગમા નીચે ઉતારવો, ૨. વર્ગમાંથી કે નિશાળમાંથી થોડો વખત દૂર રાખવો. ૩. કહાડી મૂકવો. ૪. ઠપકો. ૫ ઘેરથી લખી અથવા ગોખી મંગાવવું. ૬. શરીરશિક્ષા.

એમાંની પહેલી ત્રણ જાતની સજા કનિષ્ટ મેહેતાજીની નિશાળમાં સજા દાખલ ગણાવાને બદલે એક ખૂશીનું કારણ થઇ પડે. તેમાં પણ વર્ગમાંથી કે નિશાળમાંથી દૂર થવું એ મોટી શિક્ષા એતો ઉત્તમ પદ્ધતિવાળા મહેતાજીનીજ નિશાળમાં ગણાશે. જ્યારે છોકરાંઓને પાઠ સાંભળવામાં ઘણો રસ લાગતો હોય અથવા તેના લાભ ઘણા સમજાયા હોય, ત્યારેજ તેમને આ સજા તે સજાછે એમ લાગશે. માટે સામાન્ય મહેતાજીઓએ આ બીજી જાતની સજા કવચિત્જ કરવી એવી અમારી સલાહછે.

વર્ગમાં નીચે ઉતારવાની સજા—ઘણું કરીને બધાં છોકરાંને લાગેછે, કેમકે એમાં ખુલ્લી ગેર આબરૂ છે. તે છતાં એ સજા કરવામાં જો વિવેક રાખવામાં નહિ આવે તો છોકરાં નઠોર થઇ જશે, અને એક નંબર કહાડશો તો દશ જઇને બેસશે. તેમજ ચતુર મહેતાજીના નિશાળીયાને એક નંબર જવાનો હુકમ સાંભળતાં આંખમાં આંસુ ભરાઇ આવશે. આ બધુ થવું, ક્યારે અને કેટલા નંબર કહાડવા તેના ઉપર આધાર રાખેછે. તો પણ બધી સજાને માટે આ એક સાધારણ નિયમછે તે કદી ભૂલવો નહિ કે જેમ સજા થોડીવાર અને ઘણા વિચારની સાથે કરવામાં આવશે, તેમ તેની અસર નિશાળમાં ઘણી થશે, અને તેથી તે કરવાની જરૂર પણ થોડીવારજ પડશે.

બીજું એ પણ યાદ રાખવું કે નંબર એ ખરેખરૂં વિદ્યાભ્યાસનું ઇનામછે, અને તેથી ભણવાનું આળસ, અલક્ષ, તથા ગેરહાજરીને મા-

ટેજ એ સાધારણ રીતે નંબર કહાડવાની સજા કરવી. બીજા અપરાધને માટે વખતે એ સજા કરવી પણ તેમ કરવાથી તેનું ભણવા ઉપરથી દિલજ ઉઠી જાય એવી ગાંડી રીતે કદી કરવી નહિ.

घेरथी गोखी मंगाववा करतां लखी मंगाववुं—એજ સજા દાખલ તો સારૂંછે, કેમકે તે છોકરાએ આપણી આજ્ઞા કેટલી પાળી તે પ્રત્યક્ષ માપી શકાયછે. ગોખવાનું કહ્યું હોય, અને તે બીજે દહાડે આવીને કહેશે કે ગોખ્યુ તો ખરૂં પણ યાદ ન રહ્યું ત્યારે મહેતાજી મહા ગુચવણમાં પડશે, કેમકે બળાત્કારે ગોખેલું યાદ ન રહે એ પણ ઘણું સ્વભાવિકછે. લખવાની શક્તિ તો બધામાંછે કે નહિ તે આપણે સહેજ જાણી શકીએ, અને લખતાં લખતાં (ગોખાવવું હોય તો) તે કામ પણ કેટલેક દરજ્જે થાયછેજ.

ठपको—એજ સારા મહેતાજીની તો સાધારણ સજાછે. એ સિવાય બીજી જાતની સજા કરવાની એને ભાગ્યેજ જરૂર પડેછે, અને એ સજા પણ તે વખતેજ અને ઘણા વિચારથી કરેછે. સુશિક્ષિત નિશાળિયા મહેતાજીનું મન જરા કચવાએલું કે તેની ભમર ચઢેલી જોઇનેજ મનમાં પસ્તાયછે, અને ઠપકાનો એક શબ્દ પણ નીકળતાં તેઓ એવા લજવાઇ જાયછે કે નીચેથી ઉંચુ જોઇ શકતા નથી. આવી રૂડી અસર નિશાળમાં ઉત્પન્ન કરવાને સારૂ પ્રથમ તો જરૂરનું એછે કે મહેતાજીએ હમેશાં નિશાળિયાઓ સાથે હેત પ્રીતથી વર્તવું જોઇએ, અને ઠપકો નાચારીએ અને નાખુશીથીજ શાંત રીતે દેવાની ટેવ પાડવી જોઇએ. ઘડી ઘડી ઘાંટા કહાડવા અને કઠોર શબ્દનો વરસાદ વરસાવવો એ સજા નથી, પણ બાળકોને નઠોર કરવાનો અચૂક રસ્તોછે; અને એમ નઠોર થઇ જાય છે તેથીજ બીજી જાતની સજાઓ ઘણી નિશાળોમાં સાધારણ થઇ પડીછે. સારી નિશાળમાં તો ઠપકાની સજા પણ સાધારણ નથી, ક્વચિતજ મહેતાજીને ઠપકાના એક બે બોલ બોલવાની જરૂર પડેછે, અને તે પડેછે ત્યારે એવી ગંભીરાઇથી અને પોતાનેજ તે બોલતાં માઠું લાગતું હોય એવી રીતે બોલેછે કે તે ગંભીર બોલ સાંભળતાંજ આખો વર્ગ ધીમો પાડી ચકિત થઇ જાયછે, અને તેની અસર સર્વના ઉપર રામબાણ થાયછે.

———

અધુરૂં.

# કેળવણી ખાતાની ખબરો.

માને ગાંટડી તાલુકે વલસાડની સરકારી નિશાળમાં પરિક્ષા રાવ સાહેબમામલતદાર સાહેબ વાઘજીભાઇએ કરી રાજી થવાથી રૂ ૨) છોકરાઓને મીઠાઈ વહેંચવાને આપ્યા. બાદ નિશાળ મજકુરમાં એક અવર કાંટાનું ઘડીયાળ રૂ ૧૫)નું રાવસાહેબ મામલતદાર સાહેબની ભલામણથી નીચે લખેલા સદ્‌ગૃહસ્થોએ લઈ આપ્યું. તેની વિગત ૧) દેશાઈ અંદરજી હરીભાઇ—૧) દેશાઇ પરાગજી ખંડુભાઈ—૧) દેશાઇ વસનજી નાગરભાઇ—૧) દેશાઈ લાલભાઈ ખુસાલ—૧) દેશાઈ નીચ્છાભાઈ ભગવાન—૧-૪-૦ શેઠ દુલ્લભ ઓટાજી —૦-૮-૦ દેશાઇ રૂદરજી સાંમભાઈ—૦-૮-૦ દેશાઇ ગોવંદજી રઘનાથજી—૦-૮-૦ દેશાઈ ખુશાલભાઈ જીવણજી—૦-૮-૦ દેશાઈ ગોવંદજી નાગરજી—૦-૮-૦ દેશાઇ લલુભાઇ ભૂલાભાઇ—૦-૮-૦ દેશાઇ રઘનાથજી લાલભાઇ—૦-૮-૦ દેશાઇ નથ્થુભાઇ વશનજી—૦-૮-૦ દેશાઇ જીવણજી સુખાભાઇ—૦-૮-૦ દેશાઈ દયાળજી ભીમભાઈ—૦-૮-૦ શેઠ ખુમા દેવચંદ—૦-૮-૦ શેઠ મોતી પરાગજી—૦-૮-૦ શેઠ ભગવાન પરાગજી—૦-૮-૦ પારશી રૂસ્તમજી ફરામજી—૦-૮-૦ શેઠ હીરા તથા નથ્થુ જીવાજી—૦-૪-૦ દેશાઇ જગુભાઈ નારણજી—૦-૪-૦ સોની ગીરધર પુરૂષોત્તમ ૦-૪-૦ સોની કલ્યાણ દુલ્લભ—૦-૪-૦ દેશાઈ નીચ્છા રઘનાથજી—૦-૪-૦ દેશાઇ અંબાલાલ હરીભાઈ—૦-૮-૦ કુવરજી રતનજી કુલ રૂ ૧૫)

ફત્તેસિંહ ચન્દ્રસિંહ.

ગાંટડીની સ. નિ. ના મેહેતાજી.

---

## ગોહીલવાડ પ્રાંત.

ત્રાવજ સંસ્થાન ભાવનગરના જોઇન્ટ એડ મીનીસ્ટ્રેટર મેહેરબાન પરસીવલ સાહેબ બહાદુર તથા ભાઈ સામળદાસભાઈ પધારેલા તે વખતે મહાજન તરફથી રૂ ૨) તથા પ્રગણે ભાવનગર દસક્રોઈના બાંધ ખાતાના ઉપરી રા. સદાશંકર નાનાભાઇ તરફથી રૂ ૨) ની મીઠાઇ વેહેંચાઈ—સોનગઢ. ગોહીલવાડ પ્રાંતના આસીસ્ટંટ પોલીટીકલ એજંટ સાહેબ બહાદુરના સીરસ્તેદાર આજમ હીમતરામ વસંતરામ

છોકરાને ઉનાળામાં તા.૧૫-૪-૭૬થી તે તા.૧૫-૬-૭૬ સુધી માસ ૨ પોતાના ખરચ્યથી પાણી પવરાવ્યું—વરલ ભાવનગરના રહીશ રા. રા. દેસાઇ હરીપ્રસાદ સંતોકરામે તા. ૨૮-૩-૭૬ને રોજ પધારી છોકરાઓની પરીક્ષા લઇ ખુશી થયા બાદ રૂ૨) ની મીઠાઇ વેંહેંચી—ડુંગરકંડોળ શા. રામજી ત્રીભોવને રૂ૦-૮-૦ની મીઠાઇ વેંહેંચી—ગઢડા વિઝીટર આજમ લલુભાઈ રૂઘનાથે પરીક્ષા કરી તે વખતે નીચે પ્રમાણે ટીપ થઇ.

રૂ૧૦) ભાવનગરના નામદાર દરબાર શ્રીતરફથી—રૂ૬) ઓપાળા પટેલીઆ તરફથી રૂ૪)—મહાજન તરફથી રૂ૨)—માંડવધારના પટેલ લીંબા તથા રતના તરફથી. રૂ૨)—પટેલ મેહેચર ડાહ્યા. ૪-૬-૦ ઠકર લવજી દેવશી રૂ૧) રળસાના પટેલ જીવા તરફથી એમાંથી રૂ.૧૬-૩-૦ છોકરાઓને ઇનામ ૧૦-૩-૦ કન્યાઓને ઇનામ રૂ૩)-મીઠાઇ—લાઠીદડ પટેલ અમરશી જેરામે રૂ૦-૮-૦ની મીઠાઇ વેંહેંચી એજ ગામમાં થાણા કારકુન લલુભાઇ સેવકરામે રૂ૦-૮-૦ની છોકરાને મીઠાઇ વેંહેંચી તથા રૂ૨) મેહેતાજીને આપ્યા—રોહીશાળા. વીઝીટર શા. લલુભાઇએ પરીક્ષા કરી તે વખતે રૂ૭-૮- નુ ઇનામ લોકો તરફથી વેંહેંચાયુ—લાઠી. તા. ૧૫-૩-૭૬ ને રોજ ત્યાંના ડાકટર સાકરલાલ ત્રીકમજીએ રૂ૦-૮-૦ મીઠાઈ વેંહેંચી તા.૨૬-૪-૭૬ને રોજ મેહેતાજી ફુલજી લાલજીએ રૂ૦-૮-૦ની મીઠાઇ તથા શેઠ ખીમજીએ રૂ૦-૮-૦ તથા સુખડીઆ શા. હાવા મુળચંદ રૂ૦-૮-૦ના પતાસાં વેંહેંચ્યાં તા. ૧-૫-૭૬નેરોજ ડાકટર મજકુરે ફરીથી રૂ૧)—ના પતાસાં વેંહેંચ્યાં—ભંડારીઆ તા. ૫મી ને રોજ ભાવનગરના પ્રેસીડેન્ટ સાહેબના કારકુન રા. છોટમલાલ ભવાનીશંકર તથા તળાજાના વકીલ મુળશંકર ઓધવજી તથા કુંવારશ્રી જુવાનસીંગજીના પ્રાઇવેટ કારભારી લક્ષ્મીશંકર કલ્યાણજી તથા તળાજાના વહીવટી કારકુન મગનલાલ રામજી તથા દવે પરસોતમ જેશંકરે રૂ૧) ની મીઠાઇ વેંહેંચી—દીએર તા. ૩૦ મીને રોજ મેહેરબાન સાંમળદાસ ભાઇએ પધારી રૂ૧) ની મીઠાઇ વેંહેંચી—ઝાંઝમેર તા. ૧૦ મીને રોજ તળાજાના પોસ્ટ માસ્તર તથા ઉંચડીના ફોજદારે રૂ૦-૬-૦ની મીઠાઇ વેંહેંચી—મહુવા તા. ૨૮મીને રોજ આજમ વીઝીટરે પરીક્ષા કરી તે વખતે

ગામના મહાજન તરફથી ત્રણે નિશાળ મળી રૂ૫-૪-૦ની સાકર વેં·હેંચાઈ મહુઆ મુખ્ય નિશાળ તા. ૩૧મીને રોજ સંસ્થાન ભાવનગરના નામદાર મહારાજા સાહેબ રાઓળ શ્રી તખતસીંગજીએ પોતાના ટયુટર મહેરબાન નટ સાહેબ તથા બીજા ત્યાંના દરબારી અમલદાર તથા મહાજન સમસ્તે બોલાવી છોકરાઓની પરીક્ષા લઇ પોતે વિદ્યાર્થી થતા ફાયદા વીશે ઘણુ અસરકારક ભાષણ કરી નીચે પ્રમાણે ત્રણે નિશાળ મળી ઇનામ આપ્યું. એ વખતે આસરે પાંચ હજાર માણસ ભેગું થયું હતું. રૂ૧૮-૧૦-૦ છોકરાઓને પાઘડી ૧૩-૩-૬ લાકડાના રમકડાં. ખડીઆ વીગરે ૨૦-૮-૯ ચોપડીઓ. રૂ૧૪) અંગકસરત કરનારને.

કુલ. ૭૩-૬-૩ રૂ૭) ત્રણે નિશાળ મળીને પતાસાં—મહુવા બ્રાંચ. રૂ૫-૪-૬ લાકડાના રમકડાં. રૂ૮-૩-૩ ચાલતી ચોપડીઓ રૂ૬) પાઘડી. રૂ૧) કસરત કરનારને કુલ. ૨૦-૭-૯—મહુવા કન્યાશાળા. રૂ૧૦) ચોપડીઓ. રૂ૨૦) ઘાટપોતની ઓઢણી. ૧૬-૪-૦ ફુલેવરના રેજા રૂ૧-૮-૦ બંગડી પીતળની રૂ૩) બંગડી કાચની. ૧-૯-૦ પ્યાલીઓ. કુલ ૫૨-૫-૦

ડુંગર માજન તરફથી મીઠાઇ રૂ૧) ની વેંહેંચી--ભાદરોડ રૂ૧) શેઠ ભગવાન કરસને મીઠાઈ વેંહેંચી—કુલસાર માહાજન તરફથી રૂ૦-૮-૦ની મીઠાઇ—ઝાઠી તા. ૨૯ મીને રોજ મુખ્ય કારભારીએ પધારી રૂ૨) ની મીઠાઇ વેંહેંચી, જસદણ તા. ૪ થીને રોજ કામદાર અબદભાઇ એ છોકરાને રજા આપી રૂ૧)ની સાકર વેહેચી—ભંડારીઆ તા. ૬ઠીને રોજ આજમ વીઝીટરે પરીક્ષા કરી તે વખતે માહાજન તરફથી રૂ૦-૧૨-૦ ની સાકર વેહેચી—કાળીઆક. તાં. ૧૪મીને રોજ આજમ વીઝીટરે પરીક્ષા કરી તે વખતે નીચે પ્રમાણે લોકો તરફથી મીઠાઇ વેહેચાઇ રૂ૨) પોલીસ ટપાદાર મગનલાલ પ્રીતમલાલ રૂ૨) પ્રાગજી દુલભ વગેરે માજન તરફથી—જસપરા માહાજન તથા પટેલ વગેરે તરફથી રૂ૧-૮-૦ની મીઠાઈ વેહેંચાઇ—તળાજા તા. ૬ઠીને રોજ આજમ વીઝીટરે પરીક્ષા કરી તે વખતે નીચે મુજબ રકમની મીઠાઇ વેહેચવામાં આવી.

૨) મહાજન તરફથી ૧) દીપ્યુટી વહીવટદાર શામજી ભાઇચંદ, રૂ૧) થાણદાર ઉમીઆશંકર હરજીવનદાસ રૂ૧) વહીવટદારના સીરસ્તેદારે મગનલાલ રામજી. રૂ૦-૮-૦ કુંડલા બ્રાંચના મેહેતાજી અલીભાઈ

મહમદ ૩૦-૮-૦મેહેતાજી લક્ષમી શંકર જેશંકર ૩૧-૮-૦ કન્યાશાળાના શેઠ પરભુદાસ પ્રાગજી—સુલતાનપર આજમ વીઝીટરે પરીક્ષા કરી તા.૮મીને રોજ) તે વખતે ઠકર હેમતલાલ ડોસા તથા મોદી વીરજી ડાયા મળીને ૩૦-૮-૦ની સાકર વેહેચાઈ—જલાલપુર તા.૨૩માને રોજ મહાજન તરફથી ૩૧-૮-૦ની મીઠાઇ વેહેચાઇ. Kanialal G.

સ. ડી. એ. ઇ. પ્રાંત.
ગોહીલવાડ.

---

## રેવાકાંઠા પંચમહાલ.

ગોધરાની નિશાળમાં ચાલતા અકટોબર માસમાં ઇનામ આપવા સારૂ સઘળી નિશાળો એટલે ગુજરાતી, અંગ્રેજી, ફારસી મદરેશાને કન્યાશાળાએ રીતે ચારે નિશાળો ગુજરાતી નિશાળના મકાનમાં ભેગી કરવામાં આવેલી ઇનામ સરકાર તરફથી હતું પણ ઇનામ વખતે સરવ કમીટીના મેંબરો તથા સદગ્રહસ્થોને તેમ અધીકારીઓને બોલાવામાં આવેલા હતા તેમ પ્રમુખની ખુરશીએ પરમકૃપાળુ એજંટ ટુ. ધી. ગવરનર સાહેબ બીરાજવાના હતા એ સંધીમાં ઇનામની સભામાં બીરાજતા પેહેલાં કૃપાવંત એજંટ ટુ. ધી. ગવરનર રીચી સાહેબે રૂ ૨૦ ) ગવરમેંટ પોતાના પદરના ઇનામ સારૂ મોકલેલા તેનાં ચાર ઇનામ તથા કેટલીક મીઠાઇની ગોઠવણ પ્રથમથી કરી રાખેલી તે એ રીતે કે ત્રણ પાઘડીઓ ને એક સાડી તે સીવાય મીઠાઈ એ પ્રમાણે મંગાવેલું તે સભા ભરાયા બાદ સાહેબ માંશુફ સઘળી નિશાળોની એક એક વર્ગની તપાસણી સભાની સમક્ષ કરી બાદ સરકારી ઇનામ પાસ થયેલા છોકરાઓને સાહેબસીએ વેંચ્યું બાદ પોતા તરફની એક એક પાઘડી નિશાળ દીઠ એક એક પેહેલા નંબરના ચાલાક છોકરાઓને આપી બાદ કન્યાશાળામાં એક છોકરીને સાડી આપી ને સરવ છોકરાઓ તેમ છોકરીઓને મીઠાઈ વેંચી નિશાળેથી સંતોષ પામી સરવ સભા વિસરજન થઈ.

આ બીના બન્યા પછી થોડા રોજમાં કૃપાવંત રીચી સાહેબનાં મડમસાહેબે પોતાના બંગલે તમામ કન્યાઓને બોલાવી અને તે સાથે ગા-

મમાંથી સદગ્રહસ્થોનાં બઈરાંને બોલાવ્યાં તેમને આદરસતકારથી પોતાના બંગલામાં લેઈ જઇને સરવની સમક્ષ છોકરીઓને વંચાવ્યું તથા કવિતાને ગરબીયો ગવરાવી બાદ સઉથી વધારે હાજર રેહેનાર કન્યાઓને વર્ગવાર બે ઇનામ એટલે આસરે સાત આઠ છોકરીઓને ભારે સાડીનના ખંડો તથા છીટના તાકાઓનું ઇનામ આપ્યું બાદ સરવ છોકરીયોને ખાંડનાં રમકડાં આપી સભા ખુશી થઈ એક એકને સારી પ્રીતી બતાવી વિસરજન થઈ.

Lalbhai R.

આ. ડે. એ. ઈ. રે. પં. વિ.

## પરચૂરણ.

**વીજળીનાં પરાક્રમ.** સ્ટાંડર્ડ પત્રનો પારીસ ખાતેનો ચર્ચા પત્રી લખેછે કે એમ ઘણીવાર કહેવાય છે કે ટેલીગ્રાફીની વિદ્યા હજી બાલ્યાવસ્થામાં છે. જ્યારે એ પુખ્ત ઉમરે પોહોચશે ત્યારે એ શું કરી શકશે તેતો વિચાર હમણાંથી બાંધવો અઘરોછે. પણ હમણાજ પારિસમાં એ બાબત એક અજાએબ જેવી શોધ કરવામાં આવીછે તે ઉપરથી તેની અટકળ થઈ શકશે. હમણા તારથી છબી મોકલવાની જુકિત કોઇએ શોધી કહાડીછે. એનો વિધિ પ્રગટ કરવામાં આવ્યો નથી, પણ તેના પ્રયોગ વર્તમાન પત્રોના કહેવા પ્રમાણેતો, સંપૂર્ણ ફતેહમંદીથી કરવામાં આવ્યાછે. એક પ્રયોગ પારિસ અને લાયોન્સના પોલિસઅમલદારોએ કરી જોયોછે. આ નવા યંત્રની મદદ વડે પારિસથી એક લાયોન્સના અમલદારની છબી મોકલવામાં આવી, અને તે તુર્ત ત્યાં ઓળખાઇ. એને બદલે લાઓન્સથી એક મહેતો પોતાના શેઠના પૈસા લઇને નાસી ગયો હતો તેની છબી અને રીત પ્રમાણે વર્ણન મોકલવામાં આવ્યું, અને એ તારની છબીના પ્રતાપે રેલવેમાંથી તે ઉતર્યો કે તુર્તજ પારિસની પોલિસવાળા તેને પકડવાને શકિત માન થયા. આ વાત ઘણા ભરોસા લાયક ઠેકાણેથી પ્રગટ કરવામાં આવીછે. **ટાઈમ્સઆવઇંડિયા.** ૧૧મી જાનેવારી. ૧૮૭૭.

**રૂપાના ઝરા,** વાતો ચાલેછે કે વાસ્કો પરગણામાં રૂપાની નવાઇ જેવી શોધ થઇછે. કહેછે કે એકરને એકર જમીન ઉપર પાણીને ઠેકાણે રૂપાના ઉકળતા ઝરા માલમ પડ્યાછે. એનો દેખાવ પારાના જેવો કાંઇકછે અને વહાણોના વહાણો ભરાય એટલો જથો એનો માલમ પડેછે. એ ઉકળે છે, પરપોટા થાય છે, અને માંહેથી ગાસ નીકળે છે. એરસ

એવા જાડોછે કે તેમાં પથ્થર નાંખ્યો હોય તો તે ડુબતો નથી અને જો જોરથી કેટલા એક ફૂટ ઊંડી લાકડી એમાં ઘોંચી હોય તો તે તીરની પેઠે ઉછળીને કયાંની કયાં દૂર જઇને પડે છે. એની લંબાઇ ૧૯૦ એકર અને પહોળાઇ કોઈ ઠેકાણે થોડી તો કોઇ ઠેકાણે ૧૦૦ ફૂટ સુધીની છે. એ ઝરાની બાજુ ઉપર રૂપાના ખાર બંધાઇ રહેલા છે. એ રૂપાનો કલોરાઇડ ખારછે એમ કસોટીથી માલમ પડ્યું છે એ રૂપું કહાડવાને માટે કંપનીઓ ઉભી થવા આવી છે. ટાઇમ્સ આવઈંડિયા ૧૧મી જાનેવારી ૧૮૭૭

**પૃથ્વીની વસ્તી.** છેલ્લામાં છેલ્લી ગણત્રી ઉપરથી નીચે પ્રમાણે હાલ પૃથ્વી સંબંધી આંકડા વર્તમાન પત્રોમાં પ્રગટ થયા છે:—૫૧૩૪૦૮૦૦ ચોરસ મૈલ પૃથ્વીનું ક્ષેત્રફળ અને એકંદર વસ્તી ૧૪૨૩૯૧૭૦૦ છે. એક ચોરસ મૈલે સરાસરી વસ્તી ૨૮ માણસની ઠરેછે. તુર્ક લોકની સંખ્યા ત્રણે ખંડોમાં મળીને ૪૭૬૬૦૦૦૦ થાયછે. એશિઆ અને યૂરોપમાં રશિયાના રાજમાં કુલ ૮૬૫૮૬૦૦૦ માણસ વસેછે.

**દક્ષિણ માંહેલો દુકાળ.** થોડો ઘણો પણ હાલ દક્ષિણમાં દુકાળ ચાલેછે તે સઘળા પ્રદેશનો વિસ્તાર ૫૪૩૫૫ ચોરસ મૈલ, અને વસ્તી ૭૯૬૩૯૨૭ માણસની છે. તેમાં ૩૩૮૭૨ ચોરસ મૈલના પ્રદેશોમાં તો એજુસ્સાથી ચાલેછે, અને એના ઝપાટામાં ૪૯૮૧૬૧૬ માંણસ સપડાઇ પડયાંછે. એ દુકાળ બાતે સરકારે જોઇતો ખરચ કરે તો ૬॥ કરોડ રૂપિયા જોઇએ એવો અડસટ્ટો કહાડવામાં આવ્યોછે.

**વીજળીની મદદથી ઝાડ વાહાડવાની કળા.** આ કળાની શોધ બે ઇંગ્રેજોએ કરી પેટન્ટ મેળવ્યો છે. તેમણે મુંબાઇમાં તેનો પ્રયોગ કરી બતાવ્યો હતો. તે વેળા પ્લાટિ નામનો તાર જોઇએ એટલો લાંબો ન હોવાથી બરાબર ફતેહ મળી નહિ, તો પણ એ વાત સાબીત થઇ ચૂકી કે જે ઝાડને કુવાડીથી કાપતાં બે કલાક લાગે તે વીજળીની મદદથી ૦। કલાકમાં કપાઇ શકે.

**કરાનો વરસાદ.** ૧૯મી જાનેવારીની રાત્રે ભરૂચ જિલ્લાના આમોદ તથા વાઘરા પરગણામાં ભારે વાવાઝોડું થયા પછી ૦॥ કલાક સુધી કરાનો વરસાદ પડયો. એ કરાના પથરા પાશેરથી બશેર સુધીના હતા. જમીન ઉપર આશરે એક વેંહેત કરાનો થર બંધાઇ ગયો, અને એના મારથી ઘણા પક્ષી માર્યા ગયા અને છાપરા ઉપરના નળીયાના ચૂરા થઇ ગયા. લગભગ એજ વખતે ખાનદેશમા પણ એવું તોફાન થયું હતુ.

**વનસ્પતિનો એક નવો ગુણ.** વાશિંગ્ટનની પાઠશાળાના એક શિક્ષાગુરૂએ એવો શોધ કર્યો છે કે સિલિકાની બહુજ બારીક ભૂકી છોડવાના મૂળમાંથી કાંઈ પણ રસાયન ક્રિયા પામ્યા વિના ઉપર ચડેછે, અને તેમાં તેજ રૂપે ફેલાઈ જાયછે.

**શામળાજીનોમેળો**—મહીકાંઠામાં આ વર્ષ જે શ્રાવકોના એ દેવસ્થાન નિમિત્ત જે મેળો મળ્યો હતો તેમાં ૯૦૬૯૩૧ રૂપિયાના માલનું વેચાણ થયુંછે એમ સરકારી પત્રકો ઉપરથી માલમ પડેછે.

**નેટિવપ્રેસએસોસિએશન**—દિલ્હી ખાતેના પાદશાહી મેળાવડાનું ઉત્તમ ફળ એ થયુંછે કે ઉપલા નામની સભા ૨૭મી ડીસેંબરે દેશી વર્તમાન પત્રોએ સ્થાપન કરીછે. વર્ષમાં તે સઘળા ઓછામાં ઓછા એકવાર મળવા, અને હમેશાં એક બીજા સાથે દેશ કલ્યાણના વિષયો ઉપર વિચાર કરવા ધારણા રાખેછે.

**તુર્કસ્તાન**—યૂરોપના મહારાજ્યની ભાંજગડ મિથ્યા ગઈછે, અને સુલતાને પોતાના સ્વતંત્રપણાની વિરૂદ્ધ જાય એવી એકે સાંભળવાની ના પાડી. તુર્કદેશની સઘળી સભાએ "અપકીર્ત્તિ કરતાં મરણ ભલું" એવો ઉત્સાહથી ઠરાવ કર્યો હતો. સુલતાનના પ્રધાન મિદ્ધતપાશાએ પોતાની મળે ખ્રીસ્તી રૈયતોને સમભાવે ગણવાના તથા લોકોને સ્વાધીનતા આપવાના કાયદા રચ્યાછે. એ પ્રધાન હાલ બરતરફ થયોછે.

**દિલ્હીનો ઠાઠ હરરાજ**—જે સામાનની અદ્‌ભુત રચનાથી ૧ લી જાનેવારીએ વૈભવી રાજાઓ પણ મોહિત થયા હતા, તે સઘળો સામાન હરરાજી કરનારને હાથ ગયોછે, અને રૂપિયાની પાવલી પણ ન પેદા કરતાં "એક, બે, ને ત્રણવાર" થઈને ઉડી ગયોછે! ઈંગ્રેજી સરકારની આટલે સુધી પણ કેવી કસર ડાહીછે!

**રાવની સમક્ષ પુનર્વિવાહ**—કચ્છમાં એક વાણીયા અને વાણીઅણે પુનર્વિવાહ કર્યા તે વેળા ત્યાંના તરૂણાવસ્થાને પહોંચવા આવેલા રાવ હાજર હતા એ એક અગત્યનો અને ખૂશી ભરેલો બનાવછે.

**મેજરકાંડી**—એ મરાઠી ભાષાનો પ્રખ્યાત કોષકર્ત્તા ૨૭ મી જાનેવારીને રોજ સીતેર વર્ષની ઉમરે મરણ પામ્યોછે. એ વિદ્વાન તથા માયાળુ ગૃહસ્થ કેળવણીખાતાનું એક ભૂષણ હતું, અને એની સાથે એનો સંબંધ ઘણો જૂનો હતો. પ્રથમ પૂના જીલ્લાની નિશાળોનો અને પછીથી પૂનાની

સંસ્કૃત કાલેજ જેને વિશ્રામબાગ પાઠશાળા કહેતા તેનો સુપ્રીટેંડંટ હતો. એ પાઠશાળા બાજીરાવ પેશવાએ બાંધી હતી, અને તેને સારૂ ઉદારતાથી વર્ષાસનો બાંધ્યા હતા. એમાં બ્રાહ્મણ વિદ્યાર્થીઓને છ શાસ્ત્ર (રસાલંકાર, ન્યાય, વ્યાકરણ, ધર્મ, વૈદ્યક, અને જ્યોતિષ્ય) શીખવતા હતા. દરેક શાસ્ત્ર શીખવવાને સારૂ ગુરૂ ઉપગુરૂઓ ઘણા હતા, અને તે બધાંનો એક પ્રમુખ હતો તેને મુક્તસર કહેતા. ઈંગ્રેજ સરકારના હાથમાં રાજ આવ્યું ત્યારે તેમણે પણ આ ગોઠવણ કાયમ રાખી. એ પાઠશાળાની તપાસ રાખવા ૧૮૪૦માં બોર્ડ આફ એજ્યુકેશને કાંડી સાહેબની નેમણુક કરી. એ સાંભળી પાઠશાળામાં ગભરાટ ઉઠી રહ્યો અને મ્લેચ્છને એમાં પેસવાજ નહિ દઈએ એવુ તેમણે સ્પષ્ટ કહ્યું. પણ આટલું બધું ધર્મોધપણું કાંડી સાહેબના ડહાપણથી ધીમે ધીમે નાશ પામ્યું. પ્રથમ પાઠશાળાની બહાર પોતે ઉભા રહે અને ગુરૂઓ આવી શો શો અભ્યાસ ચાલ્યો તે કહી જાય એવી ગોઠવણ કરી હતી. આ એક એ સાહેબના સંપૂર્ણ વિવેકનો દાખલોછે. એનો પરિણામ થોડા વખતમાં એ થયો કે તેઓ પાઠશાળામાં આવી મેજરકાંડીને તપાસવા દેવા લાગ્યા એટલુંજ નહિ, પણ તેની તરફ પ્યાર અને માનથી જોવા લાગ્યા. શીખવવાની રીતમાં કેટલો ફેરફાર કરાવ્યો, અને ઈંગ્રેજી અભ્યાસ દાખલ કર્યો. એ વર્ગ પોતેજ શીખવે. એ ઈંગ્રેજી વર્ગ વધી વધીનેજ હાલની દક્ષણ કાલેજ થએલીછે. સને ૧૮૫૫માં મેજરકાંડી એ જગા છોડી વિલાયત ગયા એ દરમ્યાન એ પાઠશાળાની નવી રીતે પરીક્ષા થઈ અને વિરૂદ્ધ ચર્ચા ચાલી, પણ તે વિષય અહિંયા લખવો અમને ગમતો નથી. વિલાતથી પાછા આવ્યા પછી મરાઠી ટ્રાન્સ્લેટરનુંજ કામ કર્યા કર્યું. એ ઓધા ઉપર રહીને ઘણાં ઘણાં પુસ્તકો એમની તરફથી રચાયાંછે. મરાઠી ભાષાની જોડણી મુકરર કરવાનું અને એ ભાષાની હાલ જે ચડીયાતી સ્થિતિછે તેમાં આણવાનું માન એ સાહેબનેછે. કેટલા કહેછે કે મરાઠી ભાષાનું એ સાહેબનું જ્ઞાન ઘણુંજ ચોખું અને દેશી કરતાં પણ ચડીયાતું હતું. અને એમને જે દેશીઓ સાથના સઘળા વ્યવહારમાં આટલી બધી ફતેહ મળી તેનું મુખ્ય કારણ એજ ધારવામાં આવેછે. એ સાહેબના પરિશ્રમના સ્તંભ રૂપે પોતાનો કરેલો કોષ મરાઠી ભાષા ચાલશે ત્યાં સુધી કાયમ રહે એવો છે. મોલ્સવર્થ કોષમાં પણ એ સાહેબની ઘણી સહાયતા હતી. હજી બીજી પ્રાકૃત ભાષાઓના એના જેવા કોષ નથી એમ સાધારણ રીતે મનાયછે.

आबू ऊपरिथा हर भली ॥ मूरति एक तिहां मोकली ॥२०२॥
मूरति एक जालहुर मांहि ॥ तिहां प्रसाद कराव्यु राय ॥
देउल एक सउ वाडी मांहि ॥ पांच ठांमि शंकर पूजाइ ॥२०३॥

पांचे लिंगे इंजे पूजा करइ ॥ गर्भवास ते नवि अवतरइ ॥ २०४ ॥

इति कान्हडदें चतुर्थ खंड प्रथम खंड समाप्तः ॥१॥

बीजा खंड तणु आरंभ ॥ बोलइ पद्मनाभ कवि वंभ ॥
राज रिधि उत्सव नवनवा ॥ साचा न्याय लोक पालवा ॥ १ ॥
जेजे तुरक नासी ऊवल्या ॥ एक ठांमि जई जंगलि मिल्या ॥
एक उघाडा वस्त्र विहीण ॥ भूखइं करी एक थाइ खीण ॥ २ ॥
एक घूमतां जाइ घाय ॥ एक डोली ऊपाड्या जाय ॥
एक तणइ मुखि टोइ नीर ॥ पाला पलइं ऊंवरां मीर ॥ ३ ॥
रांनि रलतां ध्या दिन घणां ॥ ढीली नगरि गया उगणा ॥
अलूखांन अंधारूं करी ॥ वस्त्र एक मुखि अंतरि धरी ॥ ४ ॥
अरपुं वेष नवि भावइ भलु ॥ नगरमांहि पइठुं एकलुं ॥
सागी तणी वात इम सुणी ॥ ठाम ठाम रोइ तुरकांणी ॥५॥
टोलइ २पडइं खरांकि ॥ नीर प्रवाह वही जिम आंखि ॥
एक फाडइं पहिरणि सूथणी ॥ पा ए नेउर भाजइं घणी ॥६॥
एक लाखइ एकाउलिहार ॥ एक ऊतारइ सवि सिणगार ॥
तांणइ विणि विछोडि दोर ॥ एकलूस्या दीसइ वंदोरि ॥७॥
एक नवि रहइं पुहर नइ घडी ॥ एक आलोटइं आडी पडी ॥
थ्यु विखवाद पांन नइ फूल ॥ एक रोआवि मुहागी मूलि ॥८॥

एक तणा बंधव भरतार ॥ एक तणा फूटरा कुमार ॥
जेजे हता रणि वाउला ॥ एकतणा मार्या माउला ॥९॥
अलूखांन निंदि सवि स्याप ॥ एक तणा मार्या रणि बाप ॥
साथ विसाहणे पडीया वाट ॥ नगरमांहि देवरांणां हाट ॥१०॥
एकाएकि सणाजि सगि ॥ चाली वात पातसाह लगि ॥
आव्या जे जीवित निदानि ॥ ते तेडी पूछ्यां सूरतांणि ॥११॥
अलूखांन एवडु भडवाय ॥ किम चहूयांणे दीधउ दाह ॥
बोलइ तुरक दयामणि सादि ॥ आगलिं रह्या करइ फरियादि ।१२।
वचन अवधारू असपति राय ॥ जे जीवतु लस्कर मांहि ॥
खोजा सीदा मार्या खांनि ॥ नव लाख छोडाव्या बान ॥१३॥
मारी खोर खार खवास ॥ सैद मलाणे लीधा घास ॥
बांद गुलांम सवे तिणिवार ॥ समरंगणि मार्या परदार ॥१४॥
हण्या हवसी खांडानी धार ॥ मूगल बचां न लाभइ पार ॥
हाथी सर्व ऊदाली लीया ॥ तेजिभ ताखति छंडावीया ॥१५॥
ऊदाली लीधां हथीयार ॥ खांन तणा लुट्या भंडार ॥
जेह ऊपरि वाहामनिहेज ॥ पातसाहना बे भांणेज ॥१६॥
सादलसीह मलिक जे हता ॥ प्रांणि बंद्रि कर्या जीवता ॥
दोठउं असुं अहमारे नेत्रि ॥ सादि मलिक पडिउ रणि खेत्रि ॥१७॥
वात २ छेह करि सलांम ॥ केता मलिक न जांणूं नाम ॥
एकमना मारइ रजपूत ॥ हींदूनूं छोडावुं भूत ॥१८॥
सुणी वात रणि कीधउ रोल ॥ पातसाहि न खिउं तंबोल ॥
सलतानी घोडा हाथीया ॥ काहनडदे ऊदाली लीयां ॥१९॥
मीर मलिक मारीया रणि मांहि ॥ इसीवात देसाउरि जाइ ॥

ढीली नबिविइस दीवाण ॥ बाहरि मुहलन दिइ सुरताण ॥२०॥
अलूखांनि वणसाडुं काज ॥ कटक मरावी आविउ आज ॥
करइ वात इंम सारूं राज ॥ अलूखांनि जो आंणी लाज ॥२१॥
इसी वात बोलइ प्रधांन ॥ रखे मुहल मांहि आवइ खांन ॥
अलूखांनि वणसाडिउ कांम ॥ पातसाहनु लूंण हरांम ॥२२॥

अलूखांनि मनि जांणी दोस ॥ पातसाह मनि आंणिउ रोस ॥२३॥

॥ पवाडु ॥

पातसाह मनि वात विमासी नाहर मलिक बोलाविउ ॥
साथियिकुं भोजलु खांडाधर मुहल मांहि तेडाविऊ ॥२४॥
करी मसूरति देई सीखामणि नामज दलिउ साथ ॥
मारूआडि ऊपरि सुरतांणि वीरूउं ऊडउ हाथ ॥२५॥
मोटा मलिक सवे तेडाव्या ॥ साहण करू सजाई ॥
सोनागिरां सुउं विग्रह मांडउ ॥ मारूआडि मांहि जाई ॥२६॥
पांणि धांन चलावउ साथि ॥ सोभति वहि अपार ॥
आपापणा मरातब लेयो ॥ मांहि भला जूजार ॥२७॥
नाम जादनइ मयगल माता ॥ लिउं सांहण सपरांणूं ॥
साथि घणूं पायदल पालऊं ॥ वेगि दीउं पीयाणूं ॥२८॥
करी कूडन जाई लेयो ॥ मारू याडिनुं पासउं ॥
पातसाह एहवुं मुखि बोलइ ॥ वलिं रखें हुइ हांसउ ॥२९॥
करसिउ कांम विछेदि जाई ॥ अह्म आएस परमांण ॥
नाहर मलिक पातसाह केरूं ॥ सिर किधुं फरमांण ॥३०॥
हल २ करी कटक सामग्री ॥ भलुं मुहुरत कीधूं ॥

करी सलाम वालिउं सहू पाछउं ॥ पछइ पीयाणूं कीधूं ॥३१॥
पातसाहनी आंण न मांनइ ॥ हींदू करइ पराण ॥
सामतसी राउलनु वेटउ ॥ काहनडे चहूयांण ॥३२॥
जालहुर गढ विसमु दीसइ ॥ लेसिउं प्राणि मारी ॥
कई तलहटी जई गोहरजि पयसिउं॥किइ नवि आव्युं हारी॥३३॥
बोलइ बोल मलिक सपराणा ॥ पडतां किमइ न भाजइ ॥
कीधूं कूंच ऊपडयां साहण ॥ ढोल द्रसूकछइ वाजइ ॥३४॥
भागां झाडवीड थिउं पाधर ॥ कादव कीधूं पांणी ॥
डुंगर तणां सिखर तिम चालि ॥ तिम हाथी सरताणी ॥३५॥
तरक तणां देस ऊतरीया ॥ वाजते नीसांणे
बोली वाट घाटगिर किन्नर ॥ कटक गया समीयांणे ॥३६॥
रीसाविउ राउल भत्रीजउ ॥ तहि लगिं छइ घांणि ॥
सांतलसीह मल्ल तणी परि ॥ सबल वीरस मीयांणि ॥३७॥
जांणी वात देस दलि आव्या ॥ त्रंबइं बूब सणीजि ॥
सांतल भणइ करू मेलावउ ॥ जई चउपट घाउ लेसिउं ॥३८॥
जोइ वाट राऊ कान्हडदे ॥ हजी नगर को नाविऊ ॥
कटक भणी तुं वाहरि चडीइ ॥ जुं सांतल तेडावइ ॥३९॥
खित्रि तणुं तेज सपराणुं ॥ सांतल करइ विहार ॥
गमा २ मेलावा आवइ ॥ जेह भला झुझार ॥४०॥
करी सजाई सहु सांचरिउं ॥ पाखरीया तोखार ॥
जरह जीण कोठा रंगाऊलि ॥ वली लियां हथियार ॥४१॥
नाहर मलिक तणि दलि मलीया ॥ मंजोहरि चहु आंण ॥
हुउ जांणजे हिंदू आव्या ॥ खलभलीयां मेल्हाण ॥४२॥

चड्यां कटक रण काहल वाजइ ॥ भाजइ खांडाधार ॥
सांतलसी हिसइं फलूं जीतूं ॥ मार्या म्लेछ अपार ॥४३॥
नाहर मलिक उसारिउ पाछउ ॥ हूई असंभम वात ॥
तुरक तणा ऊदाली लीधा ॥ तेजी सइछइ सात ॥४४॥
घोडा सवि जालोहरि मोकल्या ॥ सरसांसी बल देउ ॥
सांतलसीह इंसइं फलुं जीतुं ॥ हरखिउ काहन्हडदेअ ॥४५॥
वली मलिक संडीनि आव्या ॥ देखुं करुं हमारुं ॥
एकवीर वरांसु वीतु ॥ वली अम्हे किम हारुं ॥४६॥
समीयाणइ गढि रोड़ुं कीधुं ॥ सांतल नइ करइ जांण ॥
बीजे राउते ते तेडाव्या ॥ कान्हडदे चहूयांण ॥४७॥
सवा लाख खांडायत सरीसु ॥पाखरीए केकांण ॥
समीयाणइ राउल कान्हडदे ॥ आव्युं छडे पीयांणे ॥४८॥
एक गमें ऊतरिउं सातल ॥ घणु मेलावु लेअ ॥
बीजइ गमइ कटकि जई विलगुं राउल कान्हडदेअ ॥४९॥
गमे २ मारेवा लागा ॥ मलिक सवे वचे कीधा ॥
अंगो अंगि बिहुं दलि साह्मा ॥ मलिकि उथलं दीधां ॥५०॥
सींगिणिगण सपाराणा गाजइं साह्मा आवइं तीर ॥
ऊड्या लोहवीज जिम झलकइ ॥ भडइंत मोटा मीर ॥५१॥
सबिहुं गमे बलवंता हिंदू ॥ वूठी एकजें धार ॥
बीजा मलिक केतला कहीइ ॥ मार्युं मलिकना हारा ॥५२॥
राउतमांहि घणुं संपरांणुं ॥ सीधल कुलि सयरांण ॥
भलु भिडि साह्मरणि चाल्यु ॥ सुहडइ छांड्युं प्राण ॥५३॥
आ जलगइ सहुइको जाणइ ॥ समरंगणि सपरांणं ॥

भिडकमाड भोजलु खंडाधर ॥ ते रण खेत्रि मरांणुं ॥५४॥
जीतातणी वधावी वाजी ॥ मीरमालिक सवे मार्या ॥
भागां कटक रायचाहूंयांण ॥ तुं जालहुरि पधार्या ॥५५॥
जांणी वात सांढीउ आव्यु ॥ जे हुता सपरांणा ॥
नाहरमलिक भोज खंडाधर ॥ बेरण क्षेत्रि मराणां ॥५६॥
इसी वात सांभली सुरतांणि ॥ जे चहुआंणे जीतुं ॥
नाहर मलिकि तिसी परी कीधी ॥ अलूखांन जे वीतुं ॥५७॥
बारइ २ हारि सांभळी ॥ ततखिण हूउ हेराण ॥
क्यावलाहि ऊठी तुरकांणइ ॥ इंम बोलइ सुरतांण ॥५८॥
खांनाज़िहांनि मलिक अमादल ॥ मलिकने वए च्यारि ॥
कमालदीन मलिक तेडाव्युं ॥ ततक्षिण मुहल मझारि ॥५९॥
माहिलि चुकि मसूरति बइसि ॥ वात करेबा लागा ॥
जे जे मलिक कटक लेई जाए ॥ ते चहु आंणे भागा ॥६०॥
पातसाह मुछे वल घाली ॥ विसमा बोल्या बोल ॥
जेको माहारी आंण न मांनइ ॥ ते चुकइ ठांमनि टोल ॥६१॥
मंइं लीधां मालव नइं चंडेरी ॥ मांडव सारंगपुर ॥
रणथंभ रची त्रोड भलागढ ॥ वली लीउ नागुर ॥६२॥
मइं पूर्वदिसिं जिमणपुर मथुरां ॥ वली ते अंतर वेध ॥
मइं काकपुर भाजपूर डीसा ॥ प्रांणि चांपि लीध ॥६३॥
पूर्व सागर लगइ कटक लेई ॥ आगइं दीउं पीयांणुं ॥
मइंदुडीराय देस छंडाव्या ॥ तिहां अह्मारुं थाणुं ॥६४॥
हींदुस्थानी अनइं पंडुआ ॥ वली जालंधर लीध ॥
मइं कास्मीर कामरु हेमाचल ॥ चौढ लगइं वासि कीध ॥६५॥

खुरासाण मइं खुर तलि खुंद्यु ॥ प्राणि लीऊं निधांन ॥
मइं मारी मुंगलदल भागां ॥ लीउं ऊंच मूलतांण ॥६६॥
चीण भोट दंडूर देसपति ॥ ढीली उलग ल्यावइ ॥
ढोर समुद्र लगइ मुडुधा ॥ अह्म घरि दंडा लई आवइ ॥६७॥
कलवरगुं अनइ आनागूंदी ॥ वेदर देश तलिंग ॥
बुहारिं सांन पांन जिहा पहिरइं ॥ वांणी बोलइ चंग ॥६८॥
एन्हीं भूमि विषम मइं चांपी ॥ खांडा प्राणि लीधी ॥
देवगिरु राऊत रामदे तेणइं बेटी दीधी ॥६९॥
ऊडण भमरमाइं भविसमां ॥ दुरीया भीतरि बेट ॥
सींघल द्वीपतणु जे राजा ॥ हाथी पूरइ भेट ॥७०॥
कूंची कलहथ जावा मंदिर ॥ हिरमज विसमा ठांम ॥
तेह तणा माल घरि आवइ ॥ ते अह्म करइ सलाम ॥७१॥
सेतबंध रामेस्व सुणीइ ॥ वानरि बांधि पाज ॥
वरत आंण तिहां जण माहरा ॥ इस्युं अह्मारुं राज ॥७२॥
विषम दुर्ग मइं सवि पालटीया ॥ भरतखंड भडवाउ ॥
जालहुर गढ विसमु सुणीइ ॥ चहुआणनु ठाऊ ॥७३॥
आगइ वार बिच्यारि हराव्या ॥ तुरकें न लाधु लाग ॥
मोटें राजि लाज अह्म आवी ॥ ए हवुं हईइ वय राग ॥७४॥
आंणी चार जालहुरि जाई नइं ॥ तेज अह्मारु दाखुं ॥
कइ सोनागिरि पालटुं प्राणि ॥ कइ अह्मे आयुध नाखुं ॥७५॥
पातिसाहि जु करि प्रतिज्ञा ॥ अनइं दिउ फुरमान ॥
पाटण हुंतु खान तेडाव्युं ॥ इम बोलइ सुरतांण ॥७६॥
कुंशिद तोडि छडे पीयाणे ॥ पाटण भणी चलाव्युं ॥

थाणदार ज्युं साह्यु आवी ॥ सिरिफुरमांण चडाव्युं ॥७७॥
वांच्यु लेख सजाई किधी ॥ तेडाव्या सोनार ॥
सोना तणु करावइ मंदिर ॥ वारू पोलिप गार ॥७८॥
बावन मण सोना तेणि लागा ॥खांनि सरिसुं लीधुं ॥
ढीली नगरि जई नई भेटे ॥ पातसाह भलं दीधुं ॥७९॥
चिहुंग मइं ऊपलाणां धाया ॥ पातसाह फरमांणि ॥
राणा राय मलीक मुड्डा ॥ खांन बोलावि आणि ॥८०॥
गमे २ सहुइ दलमां आव्युं ॥ चडी चाल्यु सुरताण ॥
जिहां मुकाम दीइ तिहां रुंधइ ॥ सात कोश मल्हांण ॥८१॥
हाथी सहस विच्यारि पाखर्यां ॥ घंटा घूघरमाल ॥
पाए सांकलां करइ षलूका ॥ कुंभस्थल सुविशाल ॥८२॥
श्रावणमासि ऊनया दीसइ जेह्या काला मेहा ॥
गयवर ठाठ चालंता दीसइं ॥ जोतां नावइ छेह ॥८३॥
सालि होत्र जेहनी कसुटी ॥ तेव्हा कोडि केकांण ॥
गढ जाल हुरमणी सांचरीउ ॥ सवे दलि सुरताण ॥८४॥
भोई मेहर अनइ ठाठीया ॥ चालइ काहर कमाणी ॥
च्यारी सहस साथि सांचरीया ॥ वहइ पखाली पाणी ॥८५॥
त्रीस सहस कटकीया वाणीया ॥ साथि वस्तु चलावइ ॥
गाडे चडी चालती घांणी ॥ घांची खेडता आवइ ॥८६॥
मोची गांछा नइ सूतआरा ॥ साथि चालइ माली ॥
दरजी बाबरउड चालीया ॥ च्यारी सहस तंबोली ॥८७॥
बगनी घोडा कावडि चालइं भाठी वाहि खमार ॥
पांच सहस चालेइ भठीयारा घाट घडा लोहार ॥८८॥

अधुरं.

## ગુજરાત શાળાપત્રના લવાજમ વિગેરે નાણાં આવ્યાં તેની પહોંચ.

તા૦ ૧ સપટેંબર ૧૮૭૬ થી તા૦ ૩૧ માર્ચ સને ૧૮૭૭ સુધી.

| | સન૧૮૭૫ | સન૧૮૭૬ | સન૧૮૭૭ |
|---|---|---|---|
| રા. ખેડા વિ. એ. ઈન્સ્પેક્ટરના તરફથી. | ૦-૦-૦ | ૧-૬-૦ | ૦-૦-૦ |
| અમદાવાદ પ્રાક્ટીસિંગ સ્કૂલના માસ્તરના તરફથી | ૦-૦-૦ | ૧-૦-૦ | ૦-૦-૦ |
| આ. સુરત દક્ષિણ વિ. ડે. એ. ઈ.ના તરફથી | ૦-૦-૦ | ૧૧૦-૧૩-૦ | ૦-૦-૦ |
| વીરમગામ નેટીવ લાઈબ્રેરીના સેક્રેટરીના તરફથી | ૦-૦-૦ | ૧-૪-૦ | ૦-૦-૦ |
| નડીયાદ લાઈબ્રેરીના સેક્રેટરીના તરફથી | ૦-૦-૦ | ૧-૬-૦ | ૦-૦-૦ |
| ગ. ગાયકવાડી શાળાખાતાના ડીરેકટરના તરફથી | ૦-૦-૦ | ૧-૦-૦ | ૦-૦-૦ |
| પાલણપુર તાલુકા સ્કૂલના માસ્તર તરફથી. | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧૮-૪-૦ |
| [illegible]. ગૂ. વ. સો. આ. સે.ના તરફથી. | ૧-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ |
| વળા તાલુકા સ્કૂલના તરફથી. | ૦-૦-૦ | ૦-૦-૦ | ૮-૧૨-૦ |
| [illegible]ાંધલપોરની સ. ગૂ. નિ.ના માસ્તર તરફથી. | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧-૬-૦ |
| રે. પં. ડે. એ. ઈ.ના તરફથી | ૦-૧-૦ | ૧૪-૧૦-૦ | ૯૯-૦-૦ |
| નવાનગર તા. સ્કૂ.ના તરફથી. | ૦-૯-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ |
| ઉનાવા વિદ્યા વર્ધક સભાના સેક્રેટરી તરફથી. | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧-૨-[illegible] |
| રા. અમદાવાદ વિ. ડે. એ. ઈ.ના તરફથી. | ૦-૦-૦ | ૧૭૩-૦-૦ | ૦-૦-૦ |
| કાઠીયાવાડ લાંગ પુસ્તકશાળાના સેક્રેટરીના તરફથી. | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧-૦-૦ |
| સોજીત્રાની સ. ગૂ. નિ. મહેતાજીની તરફથી | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧-૫-૦ |
| ધરમપુર દરબારી. એ. વ. સ્કૂલ માસ્તરના તરફથી. | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧-૬-૦ |
| આ. રાજકોટ ટ્રેનિંગકોલેજના પ્રિન્સિપાલ તરફથી. | ૦-૦-૦ | ૧-૬-૦ | ૧-૦-૦ |
| મે. લાઠીના દરબાર સાહેબ તરફથી. | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧-૬-૦ |
| બાઈદ્દા તાલુકા સ્કૂલ માસ્તરના તરફથી. | ૦-૦-૦ | ૦-૦-૦ | ૬-૮-૦ |

---

**પુસ્તકની પહોંચ.** મનોરંજક રસીકવાણી. નિર્ભય ગરબાવળી. ભાગ ૨ જો. સુંદર શૃંગાર, હાસ્ય અને કરૂણા રસમાં લાવણી છંદ મહિના પદબંધ ગરબી અને બીજા જાણીતા રાગ સાથે આ પ્રમાણે જે ચોપડીનું નામ છે તે વીષે વધારે શું લખવાની સી જરૂર છે? એની કિંમત પાંચ આના, પૃષ્ટ ૭૫, અને બનાવનાર કવિ તરભેરામ કાસીરામ દવે ઉમરેઠના.

Registered No. 115 of 1877.

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER:

MAY 1877.

પુસ્તક ૧૬ મું. મે સન ૧૮૭૭ અંક ૫ મો.

મ'તા જી બહુ મોટું તુજ, નામ તેમજ કામ;-
કર અંતે મન ક્ષેત્રની, ખરી એતિ પરિણામ.

| અનુક્રમણિકા | પૃષ્ઠ. |
|---|---|
| શાળાપદ્ધતિની સમજુતી | ૯૭ |
| નવાં તામ્રપત્ર | ૧૦૭ |
| વાક્યવિચાર | ૧૧૦ |
| કેળવણી ખાતાની ખબરો | ૧૧૫ |
| પરચૂરણ | ૧૧૮ |
| સરકારી જાહેરખબર | ૧૨૦ |

| Contents | Page |
|---|---|
| Notes on Method | 97 |
| New Copper-Plates | 107 |
| On Gujaratee composition. | 110 |
| Educational Intelligences | 115 |
| Miscellaneous | 118 |
| Departmental Notices | 120 |



( કેળવણી ખાતાના હુકમથી )

અમદાવાદ મધ્યે મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિંટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રસિદ્ધ કર્યું.

( મૂલ વરસે રૂ. ૧. અગાઉથી )

ગૂજરાત શાળાપત્ર.

પુસ્તક. ૧૬ મું. મે સને ૧૮૭૭. અંક ૫ મો.

# શાળાપદ્ધતિની સમજુતી.

શરીરશિક્ષા. આ ગ્રંથમાં કબૂલ રાખીછે તોપણ તે અંતનો ઉપાય છે એ નિશ્ચય જાણવું અને તેનો જેમ ઉપયોગ થોડો કરવો પડે તેમ સારૂં. એ કોઇ નઠેર અને બગડેલા છોકરાને સારૂજછે; નિશાળમાં ઘણા છોકરા એવા હોયજ નહિ, અને હોયતો તે સ્વભાવિક રીતે નહિ. પણ મેહેતાજીની મૂર્ખાઇથી થઇ ગએલા એમ જાણવું. મહેતાજી નાના મોટા સઘળા અપરાધને માટે વારંવાર નિશાળિયાઓને સજા કર્યા કરે તો તે સજાનું માન ઘણું ઓછું થઇ જાય એમાં શું આશ્ચર્ય?- નિશાળની સાધારણ રીતભાત તો એવી જોઇએ કે કોઈ પ્રસંગે સોટી મંગાવવાનો હુકમ આપે કે તે સાંભળતાંજ સઘળી નિશાળ ભયભીત થઈ જાય, અને આજે એક નવાઇનો બનાવ બન્યો એમ ગણે. એવી નિશાળની સ્થિતિ હોય ત્યારેજ શરીર શિક્ષાની સારી અસર થાય.

શરીર શિક્ષા ઘણા પ્રકારની કરવામાં આવેછે, પણ તેમાં સોટી મારવી એજ ઉત્તમછે મહેતાજીએ મૂક્કી, તમાચો વગેરે મારવાની રીત કદી પણ ન રાખવી. એ રીત જંગલી, મહા નુકસાનકારો અને મહેતાજીના ઓદ્ધાને હલકો પાડનારો છે. મહેતાજીને ગુસ્સામાં કેટલું અને ક્યાં મારવું તેનું ભાન રહેતું નથી, અને પછીથી તેનેજ ભારે પસ્તાવું પડેછે. એવા મારથી વખતે બાળક મરી પણ જાયછે. અપંગ થાયછે, અથવા

તેના શરીરમાં કાંઈ દારૂણ રોગ ઉત્પન્ન થાયછે. સોટીનો માર ધાર્યો અને માપેલો છે. એમાં વાજબી રીતે જેટલી સજા કરવી ઘટે તેટલીજ થઈ શકે છે. સોટીને વાસ્તે પણ એવો નિયમ રાખવો જોઈએ કે કોઈ વખત ખપ પડે ત્યારેજ કોઈ દૂરના ઓરડામાં રાખી મૂકી હોય ત્યાંથી મંગાવવી. કેટલાએક મહેતાજીઓ હમેશા હાથમાં લઈને ટેબલપર ઠોક ઠોક કર્યા કરેછે એજ બહુ માઠી ટેવ છે. એથી સોટીનો દેખાવ સાધારણ થઈ પડે છે, અને તેનો બધો ડર ભાગી જાયછે. બીજું સોટી દૂર રાખી હોય તો તે મંગાવતાં જે કાંઈ વખત જાય એટલામાં મહેતાજી અને નિશાળિયાનો ગરમ થએલો મિજાજ ઠંડો પડવા આવે છે. મહેતાજીને શાંતપણે કેટલી શિક્ષા કરવી જોઈએ તેનો વાજબી વિચાર કરવાનો વખત મળેછે, અને છોકરાએ તે વેળા તો ઉશ્કેરાઈને કદાપિ બેઅદબી કીધી હોય તોપણ એટલામાં તેને વિચાર કરી પોતાની ભૂલ તથા મેહેતાજીને તાબે થવાની ફરજ સમજવાનું કેટલે દરજ્જે બની આવે છે.

સોટીની શિક્ષાનો ભાર વધારવાને મહેતાજી પોતાને હાથે ન મારતાં નિશાળના સિપાઈ પાસે અથવા કોઈ અમુક આસિસ્ટંટ પાસે મરાવે તો એથી પણ વધારે સારૂં. એમ કર્યાથી પોતાને ગુસ્સો લાગ્યો હોય તેને પ્રગટ થવાનો કાંઈ પણ અવકાશ મળતો નથી, અને તે શુદ્ધ ન્યાયાધીશના જેવોજ ગંભીર દેખાય છે. પણ બીજાને હાથે મરાવીએ ત્યારે પક્ષાપક્ષ ન થાય તેની તપાસ રાખવી જરૂર છે.

બીજી શરીર શિક્ષામાં ઉભા કરવાની સજા ઠીક છે. એ સોટી મારવા જેટલી શખ્ત નથી અને મધ્યમ અપરાધને માટે બસછે. તે છતાં એ શિક્ષા પણ બાળકના ગજા ઉપરાંત ન થઈ જાય તેની હમેશાં ફીકર રાખવી. આ બે પ્રકારનીજ શરીર શિક્ષા અમે કબૂલ રાખીએ છઇએ.

निशाळमांथी कहाडी मूकवुं. આ સજા મહેતાજીએ કોઈ વખત પણ કરવી કે નહિ એ શક ભરેલું છે. જે મહેતાજી એ શિક્ષા કરેછે તે ખુલ્લી રીતે પ્રગટ કરેછે કે હું મારૂ કામ કરવાને શક્તિમાન નથી, કેમકે જો એનાથી એ છોકરો સુધરી શકતો નથી તોજ એ કહાડી મૂકે છે.

મિનિટમાં કરવાને શકિતમાન થશે.

"નોટ" કહાડવાનો વિષય બહુ લાંબો છે, અને તેનું જુદું પ્રકરણ જ કરી શકાય. એ બાબત "કથિત પાઠ"માં કાંઈક વિસ્તાર છે. આ પ્રસંગે તો એટલુંજ કહેવું બસ છે કે "નોટ" સામાન્ય સાનના પાઠનીજ કહાડવાની છે એમ ન સમજશો. જે પાઠ નિશાળમાં શીખવવાના છે તે સઘળાની અવશ્યે કહાડવી જોઈએ. "નોટ" કહાડી નથી ત્યાં સુધી મહેતાજીએ તે પાઠ તૈયાર કર્યોજ નથી એમ જાણવું. મહેતાજીએ આસિસ્ટંટો "નોટ" કહાડી લાવેછે કે નહિ તે ઉપર નજર રાખવી જોઈએ. એ આખા દહાડાના કામનો નકસો છે. એ વડે શું કરવું અને કેમ કરવું તે શિક્ષકને ટપ સૂઝે છે, અને પોતાનું કામ સારી રીતે અને થોડા વખતમાં કરી શકેછે. પોતાનો પાઠ તૈયાર કર્યા વિના નિશાળમાં આવવું એ જેમ છોકરાઓને માટે નઠારૂં અને શરમ ભરેલું ગણાય છે તેમ મહેતાજીને માટે પણ છે. હું કહુંછું કે એનો અપરાધ નિશાળીયા કરતાં પણ વધારેછે. એક કામ કરવાને બંધાવું અને પછી તે કરવાની સઘળી યોગ્યતા પોતે મેળવવાની મહેનત ન કરવી એ ખરેખરૂં વિશ્વાસઘાતનું અને લૂણહરામીનુંજ કામ છે. ખરે, શિક્ષકસંપત્તિઓ પ્રાપ્ત કર્યા વિના નિશાળમાં શિક્ષક થઈને પગ મૂકવો એના સમાન બીજી ઠગાઈ નથી. એ માણસ જગતનો અને ઈશ્વરનો ચોર થાયછે, અને માણસોની ઉમરમાં અમૂલ્ય કેળવણીનો સમય જે બાળાપણ તે પેલા અભાગીયા બાળકોનો વણસાડી તેમનો તથા દેશનો તે મોટો શત્રુ ઠરેછે.

---

## વાક્ય વિચાર.

૧૨. એક અથવા અનેક શબ્દથી, એક અથવા અનેક શબ્દાવળીથી, અને એક અથવા અનેક ઉપવાક્યથી સ્તુત્યર્થવાદ થઈ શકે છે:— જેમકે

તમારો છોકરો બહુ રમેછે. (ઉદ્દેશ્ય અને વિધેયમાં એકેકો શબ્દ વધાર્યાથી)

(તમારો)[૧] (મોટો)[૨] છોકરો (રોજ)[૧] (બહુ)[૨] રમેછે. ,, ,, બબે ,, ,,

(તમારા ભાઈનો)[૧] છોકરો (પેલા ખેતરમાં)[૧] રમેછે. (,, ,, એકેકી શબ્દાવળી.,,)

| | |
|---|---|
| (તમારા ભાઇનો) છોકરો (પેલા ખેતરમાં) (બીજા છોકરા ભેગો) રમેછે | ઉદ્દેશ્યમાં એક અને વિધેયમાં બે શબ્દાવળી વધાર્યાથી. |
| (તમારા ભાઇનો)(સોળ વરસનો)(પેલો)(સૌથી મોટો)છોકરો(છગન)(આજે)(દયાળપટેલના ખેતરમાં)(નાના છોકરાં ભેગો) (શરમાયા વિના) (કેમ)રમેછે? | ઉદ્દેશ્યમાં અને વિધેયમાં બે શબ્દ અને ત્રણ શબ્દાવળી વડે સ્તુત્યર્થ થયોછે. |
| (જે છોકરો કાલે વાંચતો હતો) તે (આજ) રમેછે! | ઉદ્દેશ્યમાં એક ઉપવાક્ય અને વિધેયમાં એક શબ્દ વધાર્યાથી |

આ રીતે એક વાક્ય સ્તુત્યર્થ વાદથી મરજીમાં આવે તેટલું વધી શકે. શબ્દથી થોડી, શબ્દાવળીથી વધારે, અને ઉપવાક્યથી સૌથી વધારે વાક્યવૃદ્ધિ થાયછે. માટે સ્તુત્યર્થની ત્રણ પદવી ગણી શકાયઃ—સ્વલ્પ સ્તુત્યર્થ વાદ, સામાન્ય સ્તુત્યર્થવાદ, અને વિશાળસ્તુત્યર્થ વાદ.

૧૩. શબ્દો એક બીજા જોડે કાંઇ સંબંધે બંધાએલા હોય, પણ તેમાં કોઈ ક્રિયાપદ ન હોય, તો તે શબ્દાવળી કહેવાય.

૧૪. કર્તાક્રિયાપદ યુક્ત જે શબ્દસમુદાય જાતે વાક્યજ છતાં બીજાની સાથે મળીને એક વાક્ય કરવાના કામમાં આવેછે તેને ઉપવાક્ય કહીએ.

૧૫. જે વાક્યની ઉપવાક્યવડે વૃદ્ધિ થઈ નથી તે **સરળવાક્ય** કહેવાયછેઃ— જેમકે " હું રોજ સવારમાં સંસ્કૃત ગ્રંથ વાંચુંછું."

૧૬. જે વાક્યની વૃદ્ધિ ઉપવાક્યવડે થઇછે પણ જો એક ઉપવાક્ય બીજા વાક્યના પેટામાં ભરાઈ ગયું હોય તો તે વાક્યને **સંમિશ્ર** કહેવુંઃ— જેમકે "હુ રોજ સવારમાં તમે જે સંસ્કૃત ગ્રંથ આપ્યોછે તે વાંચુંછું."

૧૭. જે વાક્યની વૃદ્ધિ ઉપવાક્યવડે થઇછે, અને તે ઉપવાક્યો એક બીજા સાથે બંધાએલાં છતાં એક બીજાથી સ્વતંત્ર રહેલાં છે, તે વાક્યને **સંબંધિત વાક્ય** કહીએઃ—જેમકે "હું રોજ સવારમાં વહેલો ઉઠુંછું, અને સંસ્કૃત ગ્રંથનો અભ્યાસ કરવા બેસુંછું"

આ વાક્યમાં જરા ફેર કરીએ તો વર્ગ બદલાઈ જાય છે.

"હું રોજ સવારમાં વહેલો ઉઠીને સંસ્કૃત ગ્રંથનો અભ્યાસ કરૂંછું." આ સંમિશ્રવાક્ય પણ ન રહ્યું. એ એક સરળ વાક્યછે.

## સરળઉદ્દેશ્યવાક્ય.

૧૮. મૂળવાદક. સ્વરૂપ સ્તુત્યર્થવાદક, અને સામાન્ય સ્તુત્યર્થ વાદક એવાં ત્રણ પ્રકારનાં સરળ વાક્ય થાયછે.

૧૯. મૂળવાદકમાં ઉદ્દેશ્ય નામ, નામવત્ શબ્દ, કે નામરૂપ શબ્દાવળી હોય:—

જેમકે,

| | |
|---|---|
| ૧ નામ. | રાજારામ બેઠો છે |
| ૨ નામવત્ શબ્દ. | |
| (अ.) કૃદંત નામ. | લડવું ઠીક નહિ. |
| (ब.) સર્વનામ | તે બેઠો. |
| (क.) વિશેષણ. | ગાંડો બકે છે. |
| ૩ નામવત્ શબ્દાવળી | માંહોમાંહે લડાઈ કરવી ઠીક નહિ. |

૨૦. ઉદ્દેશ્યનો સ્તુત્યર્થવાદ નીચે પ્રમાણે થાય:—

| | |
|---|---|
| ૧. વિશેષણવડે. | નાદાન રાજારામ બેઠો છે. |
| ૨. વિશેષણવત્ શબ્દવડે. | |
| (अ.) વર્તમાન કૃદંત. | ધાવતું છોકરૂં બેઠું છે. |
| (ब.) ભૂત કૃદંત- | 'હાર્યો જુવારી બમણું રમે.' |
| (क.) વિશેષ ભૂતકૃદંત | થાકી ગએલો રાજારામ બેઠોછે |
| (ड.) ષષ્ઠયંત નામ. | સતારાનો રાજારામ બેઠોછે. |
| (इ.) સમાનાર્થ નામ | રાજારામ મહારાજ બેઠા છે. |
| ૩. વિશેષણ રૂપ શબ્દાવળીવડે. | |
| (अ.) વર્તમાન કૃદંત. | શત્રુથી પણ પરાક્રમમાં ઉતરતો રાજારામ બેઠોછે. |
| (ब.) ભૂતકૃદંત. | આશાતૃષ્ણાભર્યો રાજારામ બેઠોછે. |
| (क.) વિશેષ ભૂતકૃદંત. | શિવાજીથી ઉતરેલો રાજારામ |

(ड.) ષષ્ઠયંતનામ. શિવાજીના વંશનો રાજારામ બેઠોછે.

(इ.) સમાનાર્થ નામ. શિવાજીનો વંશજ રાજારામ બેઠોછે.

### વિધેય.

૨૧. વિધેયપદ એકલું ક્રિયાપદ હોય, અથવા નામ સર્વનામ કે વિશેષણ યુક્ત કે તદ્રૂપ શબ્દાવળી યુક્ત ક્રિયાપદ હોયઃ—જેમ કે

૧. એકલું ક્રિયાપદ. તે છે.

૨. શબ્દ યુક્ત ક્રિયાપદ.

(अ.) નામ. તે બ્રાહ્મણ છે.

(ब.) સર્વનામ. તે હું છું.

(क.) વિશેષણ. તે ડાહ્યો છે.

૩. શબ્દાવળી યુક્ત ક્રિયાપદ.

(अ.) નામરૂપ શબ્દાવળી. તે ભાષણ આપનારો છે.

(ब.) વિશેષણ રૂપ શબ્દાવળી. તે સાંભળવા લાયક છે.

૨૨. વિધેયપદનો સ્તુત્યર્થવાદ નીચે પ્રમાણે થાયછેઃ—

૧. ક્રિયા વિશેષણવડે. ખલાસી ઉપર ચડેછે.

૨. ક્રિયાવિશેષણવત્ શબ્દવડે.

(अ.) વિભક્ત્યંત નામ. ખલાસી છાપરે ચડેછે.

(ब.) નામયોગ્યંત નામ. ખલાસી છાપરા ઉપર ચડેછે.

(क.) સંબંધક કૃદંત. તે કૂદકારો મારીને ચડેછે.

(ड.) વિશેષણ વર્તમાન કૃદંત. તે બોલતો બોલતો ચડેછે.

(इ.) અવ્યય વર્તમાન કૃદંત. તે બોલતાં બોલતાં ચડી ગયો.

(फ.) ભૂતકૃદંત. તે છાકયો છાકયો ફરેછે.

૩. ક્રિયાવિશેષણ રૂપ શબ્દાવળી.

(अ.) વિભક્ત્યંત નામ. તેણે લોઢાની લેખણથી લખ્યુંછે.

(ब.) નામયોગ્યંત નામ. તેણે લોઢાની લેખણવડે લખ્યુંછે.

(क.) સંબંધક કૃદંત. તેણે લોઢાની લેખણ લઈને લખ્યુંછે.

(ड.) વિશેષણ વર્તમાન કૃદંત. શત્રુઓના સૈન્યને હરાવતો હરાવતો શિકંદર હિંદુસ્તાનમાં આવ્યોછે

(ઙ.) અવ્યય વર્તમાન કૃદંત. શિકંદર સાથે લડતાં પરમાર રાજા ફાવ્યો નહિ.

(ક.) વિશેષ ભૂતકૃદંત. અનેક શસ્ત્રે ઘવાણો ઘવાણો તે લડ્યે જ જાયછે.

(ગ.) ભૂતકૃદંત. શત્રુમનો* માર્યો તે બોલ્યો નહિ.

જુદી જુદી વિભકિતઓ અને નામયોગી અવ્યયો કેવી રીતે જુદા જુદા સ્તુત્યર્થવાદના કામમાં આવેછે તેનો વિસ્તાર અધિકાર વિચારમાં આવશે.

૨૩. ક્રિયા વિશેષણ જેમ ચાર પ્રકારનાં છે તેમ વિધેયના સ્તુત્યર્થવાદ પણ ચાર પ્રકારના થઈ શકેછે.

કાળવાચક સ્તુત્યર્થવાદ. તમે ગઈ કાલે આવ્યા હતા.

સ્થળવાચક સ્તુત્યર્થવાદ. તમે મારે ઘેર આવ્યા હતા.

રીતિવાચક સ્તુત્યર્થવાદ. તમે પગે ચાલીને આવ્યા હતા.

કાર્યકારણવાચક સ્તુત્યર્થવાદ. તમે મને મળવા આવ્યા હતા.

વિધેય પૂરણપદ.

૨૪. વિધેય પૂરણપદનું સ્વરૂપ તથા સ્તુત્યર્થવાદ ઉદ્દેશ્યના જેવાજ છે.

જે જે વર્ગના શબ્દ અથવા શબ્દાવળી ઉદ્દેશ્ય થઈ શકેછે તે વિધેય પૂરણ પણ થઇ શકે, અને જે જે સઘળા શબ્દ અથવા શબ્દાવળી વડે ઉદ્દેશ્યના અર્થમાં વધારો થઈ શકેછે તે તે શબ્દ અને શબ્દાવળી વડેજ વિધેય પૂરણની પણ વૃદ્ધિ થાયછે.

---

## કેળવણી ખાતાની ખબરો.

જા. નં. ૯૭૭.

સોરઠ પ્રાંતની નિશાળોમાં અકટોબર સન ૧૮૭૫ થી સન ૧૮૭૬ ના માર્ચ આખર લગીમાં ઇનામ વેહેંચાયું તેની યાદ.

વસાવડની નિશાળમાં વારશીક પરીક્ષા વખતે ઇનામ દેશાઈ મોનજી મનજી તરફથી ૩૭–૮–૦ ના રૂમાલ મહાજન વીગેરે તરફથી મીઠાઈ ૩૨–૦–૦ તથા સ્કૂલ લાઇબ્રેરી સારૂ પુસ્તક લેવા ૦–૧૪–૦. મોટા

* અહિયા કૃદંતના કેટલાક ઉદાહરણ આપ્યાંછે તેનાં તે ઉદ્દેશ્યનો સ્તુત્યર્થવાદ કરેછે એમ પણ કહી શકાય. મૂળ જોતાં તો એપ્રમાણેજ છે, પણ રૂઢિથી વિધેય સાથે સંબંધ ધરાવતા હોય એમ દેખાય છે.

**દેવળીઆ** ગામના ભાગદાર તરફથી મીઠાઇ રૂ૧-૧૨-૦. **બાંટવાની** નિશાળમાં દરબાર રૂસ્તમ ખાનજી તરફથી રૂ૪-૦-૦ નું ઇનામ ચોપડીઓ તથા મીઠાઇ થઇને. **પોરબંદર** બુદ્ધિવર્ધક શેઠ લક્ષ્મીદાસ ખીમજી જસ્ટીસ ઓફ ધી પીસ તરફથી રૂ૬-૪-૦ ચોપડીઓ તથા ઠકર પ્રાગજી મોનજી તરફથી પતાસાં તથા રૂમાલ રૂ૩-૦-૦ નાં. **જેતપુર ગુ. નિ.** તાલુકદારો તરફથી મીઠાઇ રૂ૨-૮-૦. **જેતપુર કંન્યાશાળા** તાલુકદારો તરફથી મીઠાઇ રૂ૨-૪-૦ તથા રૂ૩-૦-૦ મે. ઉત્તર વિ. ના એ. ઇ. સાહેબ તરફથી અને રૂ૨-૦-૦ તાલુકા કોર્ટના મેમબર સાહેબો તરફથી કપડાં તથા મીઠાઇના થઇને. **માણાવદર** મેહેરબાન કમાલુદીન ખાનસાહેબ તરફથી મીઠાઈ તથા દુપટ્ટાના રૂ૧૬-૧૨-૦ છોકરાઓને અને મેહેતાજીને પાઘડી રૂ૪-૦-૦ ભટ ઉત્તમરામ નારાયણ તરફથી ૦-૧૨-૦ ની મીઠાઇ. **ચીતળી** મેહેરબાન સ્ટેટ સાહેબે પરીક્ષા લીધી ત્યારે ત્યાંના ભાગદારો તરફથી છોકરાઓને ચોપડીઓ તથા મીઠાઇ રૂ૧૮-૧૨-૦ અને મેહેતાજીને દુપટ્ટો રૂ૨-૪-૦ ફોજદાર ત્રીકમલાલ બાપુજી તરફથી છોકરાને મીઠાઇ રૂ૩-૦-૦ મેહેતાજી તથા આસિસ્ટંટને દુપટ્ટાના રૂ૩-૦-૦ વારશીક પરીક્ષા વખતે ભાગદારો તરફથી મીઠાઈ રૂ૨-૮-૦. **મતીરાળા** આજમ મેરામવાળા તરફથી મીઠાઇ તથા રૂમાલ રૂ૨-૮-૦. **શેખના પીપરીઆ** આજમ વાલા ગોરખા તરફથી રૂમાલ રૂ૭-૮-૦ રાજેશ્રી પ્રીતમલાલ તરફથી મીઠાઇ રૂ૨-૮-૦ બશીયા ગોલણ વીરા તરફથી મીઠાઇ રૂ૧-૦-૦. **અકાળા** કુંતાણા જેઠા તરફથી મીઠાઇ ૦-૮-૦. **જરખીઆ** જાતરૂડાના બારોટ ભગવાનજી ખીમજી વીગેરે તરફથી મીઠાઈ ૦-૯-૦. **અડવાણા** પાઠક ભગવાનજી મુળજી તરફથી મીઠાઇ રૂ૧-૮-૦ **ઢસા** રાજેશ્રી રણછોડલાલ તરફથી મીઠાઇ ૦-૮-૦ આલેક ધાનાણીના આજમ થાણદાર તરફથી ચોપડીઓ રૂ૨-૦-૦ તાલુકદાર તરફથી ચોપડીઓ રૂ૧-૮-૦ અને ભાગદાર વાળા મૂળૂ તરફથી ચોપડીઓ રૂ૧-૦-૦ **ચુડાજેતપોર** રાજેશ્રી વેણીશંકર નારાયણજી તરફથી રૂમાલ રૂ૩-૮-૦ મેહેતાજીને ધોતીયું રૂ૧-૦-૦. **કુંકાવાવ** તાલુકદાર તરફથી મીઠાઇ રૂ૧-૦-૦ તથા પોલીસ પટેલ લખમણ લીંબા તરફથી રૂ૧-૧૦-૦. **વાઘણીઆ** મેહેતાજી ભુખણજી તથા બીજા લોકો તરફથી મીઠાઇ

૩૧-૧૨-૦ **બરવાળા** આજમ વાલા આલા તરફથી ૩૪-૦-૦ આજમ વાલા દેશા તરફથી ૩૪-૦-૦ આજમ વિનાયકરાવ ભાંખુભા તરફથી ૩૨-૦-૦ રાજેશ્રી ભવાનીપ્રસાદ નિત્યાનંદ તરફથી ૩૧-૦-૦ વિપ્ર વિઠલ નંદરામ તરફથી ૩૧-૦-૦ દોશી. દેવજી લક્ષ્મીચંદ તરફથી૩૧-૦-૦ પટેલ લીંબા પુંજા વીગેરે તરફથી ૦-૧૨-૦ તેમાંથી છોકરાને ચોપડી તથા મીઠાઈના ૩૭-૧૨-૭ ને મેહેતાજીને બનાતના ૩૬-૦-૦. **જુ-નાગઢ ગુ. નિ.** ની વારશીક પરીક્ષા વખતે ખુદાવંદ નવાબ સાહેબ ત-રફથી ચોપડીઓ તથા મીઠાઇના થઈને ૩૪૪-૦-૦. **વણથળી** આજમ બમનજી તરફથી છોકરાઓને મીઠાઇ ૩૨-૦-૦ પોલીસ ફોજદાર ધનજી સુંદરજી વીગેરે તરફથી મીઠાઇ ૩૧-૮-૦. **મજેવડી** ખુદાવંદ નવાબ સાહેબ તરફથી ૦-૮-૦. **શીલ** રાજેશ્રી વજેશંકર મણિશંકર વીગેરે તર-ફથી મીઠાઇ ૩૨-૦-૦ રાજેશ્રી નાહાનાલાલ હરખચંદ તરફથી રૂમાલ ૩૨-૦-૦ નાંદરખીના શેઠ નાનજી પ્રેમચંદે ગરીબ છોકરાઓને સ્લેટ તથા કોપી બુકો પૂરી પાડવા સારૂ ૧ વર્ષ દેવા ખુશી બતાવી. રાજેશ્રી ગવરીશંકર વિઠલજી તરફથી ૩૨-૦-૦ મીઠાઇ. **કુતીઆણા** ઠા. દેવચંદ કુરજી તરફથી મીઠાઇ ૩૧-૦-૦. **મહીઆરી** વારશીક પરીક્ષા વખતે આજમ સોરઠ પ્રાંતના સબ ડેપ્યુટી તરફથી મીઠાઇ ૦-૪-૯. **કેશોદ** રાજેશ્રી ગોકળદાસ પીતાંબર તરફથી મીઠાઇ ૩૧-૦-૦ ખુદાવંત નવાબ સાહેબ તરફથી રૂમાલ મીઠાઈ ૩૩-૦-૦. **જુનાગઢ કંન્યાશાળા** ખુદા-વંદ નવાબ સાહેબ તરફથી વારશીક વખતે છોડીઓને ઓઢણાં વીગેરે-ના ૩૨૪-૦-૦ અને સ્ત્રી શિક્ષકને સાડલો ૩૨-૦-૦ આખો મહીનો હાજર રેહેનાર દર છોકરીને દર મહીને ખા. બાહાદૂર ખાનજી તરફથી ૦-૨-૦ ઇનામ અપાય છે. **જુનાગઢ સંસ્કૃતશાળા** વિદ્યાર્થિઓને દક્ષ-ણા ૩૫-૦-૦. **જુનાગઢ ઉર્દુ મખતબ** સદર તરફથી ચોપડીઓ૩૩-૦-૦ **વેરાવળ** ખુદાવંદ નવાબ સાહેબ તરફથી છોકરાને મીઠાઈ ૩૪-૦-૦. **સુ-ત્રાપાડા** રાજેશ્રી મૂળશંકર વીગેરે તરફથી મીઠાઇ ૩૦-૧૨-૦. **ઉના** આ-જમ વજેશંકર મણિશંકર તથા દેશાઇ માણેકલાલ સાકરલાલ વીગેરે તર-ફથી મીઠાઇ ૩૧૫-૮-૦ અને ખુ. નવાબ સાહેબ તરફથી ૩૪-૪-૦. **દેલવાડા** આજમ વજેશંકર મણિશંકર તરફથી ૩૧-૧૨-૦ શંધવો બા-

ણજી નાનજી તરફથી રૂ૧-૦-૦ ખુા. નવાબ સા. તરફથી રૂ૩-૨-૦ મીઠાઇ. માળીઆ રાજેશ્રી ગવરીશંકર ઉદેશંકર તથા રાજેશ્રી ઝવેરીલાલ ચીમનરાય તરફથી ૧-૧૨-૦ અને ખુા. નવાબ સા. તરફથી મીઠાઇ રૂ૨-૦-૦. જાફરાવાદ મી. રૂસ્તમજી બમનજી તરફથી મીઠાઇ રૂ૩-૮-૦ ડેડાણ ભાગદાર કોટીલા ચાંપરાજે તરફથી રૂ૭-૦-૦ તથા મેતા માધવજી હીરજી રૂ૧-૮-૦ તેમાં રૂ૨-૮-૦ ની મીઠાઇ અને મેહેતાજીને પાઘડી રૂ૯-૦-૦. માંગરોળ વારશીક પરીક્ષા વખતે પાટવી કુંવર શ્રી હુસેન મીયાં સાહેબની બીમારી વિશેની ઇશ્વર સ્તુતી વાંચી સંભળાવ્યા બાદ ત્યાંના દરબાર સાહેબ તરફથી છોકરાને ચોપડાઓ રૂ૧૯-૯-૯ અને રૂમાલ રૂ૩-૮-૦ છોકરાઓને ચોપડીઓ તથા રૂમાલ રૂ૭-૦-૦ ને મેહેતાજી માધવજીને રૂ૧૪-૦-૦ નું મેડીલ. લોએજ માંગરોળ દરબાર તરફથી રાજેશ્રી હરીલાલ મારફત મીઠાઇ રૂ૫-૦-૦ અને મેહેતાજીને દુપટો રૂ૨-૮-૦. માંગરોળ શ્રાવકોના ધર્મ ગુરૂ પધારતાં શેઠ નાનજી ચોનાઇ વાલા તરફથી મીઠાઇ રૂ૨-૮-૦.

કુલ એકંદર ઇનામ રૂ૩૨૩-૨-૦

મુકામ માળીઆ.
તા. ૧લી ડીસેંબર ૧૮૭૬.

Dolutram M. B.
સબ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર
સોરઠ પ્રાંત.

## જાહેર ખબર.

આપવામાં આવેછે કે કસબે વસ્તડી તાલુકે વઢવાણ ઇલાકે કાઠીયાવાડનાં મહેતાજી ઉમીયાશંકર તુલજારામે નિશાળનાં એક છોકરાને પોતાનું ખાનગી હલકું કામ એટલે પાણી ભરવાની ફરજ પાડી તથા તે છોકરાએ પાણી ભરવા જવા આનાકાની કરી તેથી તેને ગાળો આપી માર માર્યો તે બાબતની ફરીયાદ વઢવાણ દરબારમાં થતાં તે બાબતનું કામ ઇત્તર વિભાગના મેહેરબાન એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ બાહાદુર તરફ મોકલવામાં આવતાં સાહેબ મોસુફના હુકમથી નંબર ૫૬૦ તા. ૨૫-૪-૭૭ મુજબ સદરહુ મેહેતાજીની પાયરી ઉતારી આસિસ્ટંટ કરી નાંખવામાં આવ્યો છે. આ ઉપરથી કાઠીયાવાડના તમામ મેહેતાજીઓને સાવચેતી આપવામાં આવેછે. કે કોઈ પણ મેહેતાજીએ છોકરા પાસે પોતાનું ખાનગી કામ કરાવવું નહીં અને એવી ગેર રીતથી વર્ત્તવું નહીં. એમ કરતાં કોઈ મેહેતાજી તરફથી એવી ગેર વર્ત્તણુક માલમ પડશે તો તેમને સંદરહુ મેહેતાજીના જેવી અથવા એથી પણ જાદે શિક્ષા થશે. તા. ૨૯-૪-૭૭.

Gopaljee Surbhai Desai.
ડેપ્યુટી. એજ્યુ. ઇન્સ્પેકટર. કાઠીયાવાડ.

# काहानडदे प्रबंध.

सवे सिलावट सांचरइ साथिं ॥ छोह वहइं चूनारा ॥
चालइ वोहरा कागलकूटा ॥ हीर तणां तूंनारा ॥८९॥
लाख विच्यारि वाहणि चालि ॥ बारलाख उलगाणां ॥
कट कटीया हब्सी भथाइत ॥ फरसीधर सपरांणां ॥९०॥
दल चालंतां धरणी कांपइं ॥ शेष न झालइ भार ॥
सायर तणां पुर ऊलटीयां ॥ जांणे रेलणहार ॥९१॥
बरंगा ढोल नफेरी वाजइ ॥ साथि सहस अढार ॥
जांगी ढोल नीसांण धसुकइ ॥ सुणीइ जोयण बार ॥९२॥
पडइ त्रास भडवाउ तरकने ॥ देस दहोदसि नाठा ॥
घणा दिवस दल मारगि चाली ॥ मारूआडिमांहि पइठा ॥९३॥
झाझां नीर सरोवर मोटां ॥ वारू जो वली ठाम ॥
पहिलां दल समीयाणे आव्या ॥ किधुं पाद्रि मुकांम ॥९४॥
असपतिराय इस्युं मुख बोलइ ॥ आ गढ लीजइ धुरि ॥
पाडी भिल मेहलीइ थाणुं ॥ तु जइइ जालहुरि ॥९५॥
लोक सवे नासी गढ चडिया ॥ तुरके तलहटी रुंधी ॥
गढ उपल्युं रहयाणुं वारू ॥ भली सजाइ कीधी ॥९६॥
साठि वरस वावरतां पुहचइ ॥ कण तणा कोठार ॥
समीयाणे सांतल सपरांणुं ॥मांहे भला झुझार ॥९७॥
सूकां खड चणानी फुली ॥ कोरडि कडब अपार ॥
पांच सहस सांतलनी वालि ॥ बांध्या चरइ तोखार ॥९८॥
काठां लुण वरस सु पुहचइ ॥ ऊपरि भली सजाइ ॥

पहिलई पुहरि बिपुहुरे सांझइ ॥ पडइ साद भुंजाई ॥९९॥
पांणी भर्यां सरोवर ऊपरि ॥ नीठइ नहीइं लगार ॥
जुं आकाश मेह ऊलीचइ ॥ तुहि नइ आवइ पार ॥१००॥
गिरि ऊपरि गढ थाहर विसमी ॥ विसमी पोलि पगार ॥
ऊंचा कोठा घणी फारकी ॥ वली ति विसमा मार ॥१०१॥
चडी त्रिकलसइं सातलि जोयुं ॥ दीठउ दल सुरतांण ॥
गढ तलहटी सरोवर पालि ॥ हाथी बांध्या आंणी ॥ ॥१०२॥
ठांमि २ साबाण सराचा ॥ डहिली नइ एक छोई ॥
ऊंचे थांभे वारगइ दीठी ॥ तेह तणी परि जोइ ॥१०३॥
ऊंचा घणा नेझा मरातब ॥ जोतां पार न जावइ ॥
सांतलनइ मनि साहण देखी ॥ मोटउ अचिरित भावइ ॥१०४॥
कटक तणी सामग्रि दीठी ॥ सांतलि कर्युं वखांण ॥
धन्न २ दिन आज अह्मारु ॥ जे आव्युं सुरतांण ॥१०५॥
कोठइ २ कर्यां रखोयां ॥ मोटा गडा चडाव्या ॥
चाहूआण चिहुं पासे भीते ॥ भला यंत्र मंडाव्या ॥१०६॥
ऊंतावली ढीकली ऊपरि ॥ पासे मांडी मूकी ॥
आपापणे ठामे सहुइ नितु ॥ रातिइ जाइ चूकी ॥१०७॥
ऊपरि थिका ते ऊतरइ हींदू ॥ वल गइ राती वाए ॥
दीहइ वली सइफलुं मांडइ ॥ आवइ चूपट घाए ॥१०८॥
नितु २ सूंडि नइं गाढि आवइ ॥ साचदलि सुरतांण ॥
नितु भडइ रोसाला राउत ॥ इस्या सांभल चहूआण ॥१०९॥
हींदू तुरक पडइं पोसाता ॥ नितु वाढे ऊतारइ ॥
नितु ऊठवइ एकमना राउत ॥ रोसि चड्या रणिमारइ ॥११०॥

वानर तणी परिजो झडपी नइ ॥ एक चडइं गाढि जाई ॥
माझिम राति कोट ऊपरिथी ॥ आवइं कटकि हवाई ॥१११॥
ऊपरिथी ढीकुली ढालइ ॥ लोढी गडु छूटइ ॥
हाथी घोडु आडु आवइ ॥ ते मरइ विण वखूटइ ॥११२॥
ईणिपरि जालवइं ज हींदू ॥ हाठि चड्यूं सूरतांण ॥
वरस सात कर्यूं गढ रोहू ॥ छंडाव्युं चहूआंण ॥११३॥
गढ ऊपरि नितु हुइ पेखंणा ॥ सुणीइ वेणि मृदंग ॥
नितु उछव नितु पात्रज नाचइ ॥ नितु नवनवा रंग ॥११४॥
चडि त्रिकल सइ सांतल वयसइ ॥ चिहुं पखि चामर ढालइ ॥
कटक मांहि सिहासनें वइठु ॥ पातसाह निहालइ ॥११५॥
पडइ साद सारही तेडाणा ॥ बोलइं असपति राउ ॥
गढ ऊपल्युं पेषणू भाजइ ॥ आपुं बुह तपसाउ ॥११६॥
मलिक अमादल केरू बंदू ॥ नाम हबाषुभीर ॥
पाटु बाधी जुशर नांखइ ॥ तुही न चुकइ नीर ॥११७॥
सींगिणि तणां बे कोसां मेली ॥ प्रांणि तीर विछुटु ॥
हस्ति करी धरी सोलही नइ वाजइ ॥ अंगि सूसरूं फुटुं ॥११८॥
पडि धरा तलि उसर भागु ॥ रोसि चडयूं चहुआण ॥
सांतलइं सारही जो तेडयुं ॥ जेअ न चूकइ बांण ॥११९॥
रामसीह राउत रोसालु ॥ ततखिण मागइ बिडूं ॥
सांतलसींह प्रसादि तुह्मारि ॥ म्लेच्छ इहांथु फेडुं ॥१२०॥
लीयुं बाण सींगिणि गणपराठिउ ॥ लाखंतां गण गाज्युं ॥
मीरह बाषा कंधवि छोडी ॥ बीलख खाढिं वाज्यु ॥१२१॥
दीठु तुरक पडयुं सुरतांणि ॥ ततखिण छांडयुं ठाण ॥

मरण तणा भुंइ सहूइ वीहइ ॥ वली आवेसि बांण ॥१२२॥
तुरक चडी गढ सांहमा आवइ ॥ ऊठवणी असवार ॥
साह्मा सिंगिणी तीर विछूटइ ॥ निरता वहइ नलीआर ॥१२३॥
ऊपरिथिकुं ढीवज ढालइ ॥ झाड सहूइ भांजइ ॥
हाडगूड मूखि करइ काचरां ॥ पडतुं पाहण वाजइ ॥१२४॥
आगइ वर्ण ऊडंता दीसइ ॥ नालिं नाख्या गोला ॥
भूका करइ भींत भाजी नइ ॥ तणखा काढइ ढोल ॥१२५॥
थंत्रम गरावे गोला नांखइं ॥ ढूसांधइं सूत्रधार ॥
जिहां पडइ तिहां तरू अरभांजइ ॥ पडतु करइ सिंहार ॥१२६॥
पट्टइ त्रास भटकीयां विछुटइ ॥ अनइ धूधूनइविफात ॥
वीजतणी परि झलकत दीसइ ॥ जाणे अल्कापात ॥१२७॥
घणे दीहाडे छांडि जासिं ॥ तुरकिं जोयुं पडखी ॥
मारूए सुरतांणी साहण कधूं खाखावीसी ॥१२८॥
बेकर जोडी करी वीनती ॥ आशापुरी अवधारी ॥
सांतल भणइं भांजि तु संकट ॥असूर सवे सिंहारि ॥१२९॥
हुउ पसाउ अंबिका तूठी ॥ दीठुं प्रतक्ष रूप ॥
बांह धरी दलि जै देखाडुं ॥ नीद्रिं पुढिउ भूप ॥१३०॥
दीठां नयन त्रिणि मुख पांचइ ॥ कपिल जटा सुविशाल॥
मुंडमाल दीठी करि तुंबा ॥ दीठुं ब्रह्म कपाल ॥१३१॥
जटा मूगट मांहि गंगा दीठी ॥ अंसु भस्म धूलि ॥
वाघ चंम्र पांगरण दीठां ॥ दीठुं वली त्रिशूल ॥१३२॥

॥ दूहु ॥

चींति चमक्युं चीतवइ ॥ रंगि रहिउ सिर नांमि ॥

पद्म नाभ पंडित भणइ ॥ सांतलि दीठु स्वामि ॥१३३॥

॥ पवाडु ॥

रूद्र रूपि सुरतांण अवतर्यु ॥ किम घालीइं घाउ ॥
हईइ वात विमासी सांतलि ॥ पाछु दीधु पाउ ॥१३४॥
वली विमासी पासाथुं ॥ गुर्ज लीयु सहि नांण ॥
विण संकेत काहिं केतलइ ॥ नहीं मांनइ सुरतांण ॥१३५॥
आशापुरी तणे पाय लागी ॥ गढि आव्यु चहूआंण ॥
सकल सरूप जांणीउं सांतलि ॥ तुहि न मूंकइं मांण ॥१३६॥
कहि प्रधान एक परि कीजइ ॥ अवधारू सुरतांण ॥
गढ ऊपरि छइ एक सरोवर ॥ तेणिं करू विनांण ॥१३७॥
पापी तणी सी वातज कीजइ ॥ जेहे विणासी गाय ॥
गुणी ऊपरिं यंत्र मंडावी ॥ लेई नांखी जल मांहि ॥१३८॥

॥ चुपइ ॥

थयुं प्रभात तव तुरणी नारी ॥ गई सरोवरि पांणीहारि ॥
आगइ आव्युं हतुं निवर्ण ॥ दीठुं पाणी लोही वर्ण ॥१३९॥
गाय तणां मस्तक जलि तरइ ॥ कांठइ को नवि दांतण करइ ॥
पांणी मांहि दोष एवडु ॥ पांणीहारि भरइ नवि घडु ॥१४०॥
पालिं आवी जोइं लोक हईडइं आंणी एवडु शोक ॥
पांणी विश्व तणुं आधार ॥ पांणी हुइ जीवाडणहार ॥१४१॥
जेह मोटा छइं राणाराय ॥ तेह जलविंण पिण न रहाइं ॥
सांभलि इसी वि माणस करी ॥ तेडी पूछी अंते उरी ॥१४२॥
रांणी भणइ विमासुई कस्युं ॥ अह्मे सर्वजमहर पइसस्युं ॥
हींदू भणइ मांनिइ गाय ॥ तेहतणुं लोहीजल माहि ॥१४३॥

जीवितव्यनी आशा टली ॥ ए पांणी नहीं पीजइं वली ॥
रांणी वात विमासी घणी ॥ लिख्या लेख कान्हडदे भणी ॥१४४॥
चहुआंणनूं गिरूॐ राज ॥ रूडुं अह्मे भजाडुं आज ॥
रांणीए इस्युं बोल उच्चर्यूं ॥ इम जांणेज्यो जुमहर करिउ ॥१४५॥
कान्हडदेनां घरणि हती ॥ तेह भणी लखी वीनती ॥
ऊंमादेनि कमलादेउ जयतलदे भावलदे तेउ ॥१४६॥
इस्युं कहीउ अह्म वीतुं जेऊ ॥ हवइ वीचिसिकालि तुह्म तेउ ॥
अह्मस्यूं प्रीति आणेज्यो घणी आणिज मारइ मोकलां मणी ॥१४७॥
इस्यूं कही नवि लाइ बार ॥ रांणि सवि कर्या शिणगार ॥
चंदन काठ आणीउ घणुं ॥ तिहां परिवार मिल्यु तेह तणु ॥१४८॥
साहस प्रभावि एतलि आंहि ॥ रांणी पइठी पावक मांहि ॥
राम २ वांणी उच्चरइ ॥ सजन लोकने आंसू खिरइ ॥१४९॥

॥ दूहा ॥

जलविण को जीवइ नहीं ॥ जल जीवन जगमांहि ॥
पद्म नाभ पंडित भणइं ॥ जलविण खिण न रहाइ ॥१५०॥

॥ राग सिंधूउ ॥

सात वरसनइ साजनइ ॥ गोरीडां दलि घण घाइ ॥
गढपति गढरोहइ भर्युं ॥ चुपटमल चहुआण ॥१५१॥
समीआंणु सुरताणी साहण आवी आंए ॥ कुयरि कोडाली छूटडी ॥
वली मेलावु कमण वलामणि ॥ समीयाणे० ॥१५२॥

॥ आंचली :॥

भाइलि भेद देखाडिउ ॥ सरोवरें करिउ विणास ॥
ए पांणि नवि पीजिसइए असूरें हिव पुगी आस समी० ॥१५३॥

जलविण खिण जीवीइदे ॥ जल जीवन जगमांहि ॥
जिणि दिनि जल नवि पांमीइं ॥ तेणइ दिने देहडी करमाइ स०॥१५४॥
पिंड प्रांणहुइं परहुंणा ।: दो दिवस पांच कइ सात ॥
सांतल कहिसूंणि सुंदरी ॥ हवि हुइती देसाउरि वात समी०॥१५५॥
सांतल तणी अंते उरी ॥ रांणि नारिंगदे निरवांण ॥
पांचकी प्रेमा देवडी ॥ सइंदालि सुणी सुरताणी समी० ॥१५६॥

॥ समी० चूपइ: ॥

अवधि पुहतु एतु काल ॥ गई आकाशि धूम विराल ॥
सांतली भगुजीमाकलु ॥ पातसाह कहि सिहुं भलुं ॥१५७॥
ईम जांणे साचइ अहिनाणि ॥ मइं नवि मारिउं निश्चि जाणि ॥
पातसाहि ईम कहावी वात सांतलनइं आपुं गूजरात ॥१५८॥
जु अह्म आवी सांतल मिलइ ॥ मरण तणु भय निश्चि टलइ ॥
आपूं प्रांण न मूकुं माण ॥ लाजइ साखतणी बाहूण ॥१५९॥
लोक ऊतार्या करी ऊपाय ॥ राउत सवे पडाऊथाव्य ॥
पहिलूं पूजा सालिग्राम ॥ हइई धर्युं रांमनुं नांम ॥१६०॥
करी सनांन उगवीआ वाल ॥ कंठि धारि तलसीनी माल ॥
राउत सवे एकमना थया ॥ चालि कटकि तोरकइ गया ॥१६१॥
कटक मांहि तेजी पाखर्या ॥ तिहां हाथी जो साह्मा धर्या ॥
आविउ पातसाह सइं दलिइं ॥ हींदू तुरक बे टोडे मिलइ ॥१६२॥
उड्यू लोह न लाभइ पार ॥ राउत भला करइं हथीयार ॥
जिस्युं युध रावणनि रांम ॥ जिम वासुदेव असुर संग्रांम ॥१६३॥
हींदू सवि एकमना भडइं ॥ पोसाता पाय करणि पडइ ॥
त्रिणिपुहर दल साहमु भड्यु ॥ घणे घाय सांतल रणि पड्यु ॥६४॥

साहस प्रभावि एतलां आंहि ॥ राउत भडी रह्या रणमांहि ॥
सांतल तणुं रुधिर सुरतांणि ॥ वद्युं वीरायतन खांगि ॥१६५।
पद्म नाभ पंडित मति कही ॥ बीजा खंड समापति हुइ ॥

## इति कान्हडदे चतुर्थखंड द्वितियखंड समाप्त. :२

त्रीजाखंड तणुं आरंभ ॥ बोलइ पद्म नाभ कवि वंभा ॥
समीयांणे चडीउ सुरतांण ॥ जिहां हतु सांतल चहूआण ॥१॥
लीधुं गढ आण्युं अभिमांन ॥ कान्हड भणी मोकल्युं प्रधान ॥
पातसाहि एहवुं कहाविउं ॥ एक दुर्गमइं प्राणि लीउं ॥२॥
कइ अह्म आवी करे सिलाम ॥ कइ प्रांणि छंडाविसुं ठाम ॥
गया प्रधान सरि करिउ पसाउ ॥ जई भेटिउ सांभरनुं राउ ॥३॥
आव्या सुरतांणी प्रधांन ॥ सभा सिदूराय दीधु मांन ॥
तव प्रधान पूछ्या चहूआंण ॥ किस्युं वचन कहाव्युं सुरतांणि ॥४॥
इस्युं प्रधान कहि तेणि समइ ॥ सुरतांणी दल कुण अंगमइं ॥
जासतणुं भूतलें भडवाउ ॥ जेणि वसि कीधा रांणाराउ ॥५॥
जासुतणइ तेजि आठ लाख ॥ जास तणीइगीमरनु ठाठ ॥
जासु तणइ नवनधि भंडार ॥ जेह भडंतां नावइ हारि ॥६॥
ते सरिसूं हठ नवि मांडीइं ॥ कीजइ मेल वेढि छांडीइं ॥
एहवुं वचन कहुं सुरतांणि ॥ मइं समीयाणुं लीधुं प्रांणि ॥७॥
तेणि परि सोनगिरि लोस ॥ हिवइ मनमे भणसि माहरु दोस ॥
बोलिउ राय सणुंपरधांन ॥ थोडुं दल मोटउ अभिमांन ॥८॥
सांतल सुरतांणी दल दलिउ ॥ सात वरस समीयांणे रलिउ ॥
पातसाहनइं एवडी आहि ॥ पलवावरु सहस पलमांहि ॥९॥

(अधुरुं.)

## ગુજરાત શાળાપત્રના લવાજમ વિગેરે નાણાં આવ્યાં તેની પહોંચ.

તા. ૧ એપ્રેલ સને ૧૫૭૬ થી તા. ૩૧ મે સને ૧૮૭૬ સુધી.

| | સને ૧૮૭૫ | સને ૧૮૭૬ | સને ૧૮૭૭ |
|---|---|---|---|
| સોરઠ પ્રાંતના સ. ડે. એ. ઈ. ની તરફથી | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧-૬-[illegible] |
| રાજકોટ સ્ટેસન સ્કૂલના મા. તરફથી | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧-૦-૦ |
| આદરી આણાની સ. ગૂ. નિ. મે. ની. તરફથી | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧-૬-૦ |
| રાજકોટ બ્રેંચસ્કૂલના હેડમાસ્તરની તરફથી | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧-૦-૦ |
| ભરૂચ અંગ્રેજી સ્કૂલના હેડમાસ્તરની તરફથી | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧-૬-૦ |
| મે. હાલાર પ્રાં. સ. ડે. એ. ઈ. ની તરફથી | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧૧૦-૧૦-૩ |
| અમદાવાદ તાલુકદારી સ્કૂલના તરફથી | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧-૦-૦ |
| બુકસેલર દામોદર ઈશ્વરની તરફથી | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧-૦-૦ |
| ખંભાયતની સ. ગૂ. નિ. મે. ની તરફથી | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧-૬-૦ |
| સાદરા તાલુકા સ્કૂલના મારતરની તરફથી | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧-૦-૦ |
| સીહોર. એ. વ. સ્કૂલના હેડમાસ્તરની તરફથી | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧-૬-૦ |
| ભોઈડા તાલુકા સ્કૂલના માસ્તરની તરફથી | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧-૦-૦ |
| મે. રાધનપુરના નવાબ સાહેબની તરફથી | ૦-૦-૦ | ૦-૧૫-૬ | ૦-૦-[illegible] |
| મે. નવાનગરના દીવાન સાહેબની તરફથી | ૦-૦-૦ | ૦-૦-૦ | ૨-૪-૬ |
| મે. ખેડા વિ. ડે. એ. ઈ. નાં તરફથી | ૦-૦-૦ | ૦-૦-૦ | ૨૧૪-૮-૦ |
| મે. સુરત દક્ષિણ. વિ. ડે. એ. ઈ. ની તરફથી | ૦-૦-૦ | ૨૬-૮-૬ | ૦-૦-૦ |
| | ૦-૦-૦ | ૨૭-૮-૦ | ૩૪૦-૪-૯ |

Registered No. 115 of 1877.

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER:

JULY 1877.

પુસ્તક ૧૬ મું. જુલાઈ અંક ૭ મો.

મે'તાજી બહુ મોંઘું મુજ, નામ તેમજ છે કામ;—
કર અંતે મનક્ષેત્રની, ખરી એતિ ધરિ હામ.

| અનુક્રમણિકા | પૃષ્ટ | Contents | Pages |
|---|---|---|---|
|  |



(કેળવણી ખાતાના હુકમથી)
અમદાવાદ મધ્યે મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી પ્રસિદ્ધ કર્યું.
(મૂલ્ય વરસે રૂ. ૧. અગાઉથી)

गूजरात शाळापत्र.

પુસ્તક. ૧૯ મું. જુલાઈ સને ૧૮૭૭. અંક ૭ મો.

# पंडीत नानसिंघ.

હિંદુસ્તાનનો એક અપ્રસિદ્ધ અને રંક પુરૂષ એકદમ દુનિયામાં મહા કીર્તિત થઈ રહ્યો છે. એનું નામ સઘળા સુધરેલા દેશમાં જાહેર થયું છે, અને દુનિયાના પંડીત વર્ગમાં તેની ગણના થઈ છે. આ વાંચી કયા દેશીને ઊંચામાં ઊંચો આનંદ ઉત્પન્ન નહિ થાય? અને આ વાંચી કોના મનમાં સહજ કલ્પના એમ નહિ ઉઠે કે આ દેશમાં ઘણાં રત્ન ઢંકાઈ રહ્યાં હશે, પણ તે યોગ્ય ઉત્તેજન ન મળવાના કારણથી અંધારામાં ને અંધારામાંજ રહે છે, અને પોતાને, દેશને, તથા જગતને ઉપયોગી થઈ શકતા નથી?

વિલાયતમાં ભૂગોળવિદ્યાના શોધને ઉત્તેજન આપનારી એક મોટી સભા છે. તેને "રાયલ જીઓગ્રાફિકલ સોસાઇટી" કહે છે. એના સભાસદ થવું એજ એક વિદ્વાન વર્ગમાં મોટું માન ગણાય છે. એ સભા દરવર્ષે ભૂગોળવિદ્યાની જે પુરૂષ ઘણામાં ઘણી સેવા બજાવે છે તેને ઈનામ દાખલ બે "રાયલ મેડલ" એટલે પાદશાહી ચાંદ આપેછે. તેને ઈંગ્લાંડમાંજ નહિ પણ સઘળી સુધરેલી દુનિયામાં શોધકો મોટામાં મોટું માન ગણે છે. એ સભા નામ અથવા જાત જોતી નથી, પણ સઘળી સ્થિતિના અને સઘળી પ્રજાના યોગ્ય પુરૂષોનેજ શોધી શોધીને ઈનામ આપે છે. આજ પર્યંત જે લોકોને એ ચાંદ મળ્યા છે તેની ટીપ જોતાં તેમાં ભૂગોળવિદ્યાના ખરેખરા શોધકોનાંજ નામ માલમ પડે છે. આ વર્ષ ખાતે જે બે ચાંદ આપવામાં આવ્યા છે તેમાં આપણા એક દેશી,

પંડીત નાનસિંઘનું, નામ આવ્યું છે. આ પંડીતનું વૃત્તાંત નીચે પ્રમાણે ૪થી મેનું ટાઇમ્સ આપે છેઃ—

આ આપબુદ્ધિનો પંડીત જેણે આ કાળના કોઈપણ પુરૂષ કરતાં આપણા એશિઆ સંબંધીના ખરા જ્ઞાનમાં ઘણો વધારો કર્યો છે, તે હિંદુસ્તાનમાં જેટલા ભૂગોળ શાસ્ત્રીઓ ઉત્પન્ન થયા છે તેમાં સર્વોત્તમ અને સૌનો અગ્રણી છે એમ પણ કહી શકાય. એનાં પરાક્રમ, આફ્રિકાખંડમાં સ્પેક, ગ્રાંટ. બેકર, અને કમિરને જે કર્યા છે તેના જેવાજ, અને ઓછામાં ઓછા તેટલા અગત્યના તો છેજ. એણે એક એવું કાર્ય સિદ્ધ કર્યું છે કે જેમાં ઘણાખરા ઈંગરેજો નિશ્ચય નિષ્ફળ થાત, અને આપણા મહા વિખ્યાત શોધકોમાં જે ગુણની આપણે પ્રશંસા કરીએ છીએ તે, તે કેટલાએક ગુણ જે તેમનામાં કમી માલમ પડ્યા છે તે સઘળા ગુણો એણે આ મહાભારત પરિશ્રમમાં પ્રગટ કર્યા છે. હિમત અને ધીરજ, સહન શકિત અને ખંત, એ ગુણોની સાથે એનામાં સંપૂર્ણ શાંતચિત્ત, અગમબુદ્ધિ, અને કામ કાહાડી લેવાની કળા એ જોઇએ તેવાં મળેલાં હતાં. એકલો, કોઈની હુંફવિના, ઈંગરેજના રક્ષણથી છેક દૂર, વહેમી અરધા જંગલી લોકોમાં અને અદેખા તથા આપખૂદી રાજ્યોમાં, શાસ્ત્રીય યથાર્થ યોગ્યતાની સાથે અવલોકન કરતો કરતો જે દેશનું શોધન કરવા એને પસંદ કર્યો હતો તેમાં તે સ્થિર ડગલે આગળ વધ્યોજ ગયો, અને ભૂગોળવિદ્યાનું એટલું વિસ્તીર્ણ અને યથાર્થ જ્ઞાન એણે આપણને આણી આપ્યું છે કે તેનો મુકાબલોજ કોઈ સાથે થઈ શકતો નથી. એ પણ કહેવું જોઇએ કે વીસ વર્ષ કરતાં વધારે મુદતથી એ એના ભૂગોળશોધનના કામમાં રોકાએલો છે; અને એમાંનો ઘણો વખત તો તે હિંદુસ્તાનના ત્રિકોણમિતિ માપણીના કારખાનામાં ચાકરી કરતો હતો, તે છતાં પણ એની મહેનતનું ઘણું ફળ તો આત્મસંતોષ એજ હતું. ફકત એને મહિને ૭ પૌંડ મળતા હતા, અને હાલ વર્ષે ૫૦ પૌંડનું પેન્શન મળે છે! વિદ્યાના આ નિર્દંભી ઉપાસકને વધારે દ્રવ્યપ્રાપ્તિ કરવી જોઇએ એ હાલ સવાલજ નથી, પણ જે માન કોઈ પણ સરકારી નોકરીથી મળી શકતું નથી, તે એને મળ્યું તેને વાસ્તે એ અને એના દેશીઓ મગરૂર થવાજ જોઇએ.

નાનસિંઘ કુમાઉનના પાહાડી પ્રાંતનો વતનીછે. છેકસને ૧૮૫૬માં નાનસિંઘે પોતાના શોધક ચરિત્રનો આરંભ કર્યો. લાડક અને કાશ્મીરમાં શોધ કરવા જનારા ગહસ્થોની પાસે તે નોકર રહ્યો, પણ પાછળથી કેળવણી ખાતામાં ગયો અને કેટલાક વર્ષ સુધી પોતાના વતનની પાસે કોઈ નિશાળનો હેડમાસ્તર થઈ રહ્યો. ૧૮૬૩માં કરનલ મોંટગમરી જેણે દેશીઓને શોધના કામને સારૂ ખાસ કેળવણી આપીછે તેણે નાનસિંઘના ગુણ ઓળખ્યા. આ વખતે એને પંડીતનું ઉપનામ મળ્યું હતું. આ વખતથી એ પોતાની બુદ્ધિને અનુસરતા કામમાં રાત દાહાડો મચ્યો રહ્યો. એના પહેલાજ મોટા પ્રવાસમાં એણે લાસાના અક્ષાંશ રેખાંશ મુકરર કર્યા, અને સાંપુ નદીના મૂળથી તે હિમાલયના પ્રદેશમાં આવેછે ત્યાં સુધી તેની માપણી કરી. આ કામ એણે ૧૮૬૫-૬૬માં કર્યું અને એ કામ કેટલું મોટું હતું તેનો વિચાર આ વાત ઉપરથી આવશે. આ વખત લગી મોટા ટીબેટનું ભૂગોળજ્ઞાન ખરેખરૂં અને આપણી તરફનું કાંઇજ નહોતું. માત્ર ૧૮૧૨માં ટામસ માનિંગ નામના ઇંગરેજે ત્યાં પ્રવાસ કર્યો હતો. સાંપુ નદીની પેલી તરફ માત્ર બેજ ઈંગરેજો જઈ આવ્યા હતા. આપણા ટીબેટના નકસા, કોઇ સાંભરીને આશ્ચર્ય પામશે કે, બૌદ્ધ જતિઓની માર્ફતે ૧૭૦૮માં પેકીનનના જેસ્યુઈટ પાદરીઓએ ચીનાઈ રાજની જે માપણી કરાવી હતી તેનેજ આધારે રચાએલાછે. માટે આ પંડીત જે મહત્કર્મ કર્યું તે એછે કે એ જમાનાની પૃચ્છક બુદ્ધિને અંધકારનો પડદો નડ્યા કરતો હતો તે એણે પોતાને હાથે વેગળો કીધોછે. વાર્ન હેસ્ટિંગ્સે ટીબેટના રાજ્યકર્તાઓ સાથે વ્યવહાર ચાલુ કરવાની તજવીજ કરવા માંડી હતી, પણ પાછળથી નેપાળ અને ટીબેટ વચ્ચે કજીઆ ઉઠવાથી પેકિનના દરબારથી એવો ઠરાવ થયો કે હિંદુસ્તાન તર્ફના મુસાફરોને લાડક, નેપાળ, ભુટાન, અને સિખીમને રસ્તે દેશમાં આવવાજ ન દેવા. વર્ષના ઘણા ભાગ સુધી તો એ ખીણો બર્ફના ડુંગરથી ભરાએલીજ રહેછે, અને તેની સાથે આવી રાજ તરફની શખ્ત બંધી થઈ એટલે ટીબેટમાં પગલું મુકવું એ અશકય થઈ પડ્યું. તેથી ૮૦ વર્ષ થયાં ઈંગરેજોની ત્યાં જવાની ઇચ્છા નિષ્ફળ ગઈ છે. એ દરમ્યાન માત્ર માનિંગ ત્યાં જઈ શક્યો હતો. આ ઉપરથી સહજ લક્ષમાં આવશે કે

પંડિત નાનસિંઘનું કામ કેટલું અઘરૂં, અને એની શોધ કેટલી ઉપયોગી છે. એણે લાસાની સ્થિતિ અને ઉંચાઈ માપી, અને સાંપુની આખી ખિંડમાં તે ફરી વળ્યો.

૧૮૬૭માં ટીબેટમાં થોકજલંગની સોનાની ખાણો તપાસવાને એને મોકલ્યો, અને ૧૮૭૩ માં સર ડગલાસ ફોરસિથની સાથે યારકંદ ગયો. એ વર્ષના ઉન્હાળામાં તે પાછો પોતાના પરાક્રમ સ્થળે આવ્યો. સાંપુની ઉત્તરે, અને તેની સમાંતરજ મહાસરોવરના પહાડાની જે હારો છે તેને રસ્તે ટીબેટ દેશ સઘળો જોઈ જવાના અને હિંદુસ્તાનમાં આસામ માર્ગે આવવાના વિચારથી તે લેહ આગળથી નીકળ્યો. કેવળ નહિ જણાએલા મુલકમાં એણે ૧૨૦૦ માઈલની મુસાફરી કરી, અને એ સઘળે રસ્તે તે એવી ખગોળનિરીક્ષા કરતો આવ્યો છે કે ટીબેટનો નકસો રચવાનો હવે આપણને પાકો પાયો મળ્યો છે. એ પંડીત મુસાફરીમાં ૨૬૭ ઠેકાણે અક્ષાંશ લીધા છે, અને ૪૯૭ ઠેકાણે તે પ્રદેશની દરિયાથી કેટલી ઉંચાઈ છે તે માપીછે. એણે ટીબેટના તથા ઉત્તર હિમાલયના સરોવરસમુદાયનો વિસ્તાર તથા સ્વભાવ મુકરર કર્યા છે. એણે બ્રહ્મપુત્રના માર્ગની વધારે માપણી કરી, અને હિંદુસ્તાનમાં આવવાનો નવો માર્ગ શોધી કહાડ્યો. આ એનું છેલ્લું પરાક્રમ છે. ત્યાર પછી એ ૫૦ પૌંડનું પેન્સન લઈને વિશ્રાંતિમાં બેઠો છે.

---

# શિક્ષાપદ્ધતિની સમજુતી.

## પદ્ધતિ પ્રકરણ.

પદ્ધતિ શબ્દ હાલ ઘણા જૂદા જૂદા અર્થમાં વપરાયછે. આખું જે શિક્ષણશાસ્ત્ર છે તેને પણ પદ્ધતિ કહેછે, અને અધ્યાપનની જે બે રીતિ એ (સૂચક અને વ્યાખ્યાન, તેનેજ કેટલા પદ્ધતિ કહેછે. તેમજ પ્રશ્નોત્તરાદિ જે શૈલીઓ છે તેને પણ પદ્ધતિ કહેછે. અહિંયાં એ શબ્દ એના અતિ વિસ્તીર્ણ અર્થમાંજ રાખેલો છે, અને તેના જે બીજા સંકોચિત અર્થ થાયછે તેને માટે બીજા શબ્દ રાખ્યા છે.

૧. ભણાવવાની બેજ રીતિઓ છે:—સૂચક રીતિ અને વ્યાખ્યાન

रीति.

२. जे ज्ञान विद्यार्थीने प्राप्त कराववुं छे,ते पोतानी मेळेज ते शोधी कहाडी शके. एम जे भणाववानी रीत तेने सूचक रीति कहेछे.

જેને સંયોગકરણ રીતિ કહેછે તે આજ. જાણીતા ઉપરથી અજાણ્યા ઉપર લઈ જવાની રીત પણ આજ.

३. अजाणी वात भणनारने प्रथम पोतेज कहेवी अने ते विषे पछीथी जे समजुती आपवी तेने व्याख्यान रीति कहेछे.

આખ્યાન રીતિને પ્રથક્કરણ પ્રકાર પણ કહેછે, કેમકે એમાં એક અજાણી સત્યતા ભણનારની આગળ મૂકી તેના કડકે કડકા પાડી તે શા માટે સાચી છે તે બતાવવામાં આવેછે. અજાણી સત્યતાના કડકા પાડેછે ત્યારે જાણીતાં સત્ય નજરે પડેછે. સંયોગીકરણ રીતિમાં પ્રથમ જાણીતાં સત્ય એક પછી એક ભણનારની આગળ મૂકવામાં એવી રીતે આવે છે કે તેને પોતાની મેળેજ તે અજાણી સત્યતા સૂઝી આવે છે. એ માટેજ એને સંયોગીકરણ રીતિ કહેછે.

આ બે રીતિઓનું યથાર્થ જ્ઞાન એટલું બધું અગત્યનું છે (આખા શિક્ષણશાસ્ત્રનું એજ હૃદય છે) કે તે વિષે દાખલા આપી સવિસ્તર ખુલાસો આપવો જોઇએ.

ધારો કે હોપકૃત વ્યાકરણમાંથી નામના પ્રકાર શીખવવા છે. અધમ મહેતાજી તો એટલુંજ કહેછે કાલે ૩૧ મી કલમ ગોખી લાવજો, બીજે દહાડે તે કવિતાનો મુખ્ય પાઠ લેતો હોય તેમ ગોખી આવ્યા છે કે નહિ તે પ્રત્યેકને પૂછીને તપાસી જાયછે, અને કદાપિ ચોપડી બહારના એક બે ઉદાહરણ પૂછે તો એના બાપનાં પૂરાં ભાગ્ય સમજવાં. પણ આતો ‡શી-

‡આ રીતે શિક્ષકે શીખવ્યુંજ શું? આતો પરીક્ષા થઈ. દલગીરીની વાત છે કે કેળવણીખાતામાં એવા ઘણા માણસો છે કે જે આ રીતેજ પોતાનું કામ કર્યા જાયછે,અને સ્વપ્નામાં પણ વિચાર કરતા નથી કે આપણે શિક્ષક કહેવાયા છતાં વરસના ત્રણસેને પાંસેઠે દહાડા ઈન્સ્પેક્ટરનું કામ કર્યા જઇએ છઇએ. કાંઈ પણ નવું જ્ઞાન આપવું તેનું નામ શીખવવું છે. આતો બાળકો પોતાની મેળે શીખેછે, અને આળસુ શિક્ષક તે તપાસવું એજ પોતાનું કામ સમજેછે.

ખવવાની સૂચક કે વ્યાખ્યાન એકે રીત નથી. એતો મૂર્ખ, એદી, અને નિરુત્સાહી માણસને પોતાનો કાળ મિથ્યા કહાડવાનોજ એક માર્ગ છે. આ રીતે વર્તનારો મહેતાજી પાંચ દશ કલમો તૈયાર કરવાની ઘણીવાર આપે એમાં શું આશ્ચર્ય ? એમ તે બે મહીનામાં વ્યાકરણ પૂરૂં કરી જાય છે, પુનરાવર્તન કરાવ્યા કરેછે, અને પછી જ્યારે છોકરાને કાંઈ આવડતું નથી એમ પરીક્ષામાં સિદ્ધ થાયછે, ત્યારે તે મૂર્ખ ભણનારની બુદ્ધિનો વાંક કહાડે છે અથવા કહેછે કે વ્યાકરણનો વિષયજ એવો છે. પણ એને સૂઝતું નથી કે હું વ્યાકરણ શીખવતોજ નથી તો એને આવડે ક્યાંથી ? કહેવાની મતલબ એ છે કે એતો સૂચક કે વ્યાખ્યાન એકે શીખવવાની રીત નથી, એ શીખવવુંજ નથી.

વ્યાખ્યાનરીતિએ શીખવનારો આ પ્રમાણે કરે છેઃ—પ્રથમતો ૩૧ મા કલમ કડકે કડકે વાંચેછે અથવા વંચાવે છે. પછીથી કહેછે કે તમે જાણો છો કે વિભક્તિ અથવા બહુ વચન લગાડવાને સારુ નામની ઉપર પ્રત્યય લગાડવા પડે છે, પણ કેટલાંએક નામ એવાં હોયછે કે તેના ઉપર પ્રત્યય લગાડવા પહેલા તેના રૂપમાં ફેરફાર કરવો પડેછે. એને પહેલા પ્રકારનાં નામ કહેછે. પછી તે એ કલમનો પહેલો ભાગ ફરીથી વાંચી જાયછે, અને તે વેળા છોકરો એ શબ્દના છોકરાથી અને છોકરાઓ એ રૂપો કરતાં શી રીતે ફેરફાર કરવા પડ્યો તે સમજાવે છે. પછી બે ચાર ઉદાહરણ બીજાં લઈને એ નિયમ શી રીતે લાગુ પડેછે તે બધાને બતાવેછે. એટલું થઈ રહ્યા પછી એ કલમોનો બીજો ભાગ વાંચી સમજાવે છે કે જેમાં ઉપર કહ્યો તેવો, ફેરફાર થતો નથી તેને બીજા પ્રકારનાં નામ કહેછે. અંતે ફેરફાર થાય તે પહેલા પ્રકારના અને ન થાય તે બીજા. પ્રકારના એવું છોકરાંઓને યાદ રખાવી પોતાનો પાઠ પૂરો કરેછે.

શીખવવાની આ રીત ઉપર કહ્યું તેના કરતાં અલબત્ત બહુજ સારીછે, જેમકે શુન્ય કરતાં ગમે તે રકમ લઇએ તે અનંત ગણી મોટી થાયજ. આ રીતે છોકરાં કેટલું શીખી શકે ખરા, પણ તે નાની ઉમરના, ચપળ ચિત્તના, અને કાચી બુદ્ધિના હોય તો તેના મનમાં એ વાત પૂરી ઠસે નહિ, અને થોડા વખતમાં ઘણું કરીને જેટલું થોડું સમજ્યા હોય તે પણ વીસરી જાય. એવાને માટે તો સૂચકરીતિજ ખરે-

ખરી ફાયદા ભરેલી છે.

સૂચક રીતિ જાણનારો ચતુર શિક્ષક જૂદીજ રીતે પોતાનો પાઠ આરંભેછે. તે વ્યાકરણ તો હાથમાં લેતોજ નથી. અને ૩૧મી કલમ શીખવવીછે એટલું પણ તેને કહેતો નથી. એતો છેક જાણીતી વાતથીજ શરૂ કરે છે. વિભક્તિના અને બહુ વચનના ક્યા પ્રત્યય છે અને તે શી રીત લગાડાયછે તે દાખલા ઉપર દાખલા લઇનેજ બતાવવા મંડી જાય છે. એમ કરવામાં છોકરાંઓ પોતાની મેળેજ એટલું સમજતાં થાયછે કે નામની ઉપર પ્રત્યય લખી દીધાથી વિભક્તિ તથા બહુ વચનનાં રૂપ ઘડાયછે. માણસ, ઘર, ચોપડી, લાકડી, વગેરે શબ્દો ઉપર પ્રત્યય લગાડતાં તેમને બરાબર આવડ્યું કે તુર્ત તે છોકરો શબ્દ તેમની આગળ મૂકે છે, અને તેને જ્યારે કોઈ વિભક્તિ લગાડવા જાયછે ત્યારે કાંઈ ફેરફાર કરવો પડે છે એ તેમને પોતાની મેળેજ જોતા કરે છે. બહુ વચનના પ્રત્યય લગાડતાં પણ એમજ થાયછે તે પછીથી બતાવે છે. આટલું કર્યા પછી છોકરાંઓ સમજે છે કે માણસ અને છોકરો એ બે નામ તો છે ખરાં, પણ તેના પ્રકાર જૂદાછે. આ વેળા તે ૩૧મી કલમ વાંચી જાય છે અથવા તેનો ભાવાર્થ મોડેજ કહી જાય છે, અને ભાષાનો આ નવો નિયમ આપણે આજ શોધી કહાડ્યો તે તમે યાદ રાખજો, એમ કહી પોતાનો પાઠ પૂરો કરેછે.

દુનિયામાં જે જે શોધ થયા છે અને થાય છે તે સઘળા આ રીતેજ પોતાની મેળે નવું જ્ઞાન મેળવવાનો આજ શક્ય માર્ગ છે, અને તેથી એ માર્ગે જવાની બુદ્ધિને ટેવ પાડવી એજ ખરી કેળવણી છે, એમાં કાંઈ શક નથી. આપબુદ્ધિવાળા પુરૂષોને એજ માર્ગે જ્ઞાન મેળવવું ગમે છે, અને એ માર્ગે મેળવેલા જ્ઞાનના જેવું બીજું કોઈ પણ જ્ઞાન સચોટ નથી.

૯. સૂચક રીતિ સ્વાભાવિક, વિચાર શક્તિને કેળવનારી, રસિક, તથા બાળકોને ભણાવવામાં અવશ્યની છે.

આ રીતિ વિના કદાપિ એકાદો વિષય બાળકને ભણાવી શકાય, પણ કેળવણી એટલે વિચાર શક્તિ ખીલવવાનું જે મુખ્ય કામ તેતો નજ

થઈ શકે. જો દેશમાં શોધકબુદ્ધિના પુરૂષો ઉત્પન્ન કરવા હોય, તોતો બાળપણમાં સૂચકરીતિએજ ભણાવવું જોઈએ.

૯. વ્યાખ્યાન રીતિએ શીખવતાં થોડો વખત લાગે છે,અને એ પાકી ઠરેલ બુદ્ધિના માણસોને અનુકુળ છે.

વખત થોડો લાગે છે, અને શીખવનારના મનને મેહેનત થોડી પડે છે એજ કારણને લીધે આળસુ શિક્ષકને વ્યાખ્યાન રીતિ બહુ પસંદ પડે છે. શિક્ષક આળસુ કે ઉત્સાહી છે તે ઘણું કરીને તે જે રીતિએ શીખવતો હોય તે ઉપરથી માલમ પડે છે. ઉત્સાહી શિક્ષક પદ્ધતિ ન શીખ્યો હોય તો પણ પોતાની સ્વબુદ્ધિથીજ સૂચકરીતિએ શીખવવા લાગે છે, અને પદ્ધતિ શીખેલો પણ મંદસ્વભાવનો માણસ આપોઆપ થોડે વખતે વ્યાખ્યાન રીતિમાંજ જઈ ઠરે છે.

એ રીતે પદ્ધતિના ગ્રંથોમાં વ્યાખ્યાન રીતિ બહુ નિંદાય છે તે છતાં તે સર્વ કાળ ત્યાગ કરવા જોગ છે એમ નથી. વખતનો બચાવો થાય છે એ પણ ધ્યાનમાં લેવા લાયક એનો એક ફાયદો છે, અને બીજું જો ભણનારની બુદ્ધિ પાકી અને ઠરેલ હોય તો તેને એ રીતે શીખવતાં ઘણો ફાયદો થાય. ભૂમિતિનો †ગ્રંથ વ્યાખ્યાન પદ્ધતિએ શીખવવાનો એક ઉત્તમ નમુનો છે, અને તે ઊંચામાં ઊંચી કેળવણી આપી શકે છે, એ એક જાહેર વાત છે. માટે વ્યાખ્યાન રીતિએ મન કેળવી શકાય નહિ, એમજ કહીએ તો તે ખોટું છે. પણ મેહેતાજીને તો બહુધા કાચી ઉમરના બાળકોનેજ શીખવવાનું છે, અને બાળકોને તો વ્યાખ્યાન રીતિએ નજ કેળવી શકાય એમાં કાંઈ સંદેહ નથી.

રસિકતામાં તો વ્યાખ્યાન રીતિ બધાને માટે કાંઈ ઉતરતી છેજ. એજ કારણથી ભૂમિતિ ઘણાને અપ્રિય લાગે છે, પણ મોટી ઉમરનાને અપ્રિય લાગે ત્યારે તો જાણવું કે બુદ્ધિનું ઠરેલપણું એટલું એનામાં ઓછું છે. પાકી બુદ્ધિવાળાને વિચાર કરવા ઉપર અભાવ હોવો જોઈએ નહિ. પણ બાળકને તો બને ત્યાં સુધી વ્યાખ્યાન રીતિએ નજ શીખવવું જોઈએ.

† ઘણું કરીને બધી જાતના બોધનગ્રંથો વ્યાખ્યાન રીતિએજ લખેલા હોય છે મોટી ઉમરના માણસને બોધ કરવાની બધે એજ એક સામાન્ય રીતિ છે.

વ્યાખ્યાન રીતિએ શીખવી શકાય એવા વિષય હોય, તોપણ તેમાં થોડી ઘણી સૂચક રીતિ ભેળવી જોઇએ કે બાળકનાં મન થાકી ન જાય, અને તેને રસ ઉપજે.

૬. तेथी सूचकरीतिज निशाळमां बहुधा वापरवा योग्य छे.

સૂચક રીતિ એટલી બધી કઠિણ છે કે તે સંબધી નીચેના નિયમો હમેશાં ધ્યાનમાં રાખ્યા હોય તો શિખાઉ શિક્ષકને બહુ ઉપયોગી થઈ પડશે.

१. अर्धा कलाकमां शीखवी शकाय तेटलोज विषय राखवो, अने थोडुं पण पाकु शीखववुं एमांज महेताजीने परिणामे लाभ थाय છે. આ નિયમ શિખાઉ શિક્ષક બરાબર સમજતા નથી, વિષય ખૂટી પડશે તેની તેને બહુ ધાસ્તી રહે છે અને તેથી બહુ લાંબો વિષય રાખે છે. એથી એને બહુ દોડાદોડી કરવી પડે છે, અને કાંઈ પણ પાકું શીખવાતું નથી. સૂચક પદ્ધતિ બરાબર ન આવડતી હોય તો વિષય ખૂટી પડે એ વાત સંભવિત છે, પણ જ્યાં સૂચક પદ્ધતિજ શિક્ષકે શીખવી છે ત્યાં આમ કરવાથી શો ફાયદો છે. જો નોટ બહુ લક્ષ આપીને કરી હોય, તો વખત ખૂટી પડે નહી. શીખાઉએ કદી પણ સંક્ષિપ્ત નોટ કરવી નહિ. પૂર્ણ નોંધજ કરવી, અને તેમ કરશો તો બે ચાર વખતના અનુભવ ઉપરથી જોશો કે વિષય ખૂટી પડે છે કે નહિ. વિષય ખૂટી પડતો માલમ પડે તો વિષયમાં વધારો કરવા કરતાં નોટનો વિસ્તાર વધારવો, એ શીખાઉને માટે વધારે સલામતી ભરેલું છે.—સૂચક રીતિએ ઘણામાં ઘણો અર્ધા કલાકનોજ પાઠ બાળકો લઈ શકે છે. જો સમયપત્રકમાં કોઈ વિષયને વાસ્તે વધારે વખત ઠેરવેલો હોય, તોપણ શીખવવામાં તો અર્ધો કલાકજ રાખવો. બાકીનો વખત તે વિષયનો પાછલો ભાગ પૂછવામાં કહાડવો. સૂચકરીતિએ તો શીખવવાજ છે, પણ તે બાળકોએ તૈયાર કર્યું કે નહિ તે જાણવાને માટે બીજા વખતની જરૂર છે. એ ખોટ આ વધેલા વખતથી પૂરી પડે છે. २. जाणीता अने सहेली वातथी पाठ शरू करवो. આ કરવાને માટે જે વિષય શીખવવો હોય તેનું પ્રથક્કરણ કરતાં આવડવું જોઇએ. પ્રથક્કરણ કરતાં જે જાણીતા અને સહેલાં સત્ય

માલમ પડે તે લેવાં, અને તે એવાં અનુક્રમે ગોઠવવાં કે તે ઉપરથી જે અજાણ્યું સત્ય શીખવવું છે તે બાળકોને સૂઝી આવે. ૩. જાણીતી વાત ઉપરથી પગથીએ પગથીએ ચડતા જવું ઉપર જે અનુક્રમે ગોઠવવાનું કહ્યું તે પ્રમાણે ગોઠવીને જો શીક્ષકે નોટ કરી હશે તો આ કામ અઘરૂં નહિ લાગે. ૪, બાળકની સમજવાની શક્તિ કેટલી છે તેનો નોટ કરતી વખત ને શીખવતી વખત, અને પાછળથી પણ બહુ વિચાર કરવો. આ વાતનો વિચાર ન હોવાને લીધે ઘણા શિક્ષકો મહેનત કર્યા છતાં પોતાના કામમાં ફતેહ પામતા નથી. સૂચક રીતિએ શિખવવામાં તો બાળબુદ્ધિમાં પેસી જોવાની શકિત શિક્ષકમાં અવશ્ય જરૂરની છે. પાઠ આપી રહ્યા પછી જો શિક્ષક ફુરસદને વખતે દરરોજ વિચાર કરે કે છોકરા સમજશે એમ મેં ધાર્યું હતું પણ કઈ કઈ બાબતોના ઉત્તર ન આપી શક્યા, તો થોડા વખતમાં તેનામાં આ શકિત આવશે. આગળથી નોટ કરવી એ જેવું ઉપયોગી છે તેવુંજ પાછળથી આ વિચાર કરવો એ પણ ઉપયોગીછે. ૬. સૂચક રીતિમાં સિક્ષકને કહી દેવું પડે એના જેવું બીજું કાંઇ પણ શરમ ભરેલું નથી. જો વિષયને ગોઠવવાની ને પાયરીબંધ ઉપર ચડવાની ચતુરાઈ નહિ હોય, અથવા બાળક કેટલું સમજી શકેછે તેનું યથાર્થ જ્ઞાન નહિ હોય, તો શિક્ષકને કહી દેવું પડશેજ, પણ કેટલા તો સૂચક રીતિમાં કહી દેવું એ મોટો દોષછે તેજ સમજતા નથી, અને નોટમાં પણ કેટલો કહી દેવાનો ભાગ લખી લાવે છે. તેણે યાદ રાખવું કે એકે અક્ષર કહી દેવાનો નથી, પણ સૂચક રીતિમાં સઘળું ભણનારાઓની પાસેથીજ કઢાવવાનું છે. શિક્ષકનું કામ પ્રશ્ન પૂછ્યા જવું એજ છે, પણ તે પૂછવામાં એવી ચતુરાઈ જોઇએ કે ધારેલો વિષય પોતાની મેળેજ છોકરાઓના મોમાંથી ચાલ્યો આવે. "અડચણ ખસેડવી નહી, પણ ખસેડતાં શીખવવું," "છોકરાને પોતાની મેળે સૂઝે એમ કરવું," "નવો એક પણ શબ્દ આપ્યા પહેલાં તેની શી જરૂર છે તે બાળકે જાણવી જોઈએ," અથવા "અર્થ પહેલો ને શબ્દ પછી" "નિયમના પહેલાં ઉદાહરણ" "વિશેષની પછી સામાન્ય" વગેરે જે શિક્ષણ શાસ્ત્રના પ્રસિદ્ધ સૂત્રો છે તે સઘળાનો અર્થ એજ છે કે શિક્ષકે કહી દેવું નહિ પણ બાળક શોધી

કહાડે એમ કરવું. સૂચક રીતિનું એજ મુખ્ય લક્ષણ છે, અને એ જ્યાં નથી ત્યાં સૂચક રીતિજ નથી એમ નિશ્ચય જાણવું. ૬ ભાષા હમેશાં બહુજ સહલી રાખવી જઇએ. આ નિયમ સઘળી રીતિએ શીખવવામાં જરૂરનો છે, પણ આ રીતિમાં તો તે વિના ચાલે એવુંજ નથી.

---

## કેળવણી ખાતાની ખબરો.

### અમદાવાદ વિભાગ.

અમદાવાદ નં.૬ નિશાળમાં મચકુર ગામના શા. ચુનીલાલ કેશવ લાલે પોતાના છોકરા કસ્તુરભાઇને નિશાળે બેસાડી છોકરાઓને રૂ૨) નાં પતાસાં વહેચ્યાં. Mayaram Sambhooram,

ડી. એ. ઇન્સ્પેકટર અમદાવાદ વિ.

---

### જા. નં. ૧૧૩૪.

### હાલાર પ્રાંત

તા. ૧ એપ્રિલ ૧૮૭૯ થી તા. ૩૦મી સપટેમ્બર સને ૧૮૭૯ સુધી

મોરબી—અંગ્રેજી સ્કૂલમાં મોરબીના મે. ઠાકોર સાહેબ તરફથી રૂ૫) ગૂજરાતી નિશાળમાં મચકુરના ઠાકોર સાહેબ તરફથી રૂ૧૫) તા- રા. રા. ભીમજી વૃજલાલ તરફથી રૂ૧૫) મીઠાઇના. મચકુર ગામની કંન્યાશાળામાં મે. મોરબીના ઠાકોર સાહેબ તરફથી રૂ૧૦—ભાયાવદ—પાઠશાળામાં આ. ગણેશ માંડણજી, ગોંડલના મે. સ્પેશિઅલ આ. પો. એજંટ સાહેબના શિરસ્તેદાર તરફથી રૂ૧ મચકુરની ગૂજરાતી નિશાળમાં કમેટીના મેંબરો તરફથી રૂ૧ા—ખોખરી—ગોંડલાન શેઠ કરશનજી જાદવજી તરફથી આના ૧૦) તથા રા. વહીવટદાર તરફથી રૂ૧ા—ગણોદ—કાળાવડ કન્યાશાળાના મે. સુંદરજી હીરજી તરફથી આના ૫) નાં પતાસાં—પોરવદર—કમેટીના મેંબરો તથા રા. ગીરજાશંકર દયાશંકર તરફથી આના ૪—સરધાર—વેહીવટદાર કારકુન અમરશી હેમરાજે કેરી વહેચી રૂ૨)—રાજકોટના આ. પોલીસ સુપ્રિનટેન્ડેન્ટ મેઘજીભાઈ સવજીભાઈએ રૂ૪)—થાણદાર સા. જટાશંકર જુગજીવન તથા મહાજન તરફથી

રૂ૨)—સરપદડ ધ્રોળના મે. ઠાકોર સાહેબ તરફથી રૂ૪) રૂમાલ તથા મીઠાઈ.

હલેંડા—કોઠારી દેવજી સવજી રૂ૨) —સર ધારના વૈ. અમરશી હેમરાજ તથા રાજકોટના પારેખ પુંજા શંઘરાજ તરફથી રૂ૧ાા—રાજકોટના પોલીસ સુપ્રિનટેન્ડેન્ટ મેઘજી સવજી તરફથી આના ૧૦—ચાંભડા—મે. રાજકોટના ઠાકોર સાહેબ તરફથી રૂ૫)—જેતપુર—મોરબીના મે. પોલીસ કમીશનર સાહેબ તરફથી આના ૧૨ —પોલીસ કમીશનર મે. બેરામજી સાહેબ તરફથી રૂ૨)ન્ન—શાહુકારો તરફથી રૂ૨ાા—વીરપોર—હાલાર પ્રાંતના સ. ડે. સાહેબ તરફથી રૂ૨ાા—મે. ઠાકોર સાહેબ તરફથી રૂ ૩ાા મીઠાઈ.—મેરવદર—ઉપલેટાના મહાલકારી આ. પ્રાણલાલ ધીરજરામ, તરફથી રૂ૦ાા—મોવૈયા—રૂ૧) વહીવટદાર વંદ્રાવનરાવ રાજારામ રૂ૧) પટેલ હરી જેરામ રૂ૧) પટેલ રૂડા રાઘવ રૂ૧) પટેલ ભાણા મેઘજી રૂ૧) શેઠ પીતાંબર ભગવાનજી રૂ૧) શા. શામજી કરસનજી રૂ૧) ખોજા જીવરાજ મીઠા રૂ૧) રાદજાડા માનસિંહ ૦-૮-૦ સ્વાર પ્રાગજી ૦-૪-૦ હાલા ગોપાલજી ૧-૪-૦ પરચુરણ કુલ રૂ૧૦) તેમાં રૂ૫) ઘડીયાળ સારૂ અનામત રૂ૫) પતાસાં—ઉપલેટા ગ. આ. પોલીસ સુપ્રિનટેન્ડેન્ટ તરફથી રૂ૧-૮-૦ આ. મહાલકારી તથા ગામ લોકો તરફથી રૂ૩-૧૫-૦ ગોંડળ ગૂ. મે. ઠાકોર સાહેબ તરફથી રૂ૨૦) ચોપડીઓ ૦ાા મણ પતાસાં ગોંડળ બ્રાંચસ્કૂલ—આ. ડે. એ. ઈ. સાહેબે પરીક્ષા કરી તે વખતે ફાળો કરી રૂ૫) મચકુર પાઠશાળા મે. ઠાકોર સાહેબ તરફથી રૂ૫) મચકુર કન્યાશાળા—આ. દાજીભાઈ તા. દાજી સાહેબ તથા માસ્તર છેલશંકર તથા મેહેતાજી નરભેરામે પરીક્ષા લેઈ બીજી ચોપડી અં. ૪ ભૂગોળવિદ્યા નં. ૮ તથા ડેપ્યુટી આ. પોલીટીકાલ એજંટ દાજીભાઈ સુંદરલાલ તરફથી રૂ૧) તથા ડેપ્યુટી સાહેબે પોતાના પદરની પાંચશેર ડેરીઓ વહેંચી—માલીયા. હાલાર પ્રાંતના આ. પો. એ. મે. સામન સાહેબ તથા ઠાકોર સાહેબ તરફથી રૂ૫) મેહેતાજીને રૂ૨) છોકરાઓને રા. નાગજી દેવકરણ માલીઆ ફોજદાર તરફથી ૦-૮-૦ મુ. કારભારી દલપતરામ તરફથી રૂ૩) આઘોઈ. રા. ઘેલાભાઈ શોભાગ્ય તરફથી રૂ૧) મોટા વડાળા—આંજમ વહીવટદાર તથા ફોજદાર તરફથી રૂ૧) અત્રેના રહીશ ઠક્કર કરશનજી ઠાકરશી રૂ૧) આ વહીવટદાર તથા ફોજદાર તર-

ફથી ૧) આ. કાળાવડ ફોજદાર તરફથી. ૦-૮-૦—વેરાડ-શેઠ દયાળજી મનજી તથા ઠકર મેઘજી ડોસાણા તરફથી રૂ૧-૬-૦—જોંધપર—મે. નવાનગર રેવન્યુ કમીશનર તરફથી રૂ૧-૨-૦ બાલપર શેઠ અમરસી ભવાન વહીવટદાર તથા ફોજદાર નરભેરામ પ્રાગજી તરફથી ૩-૮-૦ મીઠાઇ તથા ચોપડીઓ—જોડીઆ હાલાર પ્રાંતના મે. પો. આ. સામન સાહેબ બહાદુર તથા નવાનગરના દી. પોપટ વેલજી તથા ખંભાલીઆના શેઠ શામજી નારણજી રૂ૧૭-૮-૦ ચોપડીઓ—મહાન તરફથી રૂ૧-૪-૦ દરાક્ષ છોકરાઓને મચકુર કન્યાશાળા. હાલાર પ્રાંતના આ. પો. એ. મે. સામન સાહેબ તથા નવાનગરના દીવાનજી તરફથી રૂ૮-૮-૦ ઓઢણીઓ જોડીઆ. મહાજન તથા મે. સંકરલાલ જેઠાભાઇ તરફથી રૂ૪-૪-૦--ઉપલેટાના ઇસ્કુલ-ગામ લોક તરફથી રૂ૧-૧૨-૦—પાટણવાવ-કમેટીના મેમબરો તરફથી રૂ૧)—વડોદરા કમેટીના મેમ્બરો તથા ગામ લોકો તરફથી રૂ૨)—ભાણવડ. ફોજદાર પરભુદાસ તારાચંદ અને કમેટીના મેમ્બર કરસનજી વાલજી તથા ડોસા માવજી તરફથી રૂ૨-૧૪-૦—તથા ફોજદાર સાહેબ પોતાની પદરના રૂ૧)—ટંકારા. રાજકોટના સ્કોલર છોટાલાલ રેવાશંકર તરફથી રૂ૦-૧૨-૦—વવાણીઆ બંદર-ભૂજના રાજેશ્રી રામજી રાઘવજી તથા દેશાઈ સાલમ ખેતસી શેઠ અવચળ મુળજીએ મળી આપી નિશાળના છોકરાને જમાડેલાનો ખર્ચ આપેલો—સુલતાનપોર—ફોજદાર રાઘવજી તથા શેઠ ડુંગરશી તથા વિપ્ર. જાદવજી એ મળીને રૂ૦-૮-૦ મીઠાઈ વહેંચી.—આત્તરણ. દરબારશ્રીએ નિશાળમાં વાસ્તુ કરી મેહેતાજીને કોરી ૪૦ ની અને આસીસ્ટંટ લોકોને ૨૫ ની પાઘડી તથા વાંકાનેરના રહીશ ખવાશ પ્રાગજીએ રૂ૧-૦-૦ મીઠાઈ વહેંચી. રૂ૧૫-૪-૦ કુલ—ખંભાળીઆ. આ. ગોપાળરાવ બળવંત માજીસ્ટ્રેટ સાસાહેબ તરફથી રૂ૧૬)—કૂડીઆણા. આ. જેશંકર રૂગનાથજી તથા વિશ્વનાથ શંકરજી તરફથી રૂ૧-૮-૦—લજાઈ (મેતાણા) લજાઈના દરબાર અભેરાજજી તથા તેના કારભારી કલ્યાણજી હીરાચંદ તા. પોલીસ પટેલ ગોવિંદરામ નથુ તરફથી રૂ૧૬) મેહેતાજીને તથા છોકરાઓને કુલ રૂ. ૧૮-૪-૦—ધોરાજી કન્યાશાળા. આ. મુનસફ સાહેબ તથા મહાલકરી સાહેબ તરફથી રૂ૦-૫-૬—વણનળી.રા. છગલશંકર નાતમલાલ તથા ગામના મહાજન તરફથી રૂ૨-૪-૦ મેહેતાજીને દુપટો ૦-૮-૦ છોકરાઓને

મીઠાઈ ૨-૫-૬ છોકરાઓને રૂમાલ કુલ ૩૪-૧-૬

Ganapatram A.

સ. ડે. એ. ઈ. પ્રાં. હાલાર.

---

આ. નં. ૩૩૫

સુરત જીલ્લામાં.

પાલ તાલુકે ચોરાસી જીલ્લે સુરતની સ. ગૂ. નિ. માં. વાસ્તુ થયું તે વેળા સારી સભા ભરાઈ વાજતે ગાજતે તેમાં પ્રવેશ કર્યો હતો. એ વેળાના ખરચને સારૂ જે ગૃહસ્થોએ ઉદારતાથી નાણાં ભર્યાં હતાં તેનાં નામ

રૂ૨) શેઠ. ખુમા લખમાજી. રૂ૨) કન્ટ્રાકટર. પીરભાઈ નુરભાઈ. રૂ૨) શેઠ. નેમા પેમાજી. રૂ૧-૮-૦ શેઠ. મોતીલાલ. રૂ૧) ગંગાદાસ દુ-લ્લભ. રૂ૧) રઘા જેગા. રૂ૧) ઈછા અબાઈદાસ. રૂ૧) નરસી નાગર. રૂ૧) શાની. લખમીદાસ પમાજી. રૂ૧) વૈદ મેલાપચંદ માણેકચંદ. રૂ૧) ગીરધર જેરામ. રૂ૧) પરસોતમ કલ્યાણદાસ. રૂ૧) અબાઈદાસ પરસોતમ. રૂ૧) શા. લાલા લખમાજી. રૂ૧) શેઠ. દલપતરામ શિવદાસ. રૂ૧) ઈજારીઅર ઉકડજી સુરતના. રૂ૦-૮-૦ ઉકા દુલભ. રૂ૦-૮-૦ ગણેશ નરશી ભગત. રૂ૦-૮-૦ નરોતમ મુલજી. રૂ૦-૮-૦ નરોતમ ગોપાલ. રૂ૦-૮-૦ હાંસજી રણછોડ. રૂ૦-૮-૦ નારણજી દયાળ. રૂ૦-૮-૦ માવા વીઠા. રૂ૦-૮-૦ હાંસજી ભગતી. રૂ૦-૮-૦ માવા ભાણા. રૂ૦-૮-૦ કેસર લખમાજી. રૂ૦-૮-૦ મંછા લખમાજી. રૂ૦-૮-૦ દુલ્લભ ખુશાલ. રૂ૦-૮-૦ રતનજી ખુશાલ. રૂ૦-૮-૦ વિરચંદ ખુશાલ. રૂ૦-૮=૦ ધનજી ખુશાલ. રૂ૦-૮-૦ રામાજી જગાજી. રૂ૦-૮-૦ દુલભ દાજી. રૂ૦-૮-૦ પરભુ દેવા. રૂ૦-૪-૦ માધવરામ. રૂ૦-૪-૦ ગુલાબ રહીમ. રૂ૦-૪-૦ લખુ દુલ્લભ. રૂ૦-૪-૦ એમર કુબેર. રૂ૦-૪-૦ ગુલાબખાં હામેદખાં. કુલ. રૂ૩૨-૧૨-૦ એમાંથી રૂ૭-૪-૦ છોકરાઓને જમાડતાં. રૂ૩-૦-૦ બ્રાહ્મણ ભોજન. રૂ૭-૦-૦ પતાસાં તથા પાન સોપારી રૂ૦-૮-૦ ઢોલના રૂ૨-૦-૦ મેહેતાજીને સાલ. પછી મેહેતાજીએ નિશાળ વિશે પોતે બનાવેલી કવિતા બધા છોકરાઓને મોઢે કરાવેલી તે બોલાવી, અને પછી પાન સોપારી લઈ સર્વે સાહેબો આનંદભેર વિદાય થયા.

Mohanlal Ranchoddass

ડે. એ. ઈ. જીલ્લે સુરત.

# परचूरण.

**સંગીતશાળા**—જયપુરના મહારાજ સંગીતશાળા કહાડનાર છે, અને ત્યાંના શિક્ષાગુરૂનું કામ પ્રખ્યાત **મૌલાબક્ષ** ને આપનો વિચાર ચાલેછે.

**ધર્મ ઠગના ચમત્કાર પકડાયા**—સ્પેન દેશમાં થોડા વખત ઉપર કોઈ માણસનો અંતકાળ પાસે આવ્યાથી તેનાં સગાં વહાલાંએ તેને બહુ કહ્યું કે પાદરીને બોલાવી તેણે અંતની ક્રિયાઓ કરવી જોઇએ. પણ એવાં કર્મ ઉપર તેની શ્રદ્ધા ન હોવાથી માન્યું નહિ, ત્યારે તેઓએ પોતાની મેળે એક પાદરીને બોલાવવાની હિમત ચલાવી. પાદરી આવ્યો, પણ પેલા મરનાર માણસે તેને જોઈ કાંઈ પણ પોતાના નિશ્ચયમાંથી ન ડગતાં પોતાનો અવિશ્વાસ જાહેર કર્યો અને તેને વીલે મોઢે પાછા જવાની જરૂર પડી. આ ઉપરથી તે બહુ કોપાયમાન થઈ ગયો, અને "એ દુષ્ટને સેતાન પંડે આવીને લઈ જશે" એવો શ્રાપ દઇને ચાલ્યો ગયો. આ બધુતો સ્વાભાવિક છે, પણ ચમત્કાર હવેથી શરૂ થાયછે. બીજે દિવસે તે માણસ મરી ગયો, અને જે ઓરડામાં તેનું મુડદુ રાખ્યું હતું ત્યાં મધ્યરાતને સમયે એક મોટો ઉંચો, ખરીને શિંગડાવાળો, ચોતર્ફ ગંધકની વાસ મારતો, ભયાનક પુરૂષ એકા એક આવ્યો. સેતાનના જે જે ચિન્હ ખ્રીસ્તી જનવાર્તામાં કહેવાયછે તે જોઇને જે સ્ત્રીઓ ત્યાં બેઠી હતી તે ચીસ પાડીને નાઠી અથવા મુર્છા ખાઇને ધરણીએ ઢળી. આખું ઘર ભયભીત થઈ ગયું, અને આ ભયને ઉત્પન્ન કરનારો મુડદા પાસે જઈ તેને પોતાની ખાંધ ઉપર સ્વસ્થપણે ચાલી જતો હતો એવામાં મરનારનો એક નોકર જે કાંઈ હિંમતવાળો હતો તે ત્યાં પિસ્તોલ લઇને આવી પહોચ્યો, અને સબને છોડવાનું કહ્યા છતાં જ્યારે તેણે કાંઈ માન્યું નહિ, ત્યારે એણે સેતાનના સામી પોતાની પીસ્તોલ ફોડી. એ ભડાકાની સાથે ગોળી જઇને ભમરમાં વાગી, અને તમરી ખાઇને સેતાન મુડદું લઈ જતાં પોતેજ મુડદું થઇને જમીન ઉપર પડ્યો. હવે ખુલ્લું માલમ પડ્યું કે એ સેતાન નહોતો પણ પાદરીના મોકલવાથી ગામનો ધોરખોદુ આવી ધર્મ ઠગાઈ કરવા આવ્યો હતો. તે પાદરી વગેરેને પકડ્યા છે અને ત્યાંની સરકારમાં તપાસ ચાલેછે. આ પ્રમાણેનાજ દુનિયામાં ઘણા ખરા ચમત્કારના ગપાટા ચાલ્યા છે!

**મંગળનો ગ્રહ**—આવતી પાનખર રૂતુમાં આપણી પૃથ્વિની ઘ-ણીજ નજદીક આવનાર છે. એ વેળાએ જ્યોતિષ્ય શાસ્ત્રીઓને સૂરજથી પૃથ્વીનો નકી તફાવત શોધી કહાડવામાં મોટી મદદ મળવાની વકી છે. આફ્રિકામાં મોરિશિઅસના ટાપુ ખાતે આ ગ્રહ વધારે અછી રીતે દે-ખાવાનો હોવાથી વેલાતથી જ્યોતિષ્ય શાસ્ત્રીઓનો એક કાફલો એ ટાપુ ખાતે મોકલવાની ચર્ચા ચાલેછે. રાસ્તગોફતાર ૨૨ મી અપ્રેલ ૧૮૭૭.

**નવાં પુસ્તકો**—સને ૧૮૭૬ ના વર્ષમાં આ ઈલાકા ખાતે ૮૩૧ પુસ્તકો છપાયાં હતાં. પાછલા વર્ષ કરતાં ૬૯નો વધારો છે. એમાં ૫૯૨ ચોપડીઓ, ૭૧૧ ચોપાનિયાં, ૧૯૧ માસિક, અને ૩૭ પરચૂરણ. એ ૮૩૧ માં ૧૧૫ યૂરોપિઅન વિષયના ગ્રંથો હતા. દેશી ગ્રંથોમાં ૩૭૫ નવાં, ૪૦ બીજી ભાષામાંથી તર્જુમો કરેલાં, અને ૨૯૦ ફરી છાપેલાં પુસ્તકો હતાં. એમાનાં ૧૪૪ નિશાળ ખાતાને લગતાં, અને બીજાં સામાન્ય વિષયો ઉ-પર હતાં. મરાઠી ભાષાના ૨૩૭, અને ગૂજરાતીના ૨૩૭, એટલે દેશી ગ્રંથોનો ૨/૩ એ બે ભાષા મળીનેજ થાયછે. આ ઈલાકાની બીજી બે ભા-ષાઓ જે કાનડી અને સિંધી તે દરેકનાં પુસ્તકો તો સેંકડે એજ જણાય છે. સંસ્કૃતભાષાના ૪૬, ઉર્દુના ૧૭, ફારસીના બે, અને આરબી ભા-ષાના બે ગ્રંથ આ વરસમાં છપાયા હતા.

**યૂરોપનું લશ્કર**—હાલ જ્યારે યૂરોપમાં રશિયા અને તુર્કસ્તાનની વચ્ચે લડાઈ શરૂ થઈછે, અને તે ભડકો આગળ પણ વધવાની કંઈ દહેશત રહેછે, તે વેળા યૂરોપનાં મોટાં મોટાં રાજ્યનું બળ કેટલું છે તે જાણવું જોઇએ. ફ્રેંચનું લશ્કર ૧૭૫૦૦૦૦, રશિયનનું ૧૬૦૯૦૦૦, જ-ર્મનનું ૧૨૮૩૦૦૦, આસ્ટ્રિયનનું ૧૦૧૩૦૦૦, ઈંગ્રેજનું ૮૯૯૦૦૦, અને ઈટાલિઅનનું ૮૬૭૦૦૦ માણસનું છે. નૌકા બળમાં ઈંગ્રેજ સર્વોપરી છે. એમની પાસે ૫૧ ટરેટશિપ, બે રૈંમ, ૩૦૦ આગબોટ, અને ૧૭૦ વ-હાણો, અને બધા મળીને ૮૧૪૪૭ ખારવા છે. ફ્રાન્સની પાસે ૩૮ આયરનક્લૉડ, અને ૬૦૦૦ ખલાસી, અને રશિયા પાસે ૨૯ આયરનક-લાડ અને ૨૫૦૦૦ ખારવા ઈટાલી પાસે ૧૬ આયરન ક્લેડ, અને ૯૫૦૦ માણસ. અને જર્મની પાસે ૮ આયર્નક્લેડ અને ૫૫૦૦ માણસ છે.

**સિવિલસર્વિસની**—પરીક્ષામાં આ વરસ કાવસજી જામસજી બા-દશા એ નામનો એક પારસી જુવાન ગૃહસ્થ પાસ થયો છે. એનો આઠમો નંબર આવ્યો છે.

---

કરવાથી ધારેલો જવાબ મળશે. પરીક્ષક પ્રશ્નમાં ઉત્તર કહી દેવો પડે તો ફિકર નહિ. તેમજ જે વિષય વ્યાખ્યાન રીતિએજ શીખવી શકાય એવા છે, એટલે જેનું જ્ઞાન કહી દીધા વિના પોતાની મેળે સૂઝે એવું નથી તેમાં અલબત્ત કહી દેવું. પણ સૂચક પદ્ધતિએ શીખવતાં એમ કરવું નહિ.

૧૨. वाक्यपूर्त्ति ए एक प्रश्नोत्तर शैलीनोज भेद छे, अने ए वापरवाना घणा खरा नियम सरखाज छे.

વાક્ય પૂર્ત્તિની રીતે શીખવવાથી નીચે પ્રમાણેના ફાયદા થાયછે. ૧. શિક્ષણમાં ભંગ પડતો નથી. પ્રશ્ન પૂછવાથી શિક્ષણમાં કેટલો ભંગ પડે છે તે વાક્ય પૂર્તિથી થતો નથી. શિક્ષક બોલતાં અટકી જાયછે, કે ટપ નિશાળીઆ જોઇતો શબ્દ પૂરી દેછે, અને પ્રશ્ન પૂછવાની મતલબ બધી સરે છે. २. प्रश्नोत्तर करतां ए संक्षिप्त छे, अने तेथी थोडो वखत ले छे. વાક્ય પૂર્તિ એ પ્રશ્નોત્તરનું સંક્ષિપ્ત રૂપ છે એજ બંને રીતીમાં ફેર છે. ३. वाक्यपूर्त्तिनी मददथी प्रश्नोत्तर शैलीने विचित्रता मळे छे, अने भणनारने સારૂ લાગે છે. વાક્ય પૂર્તિ વડેજ બધો પાઠ ચાલે એમ તો કદી થઇ શકતું નથી. એ માત્ર પ્રશ્નોત્તર શૈલીની મદદનીશ છે. પ્રશ્ન ને ઉત્તર વારંવાર આવ્યાથી કેટલોક કંટાળો વર્ગમાં ઉત્પન્ન થાયછે તે આ રીતિથી દૂર થાયછે. તેમજ પ્રશ્નોત્તર કરતાં વાક્ય પૂર્તિમાં ગુરૂશિષ્ય વચ્ચે સમભાવ વધારે દેખાય છે, અને તેથી ભણનાર જાણે સંભાષણમાં ભાગજ લેતો હોય એવો તેને આનંદ થાય છે.

વાક્ય પૂર્તિવિષે વિશેષ નિયમ આ છે. ૧. પૂરવાના શબ્દ થોડા અને સહેલા જોઈએ. આ નિયમ ઉપર લક્ષ ન રાખીએ તો છોકરાં ગૂંચવાઇ જાય. ૨. પૂરવાના શબ્દ અનિશ્ચિત હોવા ન જોઈએ. એટલે, આ શબ્દ પૂરે તો પણ ચાલે, અને પેલો પૂરે તો પણ ચાલે, એમ કદી હોવું જોઇએ નહિ. ३. वाक्यपूर्त्तिने हमेशां प्रश्नोत्तरना रूपमां मूकी शकाय. આ પ્રમાણે કરી જોશો તો તમને માલમ પડશે કે આ રીત કેટલી સંક્ષિપ્ત છે. તેમજ જ્યારે એ પ્રશ્નોત્તરનોજ એક ભેદ છે ત્યારે પ્રશ્નોત્તરના જે નિયમો ઉપર કહ્યા તે બધા એને લાગુ પડે એમાં શો સંશય?

१३. प्रथक् शिक्षण करतां समूह शिक्षणमां केटलोएक विशेष विचार रहेलो छे.

અત્યાર સુધી અધ્યાપન ભાગમાં જે આપણે કહ્યું તે બધું એકને શીખવતા હોઇએ કે અનેકને શીખવતા હોઇએ તો પણ સરખુંજ ઉપયોગી છે, અને મૂળ તત્વો એ બંને શિક્ષણમાં એકજ છે. તો પણ કેટલી એક બાબતમાં એકને કે વર્ગને શીખવવાની પદ્ધતિ જૂદી પડે છે. મેહેતાજીને વર્ગજ શીખવવાનો છે તેથી અહિયાં તેનોજ વિચાર કરીએ છીએ. ૧. શિક્ષકે યાદ રાખવું કે મારૂં કામ એકને નહિ પણ આખા વર્ગને શીખવવાનુ છે. આ વાત પ્રત્યક્ષ છે પણ કાચા શિક્ષકો ઘણીવાર ભૂલી જાયછે. તેઓ ઉપલા બે ચાર હોંશિયાર છોકરાની સાથેજ બોલ્યા કરે છે, અને તેથી તે બે ચાર ગમે એટલા હોંશિયાર થાયછે તો પણ આખો વર્ગ કાંઈ ભણતો નથી, અને આખરે નિશાળની ફજેતી થાય છે. ૨. સુસ્ત છોકરા ઉપર વધારે લક્ષ આપવું. ઘણા ખરા પ્રશ્ન એવાનેજ પૂછવા એઉત્તમ માર્ગ છે. સારા છોકરા તો એના જવાબ ઉપરથી પણ શીખી શકશે, પરંતુ જો સુસ્તને આપણે જવાબ આપવાની અને એટલે વિચાર કરવાની જરૂર નહિ પાડીએ તો તે ધ્યાન આપશે નહિ, વિચાર કરશે નહિ, અને તેમ થવાથી કાંઇ પણ ભણશે નહિ. બીજું પ્રશ્ન પૂછવા અથવા પાઠ આપવો તે પણ એવા સુસ્ત છોકરાની શક્તિનોજ વિચાર કરીને આપવો. થોડા છોકરાને આગળ દોડાવી મૂકી વર્ગ ખરાબ કરવો નહિ. ૩. સવાલ પૂછવામાં ચપળતા રાખવી અને વર્ગનુ ઘણું ખરૂં કામ ઈશારેજ ચાલ્યું જાય એમ કરવું. આમ કરવાની મતલબ બે છે. એક તો ભણનારના મન જાગૃત રહે, અને વર્ગનો વખત નકામો જાય નહિ.

———◦◦◦———

# વિદ્યાર્થીઓની જગદ્યાત્રા.

પ્રવાસથી શીખેલી વાતોનું પ્રત્યક્ષ જ્ઞાન થાયછે, નવું નવું જોવામાં આવેછે, અને ઘણા માણસનો સમાગમ થવાથી દુનિયાદારીમાં હોંશિયાર થવાયછે. એ કારણથી પ્રવાસ એ કેળવણીને પૂર્ણ કરનાર કહેવાયછે. સઘળા સુધરેલા દેશના લોકો સમજેછે કે શાળામાંથી જે જ્ઞાન મળેછે તે અપૂર્ણછે, અને તેને પૂર્ણ કરવાને સારૂ વિદ્યાર્થીને પ્રવાસ કરવાની જરૂરછે. અસલ જ્યારે આપણો દેશ સારી સ્થિતિમાં હતો ત્યારે દ્વિજ વર્ગમાં સાધારણ

એક એવો સંપ્રદાય હતો કે આઠવર્ષની ઉમરે બ્રહ્મચર્ય દીક્ષા લઇને કોઇ સમર્થ ગુરૂની શાળામાં વિદ્યાભ્યાસ કરવા જાય, વિદ્યાભ્યાસ કરી રહયા પછી ભરતખંડમાં યાત્રાને અર્થે બેચાર વર્ષ ફરે, અને પછી પોતાના બાપને ઘેર આવી ગૃહસ્થાશ્રમ માંડે. એ સંસ્કાર જેવો ઊંચો હતો તે પ્રમાણે લોકો પણ તે વેળા તેવા ઊંચા થતા હતા. પાછળથી એ સંપ્રદાય ઓછો થવા લાગ્યો અને તેની જોડે આપણી ઉન્નતિમાંથી પણ આપણે નીચે પડતા આવ્યા છઇએ. યાત્રા એ કેળવણીનું કેવું સબળ સાધનછે તે આપણે હાલ ભૂલી ગયા છેઇએ, અને તેથી તે વહેમી તથા મૂર્ખ લોકોને સ્વાધીન કરવામાં આવીછે. હાલ યાત્રા શબ્દમાંજ વહેમનો અર્થ ભરાઇ ગયોછે, પણ મૂળ એનો અર્થ એવો નહોતો તે એ શબ્દની વ્યુત્પત્તિ ઉપર નજર કરતાં માલમ પડશે.

યુરોપના લોકો જ્ઞાનવૃદ્ધિને માટે યાત્રાની કેટલી જરૂર સમજેછે તે નીચેની હકીકત ઉપરથી જણાશે. ઘણા વર્ષથી ઇંગ્લાંડમાં એવો ધારોછે કે પાઠશાળામાં અભ્યાસ કર્યા પછી છોકરાને યુરોપની યાત્રા કરવા મોકલવો, અને વધારે શકિત નહોય તો પણ ફ્રાન્સ તથા ઇટાલીમાંતો ફરી આવેજ. બીજા દેશમાં પણ એવી તરેહની રીત હતી. આગગાડી વગેરેની મદદથી મુસાફરી જેમ જેમ સહેલી થતી ગઇ તેમ તેમ વધારે દૂરની મુસાફરી કરવાની ઉત્કંઠા ઉત્પન્ન થતી આવીછે. હાલ વિદ્યાર્થીઓએ યુરોપનીજ યાત્રા કરવી એ બસ ગણાતી નથી, અને ઉત્સાહી પુરૂષો અમેરિકા, હિંદુસ્તાન , આસ્ત્રેલિયા, વગેરે દુનિયામાંના બીજા મુલકોમાં પ્રવાસ કરી આવવાની હોંશ રાખેછે. કેળવણી પરિપૂર્ણ કરવાને આખા જગતની યાત્રા થાયતો સારૂ એમ વિદ્યાર્થીઓ સમજેછે, અને કેટલા તે પ્રમાણે કરી પણ આવેછે. એવાને ઉત્તેજન આપવાને સારૂ તથા તે યાત્રાનું પરિપૂર્ણ ફળ પ્રાપ્ત કરાવવા સારૂ ફ્રાન્સમાં એક મંડળી ઉભી થઇછે. તે મંડળીએ એવી ગોઠવણી કરીછે કે એકના એક સારા વહાણમાં ચહાય તે વિદ્યાર્થી થોડે ખરચે એક વર્ષમાં જગદ્યાત્રા કરી આવે. એ વહાણમાં જે જે દેશમાં જાય તે વિષે મુસાફરીમાં ભાષણ આપવાને શિક્ષાગુરૂઓ રાખવામાં આવશે. તે અર્થવિદ્યા, વિવિધપદાર્થ વિદ્યાઓ, ઇતિહાસ, અને દેશ દેશની હવાપાણીના શાસ્ત્રવિષે ભાષણો આપશે. પ્રવાસના ગ્રંથોનો એક સારો ભં-

ડાર તથા જૂદા જૂદા દેશની નીપજનું સંગૃહસ્થાન પણ તેઓને ઉપયોગ આવે એવો બંદોબસ્ત કરશે. એ યાત્રા ઘણું કરીને અગીઆર માસ પહોંચશે તે દરમ્યાનમાં આફ્રિકા, અમેરિકાના બંને ખંડ, આસ્ટ્રેલિયા, જાપાન, ચીન, હિંદુસ્તાન, અને ઇજીપ્ત ફરીને વહાણ પાછું આવશે. એ દરેક દેશની અંદરનો ભાગ જોવાને સારૂ પણ સુગમ પડે એવી ગોઠવણ એ સભાજ કરી રાખશે. એ સભાએ વળી પ્રખ્યાત પુરૂષોનો વગ મેળવ્યોછે તેથી તેમનું ભલામણ પત્ર લઇ જનારને એવો સમાગમ મળશે કે તેઓને જોઇતું જ્ઞાન ઉત્તમપાત્ર દ્વારાએ પ્રાપ્ત થઇ શકશે.

આ જગદ્યાત્રાને માટે ઘણા હોંસીલા તયાર થયાછે, અને એ વહાણ ગયા મે માસમાં પોતાની અપૂર્વ ધારણા પાર પાડવાને નીકળવાનું હતુ, અને સને ૧૮૭૮ નું પારિસ પ્રદર્શન થવાનુંછે તે વેળા પાછું આવનારછે.

આ ઉપલી હકીકત વાંચી યુરોપિયન લોકો જે ઉન્નત્તિને પહોંચ્યાછે તે ઉન્નત્તિને તેઓ કેવા યોગ્યછે તે સહેજ માલમ પડશે, અને આપણે આપણી દુર્દશામાં શાકારણથી આવી પડયા છઇએ તે પણ સમજાશે. એમનો જ્ઞાનની વૃદ્ધિ કરવા તરફ કેટલો શોખ! કેટલી ખંત! અને કેટલું સાહસ! આપણો વિદ્યા સંબંધી કેટલો અનાદર, કેટલું આળસ, અને વિદ્યાર્થીના બ્રહ્મચર્ય, વિદ્યાભ્યાસ અને યાત્રા એ ત્રણ સ્માર્ત કર્મ તે તરફ આપણું કેટલું વૈર્ય!

---

# જાહેરખબર.

લીમડીની આંગ્લો વર્નાક્યુલર સ્કૂલમાં ભણનાર સૈયદ રૂપૈયા અને મોહન તલકશીને નીચેના કારણથી નિશાળમાંથી કાઢી મૂકવામાં આવ્યાછે.

સૈયદ રૂપૈયા નિશાળના સામાનની ચોરી કરવાનો ગુનેહગાર માલમ પડ્યોછે, અને મોહન તલકશી એ ચોરીમાં મદદગાર હતો એવો મજબુત શક જાયછે.

સુરત. } E. GILES,
૩૧મી જુલાઈ ૧૮૭૭. } આ. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર. ઉ. ભાગ.

---

કાઠીઆવાડના સોરઠ પ્રાંતના ચોરવાડની ગૂજરાતી નિશાળના માજી આક્ટિંગ મહેતાજી લક્ષ્મીશંકર છગને તે પ્રાંતના સબ ડેપ્યુટી ઇન્સ્પેક્ટર સાહેબને ખોટો રીપોર્ટ કર્યો તેથી તથા પોતાના કામમાં સુસ્ત માલમ પડવાથી મહેરબાન ડિરેક્ટર આવ પબ્લિક ઇંસ્ટ્રકશન સાહેબના હુકમ નં ૧૮૯ ૧૪મી આગષ્ટ સને ૧૮૭૭થી તેને કેળવણી ખાતામાંથી બરતરફ કરવામાં આવ્યોછે.

સુરત.
૧૪ અગષ્ટ ૧૮૭૭. } E. GILES,
આ. એજ્યુકેશનલ ઇંસ્પેક્ટર. ઉ. પ્રાં.

---

હરસોલ જિલ્લે અમદાવાદની ગૂજરાતી નિશાળના મહેતાજી નાગરદાસ પુંજાભાઇને દફતર જૂઠાં બનાવવાના ગુનાહને સારૂ આ ખાતામાંથી બરતર્ફ કરવામાં આવ્યોછે.

અમદાવાદ.
૨૭મી અગષ્ટ ૧૮૭૭. } E. GILES,
આ. એજ્યુકેશનલ ઇંસ્પેક્ટર. ઉ. પ્રાં.

---

મહેરબાન દાકતર બૂલર સાહેબે સઘળાને જાહેર કરવાની અમને ફરમાશ કરીછે કે એ સાહેબને તામ્રપટ્ટ અથવા શિલાલેખ મોકલનારને એકેકા લેખ દીઠ પાંચરૂપિયા આપવાની જે ખબર પ્રથમ આ ચોપાનીયામાં છપાવી હતી તે હજી પણ કાયમ છે. એ બાબત જે કાંઇ મોકલવું હોય તે હાલ ઉત્તરપ્રાંતના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના હેડક્લાર્ક આજમ રણછોડલાલ મલુકચંદ ઉપર મોકલવું.

રાજકોટ
૧લી. સપટેમ્બર ૧૮૭૭ } નવલરામ લક્ષ્મીરામ
એડીટર. ગૂજરાત શાળાપત્ર.

---

કાઠિઆવાડ ઇલાકાની સર્વે નિશાળના મહેતાજીઓને ખબર આપવામાં આવે છે કે રાજકોટ ટ્રેનિંગ કોલેજમાં દાખલ થનાર ઉમેદવારોની પ્રવેશક પરીક્ષા તા. ૧૦મી માહે અક્ટોબર સને ૧૮૭૭ને બુધવારને રોજ રાજકોટ ટ્રેનિંગ કોલેજના મકાનમાં સવારના દશવાગે શરૂ થશે.

માટે તમારે ત્યાંના આસિસ્ટંટો, મોનીટરો અને લાયક વિદ્યાર્થીઓ જેઓ પરીક્ષા આપવા ઈચ્છતા હોય, તેમને ખબર આપવી. કાઠિઆવાડના વતન શિવાયના બીજા કોઈ ઉમેદવારોને દાખલ કરવામાં નહિ આવે. ઉમેદવારોએ માહે અગષ્ટ સને. ૧૮૭૬ના માસના શાળાપત્રમાં છપાવેલી જાહેરખબર મુજબ સર્ટિફીકેટ લેતા આવવું જોઇએ. તારીખ. ૧૯ માહે અગષ્ટ સને. ૧૮૭૭

Navalram Luxmiram,
પ્રિન્સિપાલ. ટ્રે. કોલેજ. રાજકોટ.

---

## કેળવણી ખાતાની ખબરો.

ખેડા જીલ્લાની સરકારી નિશાળોમાં સદગ્રહસ્થો તરફથી ઇનામ આપવામાં આવ્યુંછે તેની યાદી.

કપડવંજ કન્યશાળા આંબલીઆળાના ઠાકોર સાહેબ જાલમસીંગજી અમરસીંગજી. ૩૪-૫-૩—ઠાકોર જમીદારસાહેબ મનોહર ગણેશ. ૭-૧૦—માતર ડીસ્ટ્રીકટ ડીપુટી કલેકટર સાહેબ કાવસજી એંટી. ૩-૦-૦—મેહેમદાવાદ એજન. ૬-૦-૦—ખેડા એજન ૮-૦-૦—વાસદ શેઠ. ધરમચંદ ભગવાન ૨૦-૦-૦—કપડવંજ પરીખ. છગનલાલ લલુભાઇ ૨-૮-૦—સંડલપુર સીહોરાના ઠાકોર સાહેબ નારસીંગજી પરતાપસીંગજી ૩-૮-૦—ઢુંડાદ્રા શેઠ મોહનલાલ બેહેચર ૦-૮-૦—આગરવા મતાદાર પા. જીજીભાઇ રામદાસ ૦-૪-૦

તા. ૧૭મી ડીસેંબર સ. ૧૮૭૬
મુ. ચકલાશી.

Motiram Rajaram,
ડીપુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર
ખેડાવિભાગ.

---

આ. ન. ૬૪૨

### ભરૂચ વિભાગ.

મોજે વેડચ તાલુકે જંબુસરની સરકારી ગુજરાતી નિશાળમાં મોજે

ગજણ તાલુકે બારસદના ઠાકોર શ્રીહીમતસીંગજી રાઅસંગજીએ રૂ ૧-૦-૦ છોકરાઓને મીઠાઇ વેહેંચી.

Gopalji G. Desai
ડે. એ. ઈ. ભરૂચ વિ.

આ. ન. ૫૩૬
સુરત વિભાગ.

મોજે પાલ તાલુકે ચોરાસીની સરકારી નિશાળમાં કંટરાકટર પીર ભાઈ નુરભાઈ પોતાના છોકરાઓના લગ્ન વખતે આખી નિશાળના છોકરાઓને કંસાર ઘી જમાડ્યા અને મહેતાજી માણેકલાલ વલભરામને રૂ ૫) ની પાઘડી બંધાવી.

Mohanlal Ranchoddas,
ડે. એ. ઇ. સુરત વિભાગ.

જા. નં. ૧૩૩૨ સને ૧૮૭૬-૭૭

હાલાર પ્રાંતની નિશાળોમાં ઇનામ વહેચાણું તેનું પત્રક માહે નવેંબર ૧૮૭૬

નવાનગર ઇંગ્રેજી—માહારાજા જામસાહેબ તરફથી. રૂ ૨-૪-૧૧ મેહેતાજી વીગેરેને—૨૪-૧-૮ છોકરા તથા છોકરીઓને—સદર ગૂજરાતી સદર ૩૩-૬-૮મે. ૩૩-૫-૦છો.—સદર બ્રાંચ સદર ૩-૧૩-૨મે. ૧૬-૬-૦ છો.—સદર ઉર્દુ સદર ૬-૯-૦મે. ૬-૧૦-૦છો.—સારપાઠશાળા સદર રૂ ૨૦)મે રૂ ૧૨) છો.—આમરણ. ધ્રાગધ્રાના. જમાદાર અબદલા. બહાદીદોજરૂ ૫) છો.—સરધાર મે. કાઠીઆવાડ પ્રાંતના પોલીટીકલ એજંટ સાહેબ બહાદુર તા. મેહેરબાન રાજકોટના ઠાકોર સાહેબ રૂ ૪) છો.—કુવાડવા. રા. મોહનલાલ મુળશંકર તરફથી ૦-૮-૦ છો.—ગોંડળ કન્યાશાળા મે. દાજીભાઇ સુંદરલાલ. ડે. સા. તરફથી. રૂ ૧) છો.—ચીતાણ દરબાર શ્રી હરભમજી તરફથી વાર્ષિક પરીક્ષા વખતે રૂ ૧) છો.

Ganpatram Anopram
સબડેપ્યુટી એ. ઈ. હાલર પ્રાંત.

જા. નં. ૬૬૭ સને ૧૮૭૭-૭૮.

અમલસાડ તાલુકે જલાલપોરની નિશાળનું વાસ્તુ તા. ૧લી સપ્ટેંબરને રોજ કીધું તેની વીગત.

જ — ઉ

૨-૦-૦શા.હીરારૂપાજી હ.મોતીહીરાજી
૧-૮-૦કુંવરજીપરાગ. હા. ભાણાભાઇ
૧-૪-૦રઘનાથજી બાવાભાઇ નિશાળના મેંબર
૧-૦-૦ખુશાલવશનજીપોલીસપટેલ.
૧-૪-૦ મોરારજીનાગરભાઇનિ.મેંબર
૧-૦-૦ ફકીરભાઇ ભગવાનજી
૧-૦-૦ ખુશાલ ચીણાભાઇ મેંબર
૧-૦-૦ પરાગજી મોરારજી મેંબર.
૧-૦=૦ પુરસોતમ પરાગજી
૧-૦-૦શા. જોઇતા મકનજી હા. મોતી ગામસરીખુજરગ
૧-૦-૦ નિછા વશનજી
૧-૦-૦ શા ગજાજી જીવાજી
૧-૦-૦ શેઠ શાપુરજી એદલજી
૧-૦-૦ શા.ભીખાકાનજી હ.નાનાકાનજી
૦-૮-૦ શા. ઓખાભગવાનજી
૦-૮-૦ નિછાભાઇ પરાગજી
૦-૪-૦ માળી વીઠલ ભગવાન.

૧૭-૦-૦

૧૩-૦-૦ ઘડીઆળ ૧ ચાલતું.
૨-૮-૦ પતાસાં
૦-૦-૬ પેન છોકરાઓને આપી
૦-૮-૦ બ્રાહ્મણોને દક્ષણા
૦-૧-૦ મજુરને ગણદેવીથી સામાન લાવનારને.
૦-૩-૬ પાનસોપારી.
૦-૩-૦ ઢોલીને.

૧૭-૦-૦

મોજે સાતમની સરકારી નિશામાં તા.૯-૩-૭૭ને રોજે મેહેરબાન આસીટંટ કલેકટર ઓલીવંટ સાહેબ બહાદુરે પધારી છોકરા તથા છોકરીઓને ઇનામ વેહેચ્યું તે નિચે પ્રમાણે.

૨-૦-૦છોકરા તથા છોકરીઓને મીઠાઇ.
૦-૩-૦ છોકરીઓને પૈશા.

Ganpatram G. Shastree,
આ. ડે. એ. ઇન્સ્પેકટર,

નંબર. ૧૫૬

મોજે ધોધંબા તાલુકે દેવગઢની સ. ગૂ. નિશાળમાં. તા. ૫-૨-૭૭ ને રોજ દેવગઢસ્વસ્થાનના ડાકટર સાહેબ મેં. ગણપતરાવ રામચંદ્રે છોકરાઓની પરીક્ષા લેઇ ૨૨-૦-૦ ની સાકર વેહેંચી.

---

આ. નં ૧૫૭

મોજે અવીધા તાલુકે નાંદોદ ઇલાકે રેવાકાંઠાની. સ. ગૂ. નિશાળમાં સને૧૮૭૬-૭૭ ની સાલની વાર્ષીક પરીક્ષા વખતે. નિચે લખેલા ગૃહસ્થો એ નિચે મુજબ ઇનામ આપ્યાંછે.

૩૨-૦-૦ દેશાઇ રામદાશ રાઅજી. ૩૧-૦-૦ દેશાઇ ભાઇજી માધવ. ૩૧-૦-૦ પટેલ. ગોવિંદ જાદવ. ૩૧-૦-૦ પટેલ. બેહેચર નરોતમ. ૩૧-૦-૦ ભટ. ભાઇશંકર મોઢારામ. ૩૧-૦-૦ શા. મોહનલાલ શીવદાસ. ૩૧-૦-૦ મેહેતાજી આદીતરામ દલપતરામ. ૩૧-૦-૦ ખુશાલ ભગવાન. ૩૧-૦-૦ પોરાના. શા. હરજીવન ભક્તિ. ૩૧-૦-૦ પટેલ. ભીખા અંબાઇદાસ. ૩૧-૦-૦ પટેલ. ઉકા કાશી. ૩૦-૮-૦ પટેલ. જીભાઇ બહેચર. ૦-૮-૦ શા. શીવદાસ કરશનદાસ. ૦-૮-૦ બ્યાસ કાશીનાથ નરશી. ૦-૮-૦ બ્યાસ સાળીંગરામ પીતાંબર ૦-૮-૦ શા. પીતાંબર જગજીવન. ૦-૮-૦ સોની. ઝવેર પુરૂષોતમ. ૦-૮-૦ પટેલ. બેહેચર રાઅજી. ૦--૦-૮-૦ પટેલ. સખીદાસ ભુખણ. ૦-૮-૦ વોહોરા. મુજફ્અલી કરમુલ્લાં ૦-૮-૦ વણાકપોરના શા. બેહેચર ભગતી. ૦-૮-૦ પટેલ. મનોર નરેર. ૦-૮-૦ મેહેતા. હરીશંકર દયારામ. કુળ ૩૧૮-૦-૦ એમાંથી ૩૬-૦-૦ છોકરાઓની ચોપડીઓ વહેંચી ૨૧૨-૦-૦ પાઘડી મેહેતાજી આદીતરામ દલપતરામને બંધાવી.

Lalbhai Rnpram,

ડે. એ. ઇ. રે. પં. મા.

---

ચીખલી કંન્યાશાળામાં મેહેરબાન પ્રાટસાહેબ બાહાદુર સુરત જીલ્લાના કલેકટર અને મજીસ્ટ્રેટે નીચેની વીગતે ઇનામ તથા સ્કોલરસીપ આપી છે.

૫-૧૫-૬ કલાસ બુકો નંગ ૩૬ના—૫-૪-૦ મીઠાઇ નહીં મળવા

થી સઘળી છોડીઓને મળી રોકડા આપ્યા.—૪૨-૦-૦ સ્કોલર સીપ તરીકે જણ ત્રણને વર્ષ એકના આપવા.

મોજે દેગામ તાલુકે પારડીની સરકારી ગુજરાતી નિશાળમાં મેબરો તથા સદગ્રસ્થો મળી ઇનામ વેહેચ્યું તેની ઇયાદી.

૧-૧-૬ સા. ગમનાજી. ઉદાજી—૦-૮-૦ મચકુરાને. મે. દુર્લભભાઈ સંકરજી—૧-૧-૬ પટેલ પ્રેમજી દુર્લભ—૦-૮-૦ શા. પનાજી ઘેલુજી ૧-૧-૬ શા. ઘેરાજી હીલાજી—૦-૮-૦ સોની. લક્ષ્મણ ત્રીંબક—૧-૦-૦ શા. જેરાજી મતરૂપજી—૦-૯-૦ પટેલ. મોરાર લખમો—૧-૧-૬ સા. જેતાજી મનાજી—૦-૮-૦—સોની. રઘુનાથ ભગવાન—૦-૮-૦ ઠાકોર રૂપસીંગજી હરીસીંગજી—૦-૪-૦ શા. ફતાજી પેમાજી—૦-૮-૦ પટેલ ભાણાભાઇ પરભુદાસજી.

કુલ નવરૂપીઆ બે આનાનું મચકુર મેંબરોએ પરીક્ષા લઈ ઇનામ વેહેંચ્યું તે નીચે મુજબ.

૨-૦-૦—મીઠાઇ પતાસાં—૧-૦-૦ સાકર—૬-૨-૦ ચોપડીઓ તથા ટોપી વિગરે.

Ganpatram G. Sastree

આસીસ્ટંટ. ડેપ્યુટી. એજ્યુકે. ઇ. સુરત દક્ષણ વિભાગ

---

જાવક નંબર ૧૪૫૬

સોરઠ પ્રાંતની નિશાળોમાં એપ્રીલ સન ૧૮૭૬થી સપટેંબર સન ૧૮૭૬ આખર સુધીમાં નીચે મુજબ ઇનામ વેહેંચાયું.

જેતપોર. ગૂ.—તાલુકદારો તરફથી ઇનામ રૂ. ૧૨) તથા લુગડાં અને મીઠાઇ. જેતપોર. સં. શા.—તાલુકદારો તરફથી વિદ્યાર્થીઓને રૂ. ૩) ઇનામ છુટા પૈશા. જેતપોર કં. શા.—તાલુકા કોરટના આજમ મેમ્બરો તરફથી કપડાં તથા મીઠાઇ રૂ. ૮)—મતીરાળા. રા. કાના હરસુર તરફથી મીઠાઇ રૂ. ૧)—ઝરખીયા. ઠકર જેતશીભીમ તરફથી મીઠાઇ રૂ. ૦-૮-૦—વસાવડ. દેશાઇ મોનજી મદનજી તરફથી વારશીક વખત મીઠાઇ તથા રૂમાલ રૂ. ૯-૮-૦ અને માજન વગરે તરફથી રૂ. ૧) મોટા દેવળીયા. વારશીક વખતે મજકુર ગામના ભાગદારો તરફથી મીઠાઇ ૧-૧૨-૦—બગસરા. વારશીક વખતે આજમ તાલુકદારો તરફથી છોકરાઓને ચોપડીઓ તથા મીઠાઈ ૨૧-૫-૩—મેહેતાજી મયારામને પાઘડી રૂ. ૪) અને તમામ આસિસ્ટંટોને પાઘડીના રૂ. ૩)—વાઘણીયા. મેહેતાજી તથા પોલીસ પટેલ વેલજી વગરે

તરફથી ચોપડીઓ અને મીઠાઈ.૧-૮-૦—માણેકવાડા. સરસુબા ખાનબહાદુર નવાબ કમાલુદીન ખાનજી તરફથી રૂ૧૦) સેલું તથા પાઘડીના મહેતાજી નરશીરામને તથા વારશીક વખત જુનાગઢ અને પોરબંદર વગેરે સંસ્થાનો તરફથી છોકરાઓને ચોપડીઓ તથા મીઠાઇ રૂ.૧૫-૦-૦ અને મહેતાજી વાહાલજીને પાઘડી રૂ.૫)—મુત્રાપાડા. રાજેશ્રી દોલતરાય ફુલશંકર વગેરે તરફથી મીઠાઇ રૂ.૦-૮-૦—ઉના. રા. જેસુખલાલ દયાળજી તથા રા. સારંગધર મુળશંકર તરફથી મીઠાઇ રૂ.૯-૪-૦—દેલવાડા. શા.અમરશી દામોદર તરફથી છોકરાઓને મીઠાઇ રૂ.૧૦) મહેતાજીને પાઘડી રૂ.૯) તથા આસીસ્ટંટોને રૂ.૧-૪-૦ અને રા. છોટાલાલ ભવાનીદાસ તરફથી છોકરાઓને મીઠાઇ રૂ.૧)—પોરબંદર.ગુ. મેહેરબાન રાણાસાહેબ તરફથી કસુંબી ફેંટા તથા રૂમાલ છોકરાને રૂ.૮) તથા શે. પ્રેમજી મોનજી તરફથી મીઠાઇ રૂ.૨-૦-૦ સદર કન્યાશાળા મે.રાણા સાહેબ તરફથી કન્યાઓને ગાગડીઓ રૂ.૫-૮-૦ અને શે. પ્રેમજી મોનજી તરફથી મીઠાઇ રૂ.૦-૧૨-૦—પોરબંદર બુ.વ. ભણસાલી ઝવેરચંદ નારણજી તરફથી મીઠાઇ રૂ.૧-૪૦—રાણાવાવ. મે. રાણા સાહેબ તરફથી મીઠાઇરૂ.૨-૪-૦. (અધુરૂ)

---

અમદાવાદ જીલ્લાની સરકારી ગુજરાતી નિશાળોમાં જે જે સદગ્રહસ્થોએ ઇનામ વેંચ્યા તેની યાદી.

પુસરી અત્રેના સારા સારા માણસોની સભા કરી ગરીબના છોકરાઓ ફી નહી આપે એવા ગરીબ લોકોને માટે ભાપણ કર્યું. તેમાં ૧૦-૦-૦ ભરાયા છે તે રજીષ્ટરમાં જમાંછે—ચોરવડોદરા કડી કચેરીના કારકુન. રા. છગનલાલ સેવકરામે ઇનામ વહેચ્યું, ૦-૧૨-૩ ચોપડીઓ ૦-૮-૦ પતાસાં—એજન. સાણંદના ઈંચાર્જ ફોજદાર. અમીરજી નાથાજીએ ઇનામ વહેચ્યું ૨-૧-૯ ચોપડીઓ—ધોળકા કન્યાશાળા મે. અ. વિ. આ. કલેકટર ક્રાફર્ડ સાહેબે પરીક્ષા લેઇને ઇનામ વહેચ્યું. ૧-૦-૦ મીઠાઇ—ઘોઘા. તા. સ્કૂલ. સબાડીનેટ જડજ રા. હરદેરામ અનોપરામ રાજેશ્રી આઇસારામ દયાલજીના ફુવાજી તથા વકીલસાહેબ નરભેરામભાઇ. વીગરેને સાથે લેઈ ઉપલા વર્ગના છોકરાઓનું વાંચન જોઈ ઇનામ વહેચ્યું. ૧-૦-૦ પતાસાં.—ઓરાણ તા. મે. રાવસાહેબ. મામલતદાર. મણીરામ મગનરામે પરીક્ષા લેઇ ઇનામ વહેચ્યું. ૦-૮-૦ ખારે-

કો—ધોળકાકન્યાશાળા. કવિશ્વર રા. મોહનલાલ દલપતરામે પરીક્ષા લેઇ ઇનામ વેહેચ્યું ૦-૬-૦ ચોપડીઓ ૦-૬-૦ મીઠાઇ—અધાર મે. અ. વિ. ના. દી. એ, ઇ. સાહેબ બહાદુરે પરીક્ષા કરી તે વખતે પા. કુબેરદાસ જોઇતાદાસે રૂ૦-૧૨-૦ તથા પા. છગનલાલ નરોતમદાસ રૂ૦-૧૨-૦ તથા. ઝવેર માધજી ૦-૬-૦ એઓએ મળી ચોપડીઓનું ઇનામ વહેચ્યું. તથા દેસાઇ વ્રજલાલ પ્રેન્નાદજીએ પાંણી પીવાના ખર્ચમાં રૂ૧) કબુલ કર્યાછે માટે તેમના તરફથી પાણી પવાયછે —પાટડી કન્યાશાળા અત્રેના મેહેરબાન. દરબારશ્રીના ભાઇ. દેશાઇ. સુરજમલસીંગજી તથા. ચંદ્રમલસીંગજી વગેરે પધારી ઇનામ વેહેચ્યું ૧-૧૩-૬ સ્લેટોનં. ૯. ૧-૧૩-૬ ચોપડીઓ ૦-૧-૬ મીઠાઇ.—ગોમતીપુર નવા મકાનમાં વસ્તુતા કર્યું તે વખતે ગામના લોકોએ મળી નિશાળીઆઓને જમાડ્યા હતાં. રૂ૨) બારોટ ગીરધરભાઇ સેંધાભાઇ રૂ૨) લીબાકી ચોરાના પંચના રૂ૧) ખોડીદાસ અવલદાસ. રૂ૧)જમનાદાસ ભગવાનદાસ રૂ૧) નારણશંકર રૂ૧) રૂ૧) ભાયચંદ નારણદાસ રૂ૧) ખુશાલ કુબેર રૂ૧) સામળ કુબેર રૂ૧) શા. જેઠા દેવચંદ રૂ૧) પા. ધરમદાસ નાગરદાસ ૦-૮-૦ પા. અમથા રાઇજી ૦-૮-૦ પા. કાળીદાસ લાલદાસ ૦-૮-૦ જેચંદ રૂપચંદ ૦-૮-૦ પરભુદાસ ઇચ્છારામ ૦-૮-૦ રણછોડ ઇચ્છારામ ૦-૮-૦ લલુ પરસોતમ ૦-૮-૦ ઇશ્વર ત્રીકમ—ધોળકા બ્રાંચ મજકુર સ્કૂલના વિદ્યાર્થીઓને પાણી પીવા સારૂ શા. ગીરધર કાળીદાસ તથા. શા. વીરચંદહીરાચંદે રૂ.૨) પાણી પાવા સારૂ આપ્યા તેનું પાણી છોકરાઓને પાવામાં આવેછે.—વીરમગામઉર્દુ મેહેરબાન. કાજી સાહેબ. મીયાંભાઇ દાદાભાઇએ પરીક્ષા. લેઈ ઇનામ વહેચ્યું. ૧) પતાસાં—એજન વણથલના દરબારશ્રી. મે. સાહેબમીયાં ફતુમીયાંએ. ઇનામ વેહેચ્યું. રૂ૧) પતાસાં-કોઠ ધોળકાના રાવસાહેબ. મામલતદાર સાહેબ પધારી પરીક્ષા લેઈ ઇનામ વેહેચ્યું. રૂ૧) મીઠાઇ-કન્યાશાળા ઉપરપ્રમાણે રૂ૦-૮-૦ મીઠાઇ—ચોરવડોદરા અમદાવાદ જીલ્લાના ડીસ્ટ્રીક પોલીસ ઇન્સ્પેકટર તથા સાણંદના ચીફકાનુસટેબલ. રણછોડલાલ મનસુખરાય ૦-૮-૦ સુખી પુંજા દલાભાઇ ૦-૮-૦ તલાટી. મુળજી હરજીવન ૦-૮-૦ હરીભાઇ દાદાભાઈ ૦-૮-૦ શા. ગલાબચંદ વીરચંદ ૦-૪-૦ માલુભાઇ લખાભાઇ ૦-૪-૦ અમથા

હરચંદ. ૦-૪-૦ સા. માણકચંદ મોતીચંદ ૦-૪-૦ મેહેતાજી હરગોવન ભાઈશંકર ૦-૪-૦ દોસી વનમાળી ત્રીભોવન ૦-૪-૦ શા મોતી જેચંદ ૦-૪-૦ કીસોર મોતીચંદ ૦-૪-૦ દોશી છગન કેવળદાસ ૦-૪-૦ સોની દામોદર કુંવરજી ૦-૪-૦ ગાંધી વરજલાલ રણછોડ ૦-૪-૦ ટોકર કલ્યાણજી ૦-૪-૦ શા સુખલાલ દામોદર ૦-૪-૦ રાયચંદ વીરચંદ ૦-૪-૦ ગોપાળ મોતીચંદ ૦-૪-૦ ગાંધી તળશી પેમચંદ ૦-૪-૦ મતાદાર હાથીભાઈ એચરભાઈ ૦-૪-૦ શા.કીસોર પરસોતમ ૦-૨-૦ ગાંધી ડોસાભાઈ ૦-૨-૦ પીતામર જેઠાભાઈ મળીને ઇનામ વહેચ્યું.—પાટડી કન્યાશાળા અમદાવાદના વીમાવાળા શેઠ મોતીભાઈ અમરતલાલે. ૦—૪—૦ પતાસાં.

(અધુરૂ)

---

જાવક નં. ૫૨.

મેહેરબાન પોલીશસુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ બહાદુર ઇસમાલબીન અબદુલા ઇદરૂસ નિશાળમાં પધારી છોકરાઓની પરીક્ષા લેઇ ખુશી થઇ રૂ૧) સાકર વેહેંચીછે વળી તેઉ સાહેબે કાળી પરજના લોકોને ભણાવવા મોકલવા માટે પોલીશ અમલદારો સારી પેઠે મદદ આપે એવા સરકયુલર કર્યાછે અને મજકુર સ્કૂલના મોટી ઉમરના કાળીપરજના વિદ્યાર્થીને નોકરી આપવાનું પણ ફરમાવ્યુંછે.

---

સે. ગ્રે. ઓ. વ. સ્કૂલમાં તારીખ ૨૭મી માહે જાન્યુઆરી સન૧૮૭૭ ને રોજ અત્રેની સ્કૂલમાં નીચે મુજબ સજનોએ ઇનામ વહેચ્યું.

૪॥।~ રાજેશ્રી લક્ષ્મીદાસ બાપુજીએ રૂ ૩॥।~નાં પુસ્તકો તથા રૂ૧) ની મીઠાઇ. ૧॥।~ પરસોતમ ભૂલાભાઇએ પુસ્તકો વહેચ્યાં. ૧॥ રા. રણછોડદાસ હરગોવિંદદાસે પુસ્તકો વહેચ્યાં. ૧)~ રા. શિવરામ પુરષોતમ ડિપ્યુટી પોષ્ટમાસ્તર સાહેબે તથા રા. નારણરાવ રામચંદ્રે મળીને પુસ્તકો વહેચ્યાં પ્રત્યેક ૦॥~ આનાનાં ૧) રા. કેશવરાવ આત્મારામ. અત્રેની ડિસ્પેનસરીના ડાકટર સાહેબે મીઠાઇ વહેચી. ઉપર મુજબ રૂપીઆ દશ ને આના છનું ઇનામ વહેચાયલુંછે.

Lalbhai Rupram,
આ. ઈ. એ. ઈ. રે. પં. માહાલ.

# काहानडदे प्रबंध.

धाया सुभट भाले फूटंते ॥ लोह अंगमी प्रांणि ॥
वाजइं घाऊ अंगे ऊघाडे ॥ तुं चडिया केकांण ॥१००॥
एक सुहड ऊठइ एकमंना ॥ झालिइं अंगि प्रहार ॥
भाला अणी कणस तरूआरे ॥ वाजइ खांडां धार ॥१॥
एकवीस ऊघला प्रांणि ॥ लखण सेवटीं दीधां ॥
साल्हि सोभेइतसपराणा ॥ घाउ घणो सिउं लीधा ॥२॥
साहलु सोभाइत समरंगिणि ॥ लखण सेवटु बीजु ॥
रणवटि रहु अजेसीमहलण ॥ मांहि मुलगुं त्रीजु ॥३॥
च्यारि सहस रणराऊत रहीया ॥ मारी फेडे ऊठाय ॥
सद्धि करूवाकेन ऊगरू जई जणावई राय ॥४॥

॥ चूपई ॥

मलिक लोहि लखणा तणूं ॥ लई ललाटें कीधऊं वांदणूं ॥
कीधी वली प्रसंसा घणी ॥ धन २माता तूह तणी ॥५॥
हींदु तरक नहीको एस्यो ॥ रणि राउत वट लखणां जसिउ ॥
जे सरंगणि साहमा मरइ ॥ ते सरवे ऊसिर वंदण करइं ॥६॥
पद्मनाभ उचरइ पुरांण ॥ मांणवंदिउ कसिउं वखांणि ॥
वल्या मलक नवि कीधी जेडि ॥ हींदू वली करे इसिइ केडि ॥७॥
पातसाह आगलि पुरसुंणि ॥ गयुं रवारी वधांमणी ॥
पहिला हिंदू आव्या जसिइ ॥ मलिक नवेज नमणुं तिसें ॥८॥
सूरवरि बससर सुण्या नीसांणि ॥ पछइ मलिक नइं हुऊ जांण ॥
छोड्यां थांन सुपरि नवि ॥ आव्या मलिक तुरि तारवी ॥९॥

हुई वेढि सुरवर तिणिवार राउत भला करइं हथीआर ॥
चुपट घाय एकमना भड्या ॥ लखणुनइ साल्हुरणि पड्या ॥१०॥
मलक नबेज जीतुं संग्राम ॥ पातसाहनइ करुं सलाम ॥
तुं आणंदिउ असपति राय ॥ तसु आपिउ पंचांग पसाउ ॥११॥
हुइ वात जालहुर मांहि ॥ संधि पूछइ सोनगिरुराय ॥
जीतइ सइं फलइ म आव्या वही ॥ राय भणइं कांसारुं रही ॥१२॥
वेटइ महिप देवडा तणइ कांधिल प्रतिइ ते उइम भणइ ॥
भोजनवार कसीया तणूं ॥ त्राट प्रहार मवाले घणूं ॥१३॥
नासीनइं ऊमाडया आप ॥ लोह तणइ भय बीहइ बाप ॥
सवे लाजिउ महिप देवडु ॥ किम सांसहूं बोल एवडु ॥१४॥
तुं महिपिइं मोकलाविउ राय ॥ चडी कटकनि द्रोडी जाइ ॥
मलिक सरूप विहुंसि साथि ॥ महिपति हणिउ आपणइ हाथि ॥१५॥
महिपा साथि पड्या पंचास ॥ तेह हूआ अमरापुर वास ॥
हाइरोस पातसाह धरिउ ॥ गढ जालहुर भणी सांचरिउं ॥१६॥
जास तणूं सीताई नांम ॥ आंगलि ऊभी करइ सलांम ॥
जाति स्मरणिका करुं तलहुं ॥ शकन सरूप विमासी कहुं ॥१७॥
नवे अवतारे देव अवतर्या ॥ जणि सवे असुर संहर्या ॥
चाहुआंण कुलि दशमीवार ॥ आदि पुरुष लीधउं अवतार ॥१८॥
पंख सहित जु बालइं अंग ॥ जु दिवडा पडि पतंग ॥
जउ चाली जाइ ससि सुरताण ॥ सही कान्हडदे लेसि प्रांणि ॥१९॥
बोल न मांनइ असपति राय ॥ गढ जालहु भणी दल जाइ ॥
तोणे अवसरि विइठी उछांगि ॥ कुमरी वात करइ मन रंगि ॥२०॥
आम तात सांभलि अरुदासि ॥ विरमदे छइ लील विलास ॥

रूप वेष वइ सरीखु भवि ॥ काहन कुमर मुझनइ परणावि ॥२१॥
बोलिउ पातसाह परिकारि ॥ गहिली वात म करि कुयरि ॥
ताहरइ मनि कुडउ उछाह ॥ हींदू तुरक नहूउ वीवाह ॥२२॥
नयर जोगिनी मुसलमांन ॥ साहाजादानइं मोटा खांन ॥
ताहरि चींति गमिउ वर जेह ॥ करूं वीवाह अणावि तेह ॥२३॥
कुमरी भणइ तात तुम्हे सणुं ॥ हींदू तरक छइ अंतर घणुं ॥
भोगपुरंदर हींदू एक ॥ हींदू जांणइ वचन ववेक ॥२४॥
हींदू जांणइ भोजन भाव ॥ अढार हींदू तणा भला शिणगार ॥
तुरक कोइ वरनवि सांसहू ॥ वरि हूं तात कुमारी रहूं ॥२५॥
कहि कुंयरि वीर देवरूं ॥ आम तात केइ निश्चे मरूं ॥
कुमरी बोल एकहीउ जसिइ ॥ गोहलण साहा तेडाविउ तसिइ ॥२६॥
पातसाहपरि कोधी घणी ॥ वेगि जाउ कान्हदे भणि ॥
कुंयरी अम्हारी वरताहरु ॥ काहनडव छेदि विवाह करूं ॥२७॥
जु काहनडदे बोल मानसि ॥ तंदे स्युंजंमुखि मागस्ये ॥
गोलण साह जालोहरि गयुं ॥ जई वेगि राउल भेटिउ ॥२८॥
सभामांहि सहुको सुणइ ॥ गोहलणसाह ईणीं परिभणइ ॥
पातसाहनी बेटी जेय ॥ ते वर मागइ वीरमदे ॥२९॥
जासि कटक आपणी ठामि ॥ गूजराति आपसिइ अनामि ॥
करी वीवाह मनि आणु रली ॥ छपनकोडि धन देसिइ वली ॥३०॥
बोलिउ वीरमदे मनिहसि ॥ पातसाह परिमांडी इसी ॥
पातसाहनु इसिउ निवेस ॥ एणि परि मांडोली जइदेस ॥३१॥
नवि देस्युं वेवाहीमांम ॥ नहीं आवइ तुरकांणइ जान ॥
मेर साखिर त्रुटि जउ पडइ ॥ चहूआण चुरी नवि चडइ ॥३२॥

हाथेवालु हाथि नवि धरूं ॥ नहि बेइसि नाहण माहरूं ॥
चहूआंणनूं कुल निकलंक ॥ जिस्युज पूनिम तणु मयंक ॥३३॥
सूर्य तणइ वंशि हु आज ॥ वडा पुरुष नहीं आंणु लाज ॥
गोल्हण तुं मनि झांखि सिआल ॥ हविइ लाजइ माहरूं मुहसाल ॥३४॥
कुंयर घणी मनि आणइ रीस ॥ लाजइ राजकुली छत्रीस ॥
एकवीसजे पृथवी राज ॥ तेहु नीर ऊतरइ आज ॥३६॥
लाजइ राज गोत्र अहिठांण ॥ लाजइ चावि गदे चहूआंण ॥
हुं तां नही बटालुं आप ॥ हविइ लाजइ काहनडदे बाप ॥३७॥
गोल्हण तुं मनि निश्चल जांणि ॥ इसि वात नवि सुणी पुराणि ॥
कुयर चींत विमासी कही ॥ आगिइ हूईन होसि नही ॥३८॥
अमृत हाथि थिकुं किम ढोली ॥ भवि भवसु किम बोली ॥
गोल्हण वात विमासि जोइ ॥ खुटइ कालि मरइ सहू कोइ ॥३९॥
जन्म मरणना अक्षर मांहि ॥ आघी पाछी घडी नवि जाइ ॥
चाहूआण नवि मूंकइमांण ॥ रूठउं किस्यूं करइ सुरतांण ॥४०॥
मगकोरी माहि रहि सदैव ॥ कर्म न छुटइ ते हु जीव ॥
कीधां कर्म सहू पांमसि ॥ पांचमि सिरजी छाठि किहुसि ॥४१॥
आवी लाज हुर्उ अपमांन ॥ बोल न मांन्युं वल्युं प्रधान ॥
कटक मांहि जई कीधुं जांण ॥ गोल्हण तेडाव्यु सुरतांण ॥४२॥
गोल्हण भइ पातसाह सुणुं ॥ मानइ नाहि बोल आपणुं ॥
सांम दांम विधि त्रिणि उपाइ ॥ मइ संभाल्युं सइं भरराइ ॥४३॥
मइं बोलीया बोल गंभीर ॥ राय भणइ तुम्हे पूछु वीर ॥
लोभ तणी परिमइं सविकही ॥ वीरमदे बोल सांभलइ नहीं ॥४४॥
भय आपणुं चिति नवि धरइ ॥ चहुआण विग्ह नहि करइ ॥

इसी वात वालइ प्रधान ॥ मछरीक मोटुं अभिमांन ॥४५॥
हईई रोस पातसाह धर्युं ॥ चहूआंणस्युं हठ आदर्युं॥
दल उपड्यां राडद्रह थीयां ॥ जांगी ढोली दमामां दीयां ॥४६॥
वापडु द्रिआव्यु सुरताण ॥ वांजि दिन गोले मेहलांण ॥
तरूअर छाह नि निर्मळ नीर ॥ आव्यां दल सुंदरला तीरि ॥४७॥
करी वालि बांध्या केकांण ॥ पालि दीठा मयमल ठांण ॥
ठांमि २ फोज राहवी ॥ भला काठ गढ खाई नवी ॥४८॥
असपति दल नवि लाभइ पार ॥ पाखलें फरतां कोस अढार॥
पातसाही दल दीठुं जिसइं ॥ राउलिगढ सिणगार्युं तिसइ ॥४९॥
पटकूल मेघवनां कर्यां ॥ कोठिइं २ वमगां धर्यां ॥
रत्न जडित चंद्रुआ थिकां ॥ दीसइं मोतीनां झूंबरकां ॥५०॥
ऊपरि वली त्रिकलसां घणां ॥ झलकत दीसइ सोनां तणां ॥
तारा तणां किरणस्यूं मिलइ ॥ कोससि दीवा झलहलइ ॥५१॥
गीतगांन सांभळीइं घणां ॥ कोठि २ हुइ पेखणां ॥
कोइ वर्णवी न जांणइ मांन ॥ जेहवुं इंद्र तणुं विमांन ॥५२॥

॥ राग अंदोला धन्यासी: ॥

लंक त्रिकूट सरीखडुरे ॥ गोरीवडे गढदीठ ॥
कनक सकोमळ फूटडीए ॥ विचि २ रत्न बईठ ॥५३॥
कनक त्रिकलसां झल हलइरे ॥ धज धरीइ सुविशाल ॥
रचीय चद्रुआ चुंफलाए ॥ मांहि मोतिडे जाल ॥५४॥
पंच वर्ण पटूलडांए ॥ रचीय परीय विचंग ॥
धुंळां धवल हर पेखीई ॥ विचि २ चित्र सुचंग ॥५५॥
पंच शब्द हुइं पेखणांए ॥ नाचइ नाटिक पात्र ॥

गीत संगीत सलूणडांए ॥ सुणीइ सस्वर स्वाद ॥५६॥
कान्हमेर कोठा घणाए ॥ दीसे दीपक माल ॥
चाहुआण चामर ढलइए ॥ कान्हडदे कूरपाल ॥५७

॥ चुपइः ॥

पातसाह मनि अचिरत भयु ॥ कमाल दीन तेडी पुछीयुं ॥
आगइ शृष्टि शुणिइ बीचार ॥ वली श्रेष्टिसी त्रीजीवार ॥५८॥
बंदइ इसी करी अरदास ॥ ईणइगाढि राउलनु छइवास ॥
विसमुगढ विसमा झूझार ॥ ऊपरि विसमी पोलि पगार ॥५९॥
इस्युं बोलजव बंदइ कह्युं ॥ पातसाह सर कंपाविउ ॥
मालदेनइ वीरमदेउ ॥ राति वाइ ऊतर्या वेउ ॥६०॥
खाई बूरी धणे विनाणि ॥ काठ तणु गढ भांज्यु प्राणि ॥
एकइं राति तुरकज तणां ॥ मुंगल बचा बारसइ हण्यां ॥६१॥
नितु काठगढ खाई करइ ॥ रातीवाइ नितु ऊतरइ ॥
दीहइं तुरक रलइं जेतलुं ॥ नितु हींदू भांजइं तेतलुं ॥६२॥
तुरके हींदू नवि आंगम्या ॥ सात दीहाडा ईणी परिगम्या ॥
पातसाह ईणि परिभणइ ॥ कथन सवे सीताइ सुणइ ॥६३॥
आधी राति देवकीनंद ॥ सपनमांहि दीठा गोविंद ॥
शंख चक्र छइ करी हरितणइ ॥ पीलीपट्टकूल पहिरणइ ॥६४॥
माथइ मोर पीछनी धडी ॥ कांने लोल रत्नसूं जडी ॥
देवतणुं सांमलउ शरीर ॥ कटी मेखला शब्द गंभीर ॥६५॥
चित्त मांहि वेन सिधरुं ॥ साचूं बोलहुउ ताहरू ॥
कान्हडदे भगति आदरी ॥ ततखिणि तठी आइयापुरी ॥६६॥
कोलाहल सांभल्युं अपार ॥ कटक माहि वुठउ अंगार ॥

कटक सहू ते दखऊिं हूऊं ॥ घोडा मांणस विलखूं थयुं ॥६७॥

॥ दुहा ॥

पुण्य तणु ए पारखूं ॥ जे दिन रूडइं जाइ ॥
पदम नाभ पंडित भणइ ॥ तसु सुर किंकर थाईं ॥६८॥

॥ चुपइ: ॥

उलकापात हूउ विकराल ॥ विषम धूमधूं धूइं अपार ॥
वलतुं कटक छांडइ मेहलांण ॥ ढीली भणी गयु सुरताण ॥६९॥
सोनागिरिजु छांडिउपाट ॥ वली मोकलिउ वीजडभाट ॥
भाट भणइ राउल इमजाणि ॥ वीरमदे तेडिउ सूरतांण ॥७०॥
विहवातणी न करसि वात ॥ करि मेल दसि गूजरात ॥
काहनडदे अवगुणना करी ॥ गोहलणसाह आविउ ऊतरी ॥७१॥
छडे पीयांणे पाछउ वलिउ ॥ कटक जइ वालीहीइं मिलिउ ॥
तिहांथि कांसांहण उपडी ॥ सूंद्रडीइ सवि आव्या चडी ॥७२॥
वलिउं सहुइहुउं फरमांण ॥ बीजइ दिवसिइं गढ मेहलांण ॥
तिणि अवसरि काहनडदे राय ॥ शक्ति भणइ जई लागु पाय ॥७३॥
तु वीनवूं आदि योगिनी ॥ पाछां कटक आणिनितुं अनि ॥
हमिररायनी परिहुं आदरूं ॥ नांम अम्हारूं ऊपरि करूं ॥७४॥
शक्ति भणइ वुढाध्यां चडी ॥ जासइ कटक हवि चूकडी ॥
आश्या पुरिकरी अतिघणी ॥ जाशिइ कटक मेडता भणी ॥७५॥
तिहां पेरणूं करि जूजई ॥ पाछां कटक आवशिइं सही ॥
मालदेवनइं आयस दीउं ॥ सारूं कटक राउलुं लीउं ॥७६॥
आश्या कटक पूंनलू वही ॥ आठ फोज जूजूई रही ॥
एकि मालदेव जई रहिऊ ॥ त्रीजीइ वीरमदे गहगहइ ॥७७॥

त्रीजीइ अणंतसी सादीउ ॥ जयत वाघेलुं घूथि रहिउ ॥
सोभित देवडु छइं पांचमी ॥ सहितपाल फोज षष्टमी ॥७८॥
पहर पाछलि इग्या सांचरी ॥ वीटउ खानपाखलिइं फिरी ॥
त्रणि सहस मार्या अईआर ॥ पिठा कनक नलाई वार ॥७९॥
लीधा घोडा नव हजार ॥ ताखति तणुं न जांणूंपार ॥
समसखांन नइ खोजा हता ॥ हींदूए झाल्या जीवता ॥८०॥
राजडी उपा थइत जेउ ॥ नेइ केहलणुं रवारी वेउ ॥
राउल भणी गया पुर सुणी ॥ वेगिइ मागइ वधामणी ॥८१॥
भली वात सहूको सूणइ ॥ केणी परिजीतुं राउल भणइ ॥
कही वात राउल अवधारि ॥ चूकडी गया हेरू च्यार ॥८२॥
सहट पूनालि बोली छति ॥ पातसाह हतु मेडतइं ॥
सरसा वीस सहस असवार ॥ समसखांन आवीउ सकारि ॥८३॥
मोकल्यानइं सरोवरि हतु ॥ हरम सहित साहिउ जीवतुं ॥
साह मुराउल मांडी गयु ॥ मालदेव सिरनामी रहिउ ॥८४॥
आवी राउल जुहारइ सहु ॥ कीरति बोलइ बंदाणि बहू ॥
काहनडदेइ असीपरि करी ॥ राउतमइ सवि आप्या तुरी ॥८५॥
एहवुं आयस लहइ प्रधांन ॥ ऊतरपुर ऊतारुं खांन ॥
सरसुं एक सहसभा घाल ॥ राजडी मेहलिउ रखवाल ॥८६॥
एक सहसपाय कसिउं गयुं ॥ वली सकवु उजमलु रहिउं ॥
दिवस एक तिहां अवलंबीउं सुरातांणि दलि गयुं बूंबीउं ॥८७॥
समसखांन मोकलीउ हतु ॥ हरम सहित साहिउं जीवतू ॥
हींदू वात असंमम करी ॥ बूनूलीलां सरसी धरी ॥८८॥

अधुरुं.

## જાહેર ખબર.

રાજકોટની ગૂજરાતી તાલુકા સ્કૂલના માજી માસ્તર માણેકલાલ ત્રિ-
ભુવનદાસે પોતાના ઉપરીનો હુકમ માનવાની ના પાડવાથી તેને કેળ-
વણી ખાતામાંથી બરતરફ કરવામાં આવ્યોછે.

સુરત.
૧૪ અગષ્ટ ૧૮૭૭.

E. GILES,
આ. એજ્યુકેશનલ ઇન્સ્પેકટર. ઉ. પ્રાંત.

### ગૂજરાત શાળાપત્રની લવાજમ વીગેરનાં નાણાં આવ્યાં તેની પહોંચ.

તારીખ ૧લી જુન ૧૮૭૭થી તા. ૩૧મી માહે અગષ્ટ સને ૧૮૭૭ સુધી

| | ૧૮૭૫. | ૧૮૭૬. | ૧૮૭૭. |
|---|---|---|---|
| મ. રે. સાહેબ બહાદુર તરફથી. | | | ૧-૬-૦ |
| રા. નર્મદાશંકર લાલશંકરના તરફથી. | | | ૧-૨-૦ |
| મો. તાલુકા સ્કૂલ માસ્તરની તરફથી. | | | ૨-૧૨-૦ |
| મ. જસદણના દરબારશ્રીના તરફથી. | | ૪-૯-૦ | ૨-૦-૦ |
| ગો. ડે. એ. ઇન્સ્પેકટરની તરફથી. | ૧૦૮-૫-૬ | ૧૩-૧૧-૦ | ૧૩-૧૧-૦ |
| કુરૂણાશંકર હિમતરામની તરફથી. | | | ૧-૬-૦ |
| રા. ભરૂચ વિ. ડે. એ. ઇ. નીતરફથી. | | | ૨૩૭-૨-૦ |
| વ. સ્ટેટ લાઇબ્રેરીના સેક્રટરીની તરફથી | | | ૦-૧૧-૦ |
| ગો. અંગ્રેજી સ્કૂલના માસ્તરનીતરફથી | | | ૧-૬-[illegible] |
| રા. વૃજલાલ નાનાભઇની તરફથી. | | | ૧-૬-૦ |
| રા. જેઠાભાઈ પ્રેમજીની તરફથી. | | ૧-૨-૦ | ૧-૬-૦ |
| આ. ધોળકા અંગ્રેજી સ્કૂલનામાસ્તરની તરફથી | | | ૧-૬-૦ |
| ડા. લાઇબ્રેરીના સેક્રેટરીના તરફથી. | | | ૧-૬-૦ |
| ખેડા અંગ્રેજી સ્કૂલના માસ્તરનીતરફથી | | | ૧-૫-૦ |
| ખેડા વિ. એ. ઇન્સ્પેકટરની તરફથી. | | | ૧-૬-૦ |
| નંદરામ લીલાધરની તરફથી. | | | ૧-૬-૦ |
| મ. પ્રાણનારાયણ મઆશંકરનીતરફથી. | | | ૧૧૨-૧૨-૦ |
| મ. સુરત વિ. ડે. એ. ઇ. ના તરફથી. | | | ૧૮૪-૬-૦ |
| સોરઠના ડે. એ. ઇ. ના તરફથી. | | | ૬૮-૭-૦ |
| રાજકોટ તાલુકા સ્કૂલના તરફથી. | | | ૦-[illegible] |
| ધર્મજની સ. ગૂ. નિ. મ. ની તરફથી. | | | ૧-૪-૦ |
| રાજકોટ ટ્રેનિંગ કોલેજના સ્કાલરોની તરફથી | | | ૪૧-૦-૦ |

अमनगरनी ना स्टरनागे निरीक्षणनी लार्ईब्रेरी माटे ता - ३०-१०-७७

Registered No. 115 of 1877.

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER:

OCTOBER 1877.

પુસ્તક ૧૯ મું. અક્ટોબર. અંક ૧૦ મો.

મ'તાજી બહુ મોટું તુજ, નામ તેમ છે કામ;-
કર અંતે મનક્ષેત્રની, ખરી એતિ ધરિ હામ.





( કેળવણી ખાતાના હુકમથી )

અમદાવાદ મધ્યે મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી પ્રસિદ્ધ કર્યું.

( મૂલ વરસે રૂ. ૧. અગાઉથી )

# ગૂજરાત શાળાપત્ર.

પુસ્તક ૧૬ મું. અક્ટોબર સન ૧૮૭૭. આંક ૧૦ મો.


## प्रदर्शन शैली.

१४. सांभळनारनी इंद्रियो आगळ कोइपण वस्तुने साक्षात्-कार करवी तेने प्रदर्शन कहेछे, अने एम करीने शीखववानी जे रीत तेने प्रदर्शन शैली कहीए.

આપણા સઘળા જ્ઞાનનું મૂળ ઈંદ્રિયો છે, અથવા આપણા સઘળા જ્ઞાનનો મૂળ પાયો ઈંદ્રિયોથી મળેલું જ્ઞાન છે. જે જ્ઞાન ઈંદ્રિયોની માર્ફતે મળ્યું નથી તે, જ્ઞાન ચોખ્ખું અને સંદેહ રહિત હોતું નથી. શાકર ગળી છે, અને ગુલાબનો રંગ સુંદર છે એ વાતનું જ્ઞાન જ્યાંસુધી આપણે આપણી જીભ અને આંખની માર્ફતે મેળવ્યું નથી ત્યાં સુધી તે જ્ઞાન જોઇએ તેવું છે એમ કદી નહિ કહેવાય. આપણે બીજાના અનુભવ ઉપરથી તેમ માની લઇશું, પણ તેનો ચોખ્ખો વિચાર આપણા મનમાં નહિંજ બંધાય, અને તેના તે ગુણ સંભારી આપણા મનમાં કાંઇ ઉમળકો પણ નહિ આવે. કોઇ પણ વસ્તુનું જ્ઞાન ચોખ્ખું અને રસ ભર્યું થવાને માટે ત ઈંદ્રિયોની માર્ફતે મળવું જોઇએ. એમ કરવાની જે રીત તેનેજ પ્રદર્શન કહેછે, અને તે કેટલી અગત્યની છે તે તમે આ ઉપરથી સમજશો.

ઉપર જે પ્રદર્શનનું આખ્યાન કર્યું તે રીતે કોઇ વસ્તુ ચખાડી જોવી, સુંઘાડી જોવી, અડકાડી જોવી, વગેરે પાંચે ઈંદ્રિયની માર્ફતે તે જ્ઞાન

આપવાની રીત તેને પ્રદર્શન કહી શકાય, અને તેજ અર્થ પદ્ધતિના ગ્રં-થોમાં લેવો જોઇએ. એ વાત ખરી કે પ્રદર્શન શબ્દ બહુધા તો લોચન દ્વારાએ જ્ઞાન આપવાની ક્રિયાનેજ લાગુ પડેછે, પણ તેનું કારણ એ કે પાંચે ઇંદ્રિયોમાં આંખ એ જ્ઞાન મેળવવાનું મોટામાં મોટું સાધન છે. "चक्षुर्मिसत्वं" એ વાક્ય બોલનારા સાફ કબૂલ કરે છે કે જ્ઞાનના સઘળા સાધનમાં આંખ સર્વોપરી અને સૌથી વધારે વિશ્વાસ લાયક છે. જે મહેતાજી કાનનો ઉપયોગ કરી શીખવવા માગે છે, અને આ સર્વોપરી ઇંદ્રિયનો ઉપયોગ કરતો નથી તે કદી પણ પોતાના કામમાં ફ-તેહ નહિ પામે.

૧૫. कान करतां पण आंखनी मार्फते बाळकना मनमां ज्ञान उतारवा तर्फ वधारे लक्ष राखवुं जोइए.

આ નિયમ ઉપરથી એ જરૂરનું અનુમાન નીકળે છે કે મહેતાજી-એ જેમ બને તેમ કાળા પાટીયાનો વધારે ઉપયોગ કરવો. આગગાડીને ચાલવાને માટે લોઢાની સડક જેટલી જરૂરની છે તેટલુંજ કાળું પાટીયું મહે-તાજીનું કામ ધોક્કારાબંધ ચાલે તેને માટે જરૂરનું છે. કાળું પાટીયું, ચાક, અને લૂછવાનો કડકો એટલાંવાનાં તો દરેક વર્ગમાં હમેશાં હાજરજ હોવાં જોઇએ. નિશાળમાં કોઇ પણ કારણથી એ ન હોય એમ કદી થવું ન જોઇએ. એ ત્રણ વસ્તુ બહુ સાદી અને સોંઘી છે, પણ નિશાળમાં એની કિંમત બહુજ વધારે છે. એ વિના નિશાળનું કામ ચાલેજ નહિ.

૧૬. ज्यारे कोई वस्तु जाते बाळकोनी इंद्रियो आगळ आणी शका-ती नथी, त्यारे नमुना, चित्र, नकशा, प्रयोग, उदाहरण, अने श-ब्दचित्रणनी सहायताथी ते घणे दरजे साक्षात्कार थई शकशे.

બધી વસ્તુઓ વર્ગમાં નજ આણી શકાય, અને તેથી આ નિયમ મહેતાજીએ અવશ્ય સમજી લેવો જોઇએ.

નમુના મૂળ વસ્તુના જેવડાજ કદમાં નથી હોતા, અને તેથી તે વડે વસ્તુનુ જ્ઞાન આપતાં જેટલી અપૂર્ણતા રહી જતી હોય તે શિક્ષકે સંભારવી. લાકડાનો વાઘ અને પૃથ્વીનો ગોળો એ બંને જોતાં મૂળ વ-

સ્તુનું ઘણું ભાન થશે, અને પછી તે વસ્તુઓ કઈ કઈ વાતમાં જૂદી છે તે જાણવું જોઇએ.

ચિત્ર એ નમુનાથી ઉતરતા પ્રકારનું સાધન છે પણ એ હમેશાં શિક્ષક વાપરી શકે એવુ છે. દરેક શિક્ષકે થોડું ઘણું ચીતરતાં શીખવુંજ જોઇએ.

નકશા એ એક જાતના ચિત્રજ છે. ભૂગોળવિદ્યા નકશો મોઢા-ગળ રાખીનેજ શીખવવી જોઇએ. કદી પણ ચોપડીમાંથી ગોખાવી જ-વી નહિ.

નમુના, ચિત્ર, અને નકશા એ સાકાર પદાર્થો વિષે જ્ઞાન આપવા-માં અવશ્યનાં સાધન છે, પણ શીખવવાના કેટલા વિષય તો નિરાકાર છે; જેમકે વિદ્યા વ્યાકરણ, વગેરે. હવે એ વિષયોને સાક્ષાત્કાર કેમ કરવા? ગુરૂત્વાકર્ષણ દેખાતું નથી, પણ તેની અસર દરેક પ-દાર્થ ઉપર થાયછે તે આપણે દેખી શકીએ છીએ. તેથી તે અસર પ્રથમ બતાવવી જોઇએ. આ પ્રમાણે વિદ્યાકળાના કામમાં કહી બતા-વવું તેને પ્રયોગ કહે છે. પ્રયોગ વિના કોઇ કળા આવડતી નથી, અને વિદ્યાનું જ્ઞાન જોઇએ તેવું સાક્ષાત્કાર થતું નથી. વ્યાકરણાદિ શાસ્ત્રના નિયમો આટલા પ્રત્યક્ષ કરી શકાતા નથી, તોપણ તે જે ઉદાહરણો ઉપરથી ઉત્પન્ન થએલા છે તે ઉદાહરણો બાળકની આગળ મૂકવાથી તે નિયમોને તેઓ દેખશે.

જ્યારે શિક્ષક કોઇ પણ ઉપલા સાધનથી પોતાના વિષયને સાક્ષાત્કા-ર કરી શકતો નથી, ત્યારે અથવા જ્યારે તે સાધનો અમુક વિષયમાં લા-ગુજ પડી શકતા નથી, ત્યારે શિક્ષકને શબ્દ વડેજ તેનું જ્ઞાન આપવાની જરૂર પડેછે:—એટલે વર્ણન આપવું પડે છે. વર્ણન કરવામાં એવી યુક્તિ રહેલી છે કે જો તે કરનાર ચતુર હોય તો સાંભળનારના મનમાં સાક્ષાત્ ચિત્ર પડેછે અને જોયું હોય તેથી પણ વખતે વધારે ચોખ્ખું જ્ઞાન થાય છે. આ શક્તિને લીધેજ સઘળા કવિઓ જનપ્રિય થાયછે. મહેતાજીને આ ગુણની કેટલે દરજ્જે જરૂર છે, અને તે મેળવવાની હમેશાં તેણે ખંત રાખવી જોઇએ. શબ્દદ્વારાએ બીજાના મનમાં એક વસ્તુ વિષે ચિત્ર પાડવાની જે કળા તેને શબ્દચિત્રણ કહે છે.

---

# वाक्यविचार-संबंधिवाक्य.

૩૩ સંબંધિત વાક્યનાં ઉપવાક્યો સહગામી કહેવાય છે, કેમકે વાક્યમાં તે બધાં સરખાજ અધિકારનાં છે.

એ ઉપવાક્યોમાં કોઈ મુખ્ય અને કોઈ ગૌણ હોય એમ નથી. સઘળાં એક બીજાથી નિરાળોજ અધિકાર ચલાવે છે. સહગામી એટલે જોડે આવનારાં.

એ રીતે એ ઉપવાક્યો જાતે સ્વતંત્ર વાક્ય છતાં એક બીજા સાથે કાંઇ સંબંધ ધરાવતા હોયછે. અને તે બધા મળીને સંયુક્ત પણ એકજ નિર્ણય થાયછે તેથી તે નિરાળાં વાક્ય ન ગણાતાં એક વાક્યનાં અંગજ ગણાયછે.

૩૪ સહગામી ઉપવાક્યો વચ્ચે અનુકુળ સંબંધ, પ્રતિકુલ સંબંધ વિકલ્પ સંબંધ, કે કાર્ય કારણ સંબંધ હોયછે.

"हुं आव्यो अने ते गयो" એમાં "હું આવ્યો" અને "ત ગયો" એ બે ક્રિયા એક બીજાને અનુકુળછે તેથી આ અનુકુળ સંબંધિત વાક્ય કહેવાય,

"हुं आव्यो, पण ते जतो रह्यो". એ બે ઉપવાક્યમાં જે બે ક્રિયા ઓછે તે એક બીજાથી પ્રતિકુલ છે અને તેથી એ વાક્યને પ્રતિકુલ સંબંધિત વાક્ય કહીએ.

"हुं आवीश के तमे आवजो". હું આવું કે તમે આવો એ બે વાતનો અહિંયા વિકલ્પ રહેલોછે તેથી એ વિકલ્પ સંબંધિત વાક્યકહેવાય.

"हुं आव्यो केमके तमे मने बोलाव्यो हतो". એમાં બીજું વાક્ય કારણ અને પહેલું વાક્ય કાર્ય છે.

"हु आव्यो; माटे तमारे पण आववुं जोइये." એમાં પહેલું વાક્ય કારણ અને બીજું વાક્ય કાર્યછે.

કાર્યકારણ સંબંધિત વાક્ય અને કાર્યકારણદર્શકક્રિયાવિશેષણરૂપ ઉપવાક્યથી થએલું સંમિશ્ર વાક્ય એ ઘણીવાર રૂપમાં એવાં સરખાં દેખાયછે, કે તેને ઓળખતાં મહેનત પડેછે. "हुं आव्यो माटे तमारे पण

આવવું જોઇયે." એ સંબંધિત વાક્ય નથી, પણ સંમિશ્ર વાક્યછે, તથાપિ વિરામ ચિન્હના ફેર સિવાય બીજો ફેર ઉપર જે સંબંધિત વાક્ય આપ્યુંછે તેના કરતાં એમાં કાંઇ પણ રૂપમાં જણાતો નથી. પણ અર્થમાં ફેર મોટો છે. "હું આવ્યો માટે તમારે પણ આવવું જોઈએ." એમ જે બોલે છે તેનામાં મનમાં મુખ્ય વાત કહેવાની તો એજછે કે "તમારે આવવું જોઇએ" અને તેનો કારણદર્શક સ્તુત્યર્થવાદ કરવાને સારૂજ "હું આવ્યો" એમ બોલેછે. એથી ઉલટું "હું આવ્યો; માટે તમારે પણ આવવું જોઈએ." એમ બોલનારના મનમાં "હું આવ્યો" અને "તમારે આવવું જોઇએ" એ બંને વાત મુખ્યછે, અને એ બંને વાતને કાર્ય કારણના સંબંધમાં રાખવેછે માટેજ તે બંનેને એક વાક્યમાં બોલેછે. વળી એક વાક્યમાં "માટે" નામ યોગીછે અને બીજામાં વાક્ય યોગીછે. એથી, તેથી, વગેરે શબ્દોથી જોડાએલાં વાક્યોને તો સંબંધિત નજ ગણવા.

"હું આવું, તો તમે આવજો" એ વાક્યમાં પણ બંને ઉપવાક્યો વચ્ચે કાર્ય કારણનોજ સંબંધછે. જ્યારે બે ક્રિયાઓ નિશ્ચયાર્થમાં નથી, પણ તેમાંની એક ક્રિયાનું બનવું બીજી ક્રિયાના બનવા ઉપર આધાર રાખેછે ત્યારે તે બે ઉપવાક્યને જોડવા સારૂ "જો, તો" વપરાયછે; અને જો નિશ્ચયાર્થની ક્રિયાઓ વચ્ચે કાર્ય કારણનો સંબંધ હોય તો "માટે, કેમકે" વગેરે વાક્યયોગીઓ વપરાયછે.

ઉપલા વાક્યને કેટલાક સંમિશ્ર કહેછે અને "તમે આવજો" એને મુખ્ય વાક્ય ગણેછે. અર્થમાં "હું આવું" એ ગૌણ વાક્યછે ખરૂં પણ વાક્ય રચનામાં તે ગૌણ નથી. રચનાની રીતે તે મુખ્ય વાક્યમાંનું કાંઇ પણ કામ કરે એમ નથી, અને કારણદર્શકછે માટે એ મુખ્ય વાક્યનો સ્તુત્યર્થ વાદ કરેછે એમ માનીએ તો પછી કારણ દર્શક સંબંધિત વાક્ય કોઇજ રહેશે નહિ. મુખ્ય વાક્યનું રચનાવિચારે કાંઇ પણ કામ કરે તેજ ઉપવાક્યને ગૌણ ગણવું એ નિયમ સારોછે.

## સંબંધિતવાક્યનું સંકોચન.

૩૫ સહગામી ઉપવાક્યોમાં જ્યારે ઉદ્દેશ્ય, વિધેય, વિધેય પૂરણ, કે કોઇ સ્તુત્યર્થવાદ સામાન્ય હોયછે, ત્યારે બહુધા તેની પુનરૂક્તિ કરવા-

માં આવતી નથી, અને તે પ્રસંગે તે સંબંધિત વાક્ય સંકોચાએલુંછે એમ બોલાયછે.

૩૯ માટે સંબંધિતવાક્યમાં (अ) બે અથવા અધિક ઉદ્દેશ્ય અને એક વિધેય, (ब) બે અથવા અધિક વિધેય અને એક ઉદ્દેશ્ય, (क) એક વિધેય અને બે અથવા અધિક વિધેય પૂરણ, (ड) એક વિધેય અને તેના બે અથવા અધિક સ્તુત્યર્થવાદ હોઇ શકેછે.

(अ) "કાળો ઘોડો અને રાતી ગાય ચરેછે" એ સંબંધિત વાક્ય છે અને "કાળો ઘોડો ચરેછે" અને "રાતી ગાય ચરેછે" એ બે એનાં સહગામી ઉપવાક્યછે. સામાન્ય પદ "ચરેછે" એની પુનરૂક્તિ ન કરવાને સારૂ એ વાક્યનું સંકોચન કર્યુંછે.

(ब) "હવા ગરમીથી ફૂલેછે અને હલકી થાયછે." એમાં બંને વિધેય પદનો ઉદ્દેશ્ય "હવા" શબ્દજછે તેથી તેની પુનરૂક્તિ કરી નથી. જો એ વાક્યને ન સંકોચીએ તો "હવા ગરમીથી ફુલેછે, અને હવા ગરમીથી હલકી થાયછે" એ પ્રમાણે બોલવું પડે.

(क) "તેણે પાંચ રૂપિઆ અને છ આના આપ્યા." એમાં "તેણે પાંચ રૂપિઆ આપ્યા" અને "તેણે છ આના આપ્યા" એવાં બે સહગામી વાક્યો મળેલાંછે.

(ड) "ઉદ્યોગ અને ખંત વિના કાંઈ થઈ શકતુ નથી" એ સંકોચાએલા સંબંધિત વાક્યને હતું તેવું કરીએ તો આ પ્રમાણે થાયઃ—ઉદ્યોગ વિના કાંઈ થઇ શકતું નથી, અને ખંત વિના કાંઈ થઈ શકતું નથી."

ઉદ્દેશ્ય અને વિધેયપૂરણના પણ અનેક સ્તુત્યર્થવાદ વાક્યમાં આવેછે અને તે વેળા તેને સંકોચાએલું સંબંધિત વાક્ય ગણીએ, તો ગણી શકાયઃ—જેમકે "સદ્‌ગુણી અને શાણા લોકો સુખી થાયછે" એમાં "સદ્‌ગુણી લોકો સુખી થાયછે" અને "શાણા લોકો સુખી થાયછે" એવાં બે સહગામી વાક્ય ગણીએ તો ગણાય, તો પણ એ વાક્યને સરલ ગણવું એ વધારે સારૂં છે. તેમજ વ્યાસ અને વાલ્મીકના કાવ્યને ઇંગરેજ લોકો બહુ વખાણેછે" એમાં બે સહગામી વાક્ય ન પાડતાં વિધેયપૂરણ 'કાવ્ય'નો જ "વ્યાસ અને વાલ્મીકના" એ વધારોછે એમ ગણીએ તો કાંઈ હરકત નથી.

## વાક્યનો રચનાવિચાર લખી બતાવવાની રીત.

૧. વાક્યમાં ક્રિયાપદ અધ્યાહાર કે પ્રગટ રૂપે કેટલાછે તે શોધી કહાડવા, અને પછી જો તે એક હોય તો તે વાક્ય સરળ છે એમ જાણવું.

કૃદંત અને ક્રિયાપદનો ભેદ આ પ્રસંગે ભૂલવો નહિ. કૃદંતનો કર્તા વાક્યમાં કર્તા રૂપે હોતો નથી, અને ક્રિયાપદને હમેશાં કર્તા હોયજછે.

સંકોચાએલા સંબંધિત વાક્યમાં પ્રગટ ક્રિયાપદ એકજ માલમ પડે, પણ અધ્યાહાર રૂપે ઘણા હોયછે, અને તેથી એવા વાક્ય ઘણી વાર સરળના જેવા દેખાય તો પણ તેના દેખાવ ઉપરથી ભૂલ ન ખાવી.

૨. જો એકથી અધિક ક્રિયાપદ માલમ પડે, તો તે ક્રિયાપદ જે ઉપવાક્યમાં આવેલાં છે તે સહગામીછે, કે મુખ્ય ગૌણનો પરસ્પર સંબંધ રાખનારાછે તે વિચારી જોવું, અને તે ઉપરથી તે સંબંધિત કે સંમિશ્ર વાક્યછે તેનો નિશ્ચય કરવો.

૩. આપેલા વાક્યની જોડેજ તે કયા વર્ગનું વાક્ય છે તે જણાવવું, અને તેનો પેટાવર્ગ પણ સૂચવવો:—જેમકે સંકોચાએલું સંબંધિત વાક્ય, મૂળવાદક સરલવાક્ય, વગેરે

૪. સરલવાક્યનો રચનાવિચાર અથવા પ્રયકકૃતિ લખી બતાવવાને સારૂ પ્રથમ ત્રણ મોટાં ખાનાં પાડવા અને તે દરેકમાં બે પેટાખાનાં પાડવાં. પહેલા ખાનાની પહેલી હારમાં ઉદ્દેશ્ય તથા તેના સ્તુત્યર્થવાદ લખવા, અને બીજી હારમાં તે સંબંધી વિશેષ હકીકત લખવી. તેમજ બીજા ખાનામાં વિધેય, અને ત્રીજામાં વિધેયપૂરણ તથા તેના સ્તુત્યર્થવાદ તથા વિશેષ હકીકત લખવી.

૫. સંમિશ્ર તથા સંબંધિત વાક્યના બધાં ઉપવાક્ય હારબંધ લખવાં, તેના ઉપર अ ब क વગેરે અક્ષરોની નિશાની માંડવી, અને તેની સામા તે પ્રત્યેક ઉપવાક્ય બીજા ઉપવાક્ય સાથે કેવા સંબંધ ધરાવે છે તે લખવું.

આ સર્વશિક્ષકસંપત્તિસંપન્ન મહેતાજી તમારી બગડી ગએલી નિશાળને નિશ્ચય થોડા વખતમાં સુધારશે—સામાન્ય સ્તુત્યર્થવાદક સરળ વાક્ય.

| ઉદ્દેશ્ય તથા તેના સ્તુત્યર્થ વાદ. | વિશેષ હકીકત. | વિધેય તથા તેના સ્તુત્યર્થ. | વિશેષ હકીકત. | વિધેય પૂરણ તથા તેના સ્તુત્યર્થવાદ. | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|
| મહેતાજી | નામ. | સુધારશે. | એકલું ક્રિયાપદ. | નિશાળ | નામ. |
| ૧. આ | વિશેષણવત્ સર્વનામ. | ૧. નિશ્ચય | ક્રિયાવિશેષણવત્ નામયોગ્યંત નામ. | ૧. તમારી | વિશેષણવત્ ષષ્ઠ્યંત સર્વનામ. |
| ૨. સર્વશિક્ષકસંપત્તિસંપન્ન. | વિશેષણ | થોડા વખતમાં | ક્રિયાવિશેષણ રૂપ નામયોગ્યંતશબ્દાવળી. | બગડી ગએલી. | વિશેષણવત્ વિશેષ ભૂત કૃદંત. |

તેણે કહયું કે જ્યારે હું તમને મળીશ, ત્યારે તમે જે વાત સાભળી છે તેનો હુ બધો ખુલાસો કરીશ—સંમિશ્રવાક્ય.

અ તેણે કહ્યું — બ નું મુખ્ય વાકય.

બ. કે હું બધો ખુલાસો કરીશ — અનું નામ રૂપ ગૌણ ઉપવાકય-વિધેયપૂરણ, અને ક તથા ડ નું મુખ્ય વાકય.

ક. તમે જે વાત સાંભળીછે તેનો — બ નું વિશેષણ રૂપ ગૌણ ઉપવાકય—વિધેયપૂરણનો સ્તુત્યર્થવાદ.

ડ. જ્યારે હું તમને મળીશ ત્યારે — બ નું ક્રિયાવિશેષણ રૂપ ગૌણઉપવાકય—કાળદર્શક સ્તુત્યર્થવાદ.

આપણે કેટલીક વાર સત્કર્મ કરીએ, ત્યારપછી તે સહેલાં લાગેછે; અને જ્યારે તે સહેલાં લાગેછે, ત્યારે તેમાં આનંદ ઉપજવા માંડેછે; અને જ્યારે તેમાં આનંદ ઉપજેછે, ત્યારે તે આપણે વારંવાર કરીએ છઈએ—સંબંધિત વાકય.

| | | |
|---|---|---|
| अ आपणे केटलीकवार सत्कर्म करीए त्यारपछी | } | ब नुं काळदर्शक क्रियाविशेषण રૂપ ગૌણ ઉપવાક્ય. |
| ब. ते सहेलां लागेछे— | | अ नुं मुख्य ઉપવાક્ય. |
| क. अने ज्यारे ते सहेलां लागेछे त्यारे | } | ड नुं काळदर्शक क्रियाविशेषण રૂપ ગૌણ ઉપવાક્ય. |
| ड. तेमां आनंद उपजवा मंडेछे— | | क नुं मुख्य अने ब नुं सहगामी ઉપવાક્ય |
| इ. अने ज्यारे तेमां आनंद उपजेछे त्यारे | } | फ नुं काळदर्शक क्रियाविशेषण રૂપ ગૌણ ઉપવાક્ય. |
| फ. ते आपणे वारंवार करीए छीए | } | ई नुं मुख्य अने ब तथा ड नुं सहगामी ઉપવાક્ય. |

---

# જાહેરખબર.

સને ૧૮૭૮ની પબ્લિક સર્વિસ સર્ટિફિકેટની પરીક્ષામાં જે ઉમેદવારે ગણિતપાઠ નહિ કઢાવ્યા હોય તેને દાખલ કરવામાં નહિ આવે.

મુ. અમદાવાદ.
૩૧ મી. આગષ્ટ ૧૮૭૭

E. GILES,
આ. એજ્યુકેશનલ ઈંસ્પેક્ટર. ઉ. ભા.

---

અમદાવાદ ટ્રેનિંગકાલેજની પ્રવેશક પરીક્ષા ૧૨મી નવેંબરે અને પછીના દિવસે અમદાવાદમાંજ લેવામાં આવશે.

૧. ઉમેદવારની ઉમર પૂરાં સત્તર વર્ષની, તેની પાસે સેકંડકલાસ પબ્લિક સર્વિસનું સર્ટિફિકેટ, અને તે શરીરની ખોડખાંપણથી મુકત હોવા જોઇશે.

૨. ગૂજરાતી નિશાળોના છઠા ધોરણ પ્રમાણે પરીક્ષા લેવાશે. જે ઘણામાં ઘણા દોકડા મેળવશે તેને સ્કાલરશિપ આપવામાં આવશે. જે પાસ થશે પણ જેને સ્કાલરશિપ મળી શકતી નથી તે જો સ્કાલર-

શિપલેનારાના જેવા કરાર કરી આપશે, તો તેને માફીમાં દાખલ કરવામાં આવશે, અને ઉપલા વર્ગની સ્કાલરશિપને સારૂ આવતી પરીક્ષામાં તેઓ દાખલ થઈ શકશે.

૩ એજ્યુકેશનલ ઈંસ્પેક્ટર સાહેબ સ્કાલરશિપ લેનારા સ્કાલરોને પસંદ કરશે, અને પોતાની મરજી પ્રમાણે તેની સંખ્યા રાખશે, માફી સ્કાલરો દાખલ કરવાની સંખ્યા પણ એ સાહેબ પોતાની ઇચ્છા પ્રમાણે રાખશે.

અમદાવાદ } E. GILES,
૧૨મી સપટેંબર ૧૮૭૭ } આ. એજ્યુકેશનલ ઈંસ્પેક્ટર. ઉ. ભા.

---

સને ૧૮૭૬ના અકટોબર માસમાં જે નવા ધોરણો છપાયાં છે તેમાં નીચે પ્રમાણે ભૂલ થઇછે તે સર્વે મહેતાજીઓએ પોતાની પ્રતમાં સુધારી લેવી.

૧. ઉપલા વર્ગની નિશાળોના ત્રીજા ધોરણમાં "કવિતાનો મુખપાઠ" એટલુંજ છપાયુંછે ત્યાં "૨૫૦ લીટી" એટલું વધારવું.

૨. ઉપલા વર્ગની નિશાળોના પાંચમા ધોરણમાં "હોપકૃત વ્યાકરણ પૂરૂં, વાક્યવિચાર" એમ છે ત્યાં હોપકૃત વ્યાકરણ પૂરૂં, વાક્યવિચારવિના" એમ સમજવું.

રાજકોટ } નવલરામ લક્ષ્મીરામ
૨૧મી સપટેંબર ૧૮૭૭ } એડીટર. ગૂ. શાળાપત્ર.

---

જાવક. નં. ૧૨૮

કાઠીઆવાડ તાબાના ભાડલા ગામની સરકારી નિશાળના મેહેતાજી કસળચંદ કુંવરજીએ સરકારના રૂ૧૪-૧૨-૯ ઉચાપત કરેલા તે બાબત મેહેરબાન ડિરેકટર સાહેબ બહાદુરના તરફ લખાણ કરતાં મજકુર મેહેતાજીને સાહેબ મોસુફે આ ખાતામાંથી બર તરફ કરવાનો ઠરાવ કરેલ છે.

E. GILES.
આ. એ. ઈ. ઉ. ભા.

---

# કેળવણી ખાતાની ખબરો.

જા. નં. ૧૬૫

મોજે વાડાશીનોર તાલુકાસ્કૂલમાં તા. ૧૭-૨-૭૭ ને રોજ. મે. રેવાકાંઠાના પોલીટીકાલ એજંટ મે. કર્નલ પાર સાહેબે તથા વાડાશીનોરના નવાબ ખાંન શ્રી જોરાવરખાંનજીએ છોકરા તથા છોકરીઓની પરીક્ષા લઈ નિચે પ્રમાણે ઈનામ આપ્યું. રૂ૧૩-૮-૦ મે નવાબ સાહેબે છોકરા તથા છોકરીઓને ચોપડીયો આપી ૫-૦-૦ છોકરીઓને ઓરણાં તથા રેજા ૫-૦-૦ મે. પારસાહેબ બહાદુર તરફથી નંબર પહેલા તથા બીજા નંબરના છોકરાઓને રોકડા આપ્યા. ૪-૦-૦ પતાસાં કુલ રૂ૨૭-૮-૦

Lalbhai Rupram,

આ. ડે. એ. ઈન્સપેકટર રે. પં. મા.

---

સોરઠપ્રાંત.

માંગરોળ. ગૂ. આ. ન્યાલચંદભાઈ તથા આ. દુર્ગાપ્રસાદ ભાઈ તરફથી મીઠાઈ રૂ૨-૦-૦ અને એજ નિશાળના બીજા આશિ. ચાંપશી તરફથી ૧-૦-૯ વણથળી—ખુદાવંદ નવાબ સાહેબ તરફથી રૂ૧) મીઠાઈ— ચોરવાડ. રા. દેવચંદ દેવજી તરફથી મીઠાઈ. રૂ૧) અને મુંબાઈના શેઠ દેવકરણ નાનજી તરફથી મીઠાઈ ને ચોપડીઓ રૂ ૧૫-૫-૦ કુતીઆણા ખુદાવંદ નવાબ સાહેબ તરફથી મીઠાઈ રૂ૧-૮-૦ ને આ. પરમાણંદદાસ વનરાવનદાસ તરફથી ૨-૮-૦ મીઠાઈ. ગોધકડા. ખુદાવંદ નવાબ સાહેબ તરફથી મેહેતાજીને રૂ૪) પાઘડી છોકરાઓને ઈનામ રૂ૦-૮-૦ અને લોકો તરફથી મેહેતાજીને પાઘડીના રૂ ૧૧-૦-૦ જુનાગઢ કં. શા. મજમુદાર મણીશંકર જટાશંકર તરફથી છોડીયોને ચોપડીયો રૂ૧-૧૫-૦ કુલ રૂ૧૭૮-૨-૦

મુ. રાજકોટ.
૨૬-૩-૭૭

Dolatram M. Bhachess

સબ. ડીપ્યુટી. એજ્યુ. ઇન્સ્પેકટર.

સોરઠ પ્રાંત.

---

જાવક નંબર ૧૮૯ સને ૧૮૭૭--૭૮.

ઇજતેઆસાર મહીકાંઠા તથા પાલણપુર વિભાગની તમામ નિશાળના મેહેતાજીઓતરફ—

બૂધવારની અડધો દિવસ રજા પાળવાનો હુકમ થવાથી હાજરી એક વખત પૂરવી કે બે વખત તેને વાસ્તે ઘણાંખરા મેહેતાજીઓ તરફથી સવાલ ઉઠવાથી ફરમાવવામાં આવે છે કે જીલ્લામાં (સુરત) તપાસ કરતા બૂધવારની એકજ વખતની હાજરી પૂરાય છે તો અમારા અવલ હુકમ મૂજબ તમામ મેહેતાજીઓ એકજ વખતની હાજરી પૂરવાનું ધોરણ રાખવું ને માશીક પત્રકમાં રવિવારની માફકજ બુધવારની રજા જણાવવી તા. ૨૮ માહે અગસ્ટ સને ૧૮૭૭ મુ. સુરત.

Jevachram S.

ડી. એ. કે. ઇ. મહીકાંઠા તા. પાલણપુર વિ.

---

જાવક નંબર ૧૯૦ સન ૧૮૭૭—૭૮.

ઇજતેઆસાર મહીકાંઠા તથા પાલણપુર વિભાગની તમામ નિશાળના મેહેતાજીઓતરફ—

મેહેરબાન ઉત્તર પ્રાંતના—એજ્યુકેશનલ ઇન્સપેકટરસાહેબ બાહાદુરના શેરા નંબર ૨૭ તારી. ૧૫મી અગસ્ટ સને હાલથી ફરમાવવામાં આવે છે સવારસાંજના જૂદા જૂદા કેટલાગ રાખવાનું બંધ કરી સીક્ષા પદ્ધતીમાં નમુનો આપેલો છે તે ફારમ પ્રમાણે હવેથી એક કેટલોગ રાખી તેમાં બે વખતના નંબર પૂરવા.

કેટલોગ વગેરે તમામ દફતરના કાગળ ફુલ્સકેપના હોવા જોઇએ

ને તેમાં ચેર સૂંથ કે ડાઘો પડે નહીં તેહેને વાસ્તે ખૂબ સંભાળ રાખવી

તા.૨૮મી અગસ્ટસ ને૧૮૭૭ } Jevachram S.
મુ. સુરત. } ડી. એ. કે. ઈ.મહીકાંઠા તા. પાલણપુર વિ.

---

ઝાલાવાડ પ્રાંતની નિશાળોમાં સને ૧૮૭૬—૭૭ની સાલમાં જે ઇનામ અપાણું તેની તપસીલ.

ધ્રાંગધ્રા માહારાજા ધીરાજ રાજ સાહેબ તરફથી. રૂ૧૦) કુમારશ્રીફલજીભા તરફથી. રૂ૧૦) સીલાટ લીલાધર હેમરાજના તરફથી. રૂ૩) મેહેરબાન ભાવસીંગ જીભાઇ તરફથી. રૂ૧૦)—મેથાણા રા. દયાશંકર ગંગાશંકર નીમતાનદાર રૂ૦ાા રા. મુળશંકર કલ્યાણજી રૂ૦ાા રા. રઘુરામ દેવશંકર રૂ૦ા ઝાલા. બાવાજી બનેસંઘજી રૂ૦ ઝાલા. અગરસીંગજી હાલાજી રૂ૦ા પટેલીઆઓ તરફથી રૂ૦ાા ખવાસ. નારણભાઇ વાલાભાઇ રૂ૦ા—વાંકાનેર મહારાજા રાજસાહેબ તરફથી રૂ૩૨)—સાયલા. મે. ઠાકોરસાહેબ તરફથી રૂ૮) છોકરાઓને રૂ૪) મેહેતાજીને—થાન ઠાકોર શ્રીકરણસીંગજી રૂ૨) વહીવટદાર વીરચંદ લલુભાઈ રૂ૧) વાસંગીના મહંત રેવાગર તરફથી રૂ૧) શેઠ પ્રાગજી મનજી રૂ૦ાા શા. દેવચંદ મનજી રૂ૦ાા મોદી હીરાચંદ જીવણ રૂ૦ાા માંડવીઆ જલાસામજી રૂ૦ાા શેઠ જુઠા ગોવીંદજી રૂ૦ા શા. સવજી અમરસી રૂ૦ા મેના બેચર વીરજી રૂ૦ા મેના નથુ વીરજી રૂ૦ા—દસાડા. ખોખાણી સુંદરજી ફુલચંદ તરફથી રૂ૧-૮—ધ્રાંગધ્રા મહારાજાધીરાજ માનસંગજી બહાદુર તરફથી રૂ૪૦) જાડેજા વખતસીંગ સંઘાજી રૂ૪) શા. જેચંદ લખમીચંદ રૂ૧)—મેથાણા પારેખ લખમીચંદ અમરસી રૂ૦ાા—ખોડુ મહાજન તરફથી રૂ૩)—વઢવાણ સ્ટેસન ચારણ બણજી રૂ૦ાા મેહેરબાન. સ્ટેસનના દાકતર અબદુલ કરીમ રૂ૧ા—લખતર રા. પીતાંબરદાસ ત્રીભોવન તથા રા. કાળીદાસ દામોદરદાસ રૂ૩)—થાન પોસાગરી લાલભાઇ રૂ૧ા——વિઠલ

ગઢ રા. દ્વારકાંનાથ તથા. રા. રણછોડલાલ રૂ૧ાા—ચુડા રા. સામળદાસ વિઠલદાસરૂ૫) ધ્રાંગધ્રા. રા. પોપટ અંબારામ રૂ૫) રા. અંબાશંકર બાવાભાઇ રૂ૧૩)—મેથાણા રા. લખમીચંદ અમરસી. વગેરે. રૂ૫)—એરાલી રાણા શ્રી ઉમેદસંઘજી રૂ૧ાાછોકરાઓને રૂ૪) મેહેતાજીને—વડોદ તાલુકદાર તરફથી રૂ૧)—વાંકાનેર શેઠ ઉજમશી મેઘજી રૂ૦ાા—થાન મેહેતાજી ઇશ્વર મેહેચરરૂ૦ાા—વણા તાલુકદાર રૂ૧ાા—લીંબડી કન્યાશાળા સદગ્રહસ્થો તરફથી રૂ૨)-ધ્રાંગધ્રા પારેખ ચતુર કરસન તરફથી રૂ૨) મહારાજા રાજ સાહેબ તરફથી રૂ૫)—મેથાણુ મહાલ મજકુરના વહીવટી કારકુન શા. મનોર ભાણજી તરફથી રૂ૦ાા

(અપુરૂ)

---

સાણંદ કન્યાશાળા તાલુકાના મે. રાવસાહેબ મામલતદાર સાહેબ તથા મજકુરના દાકતર સાહેબ બાલાજી મુકંદ મળી ગરબો ગવડાવી ઇનામ વેહેચ્યું. રૂ૨)મીઠાઈ—ગાંફ મજકુરના દરબારશ્રી રાયસંગજી નાગજી જરાજ એ પરીક્ષા લેઇ ઈનામ વેહેચ્યું. રૂ૧ાા મીઠાઈ—અડવાળ ધંધુકાના ફર્સ્ટ કારકુન બાપાલાલે પરીક્ષા લેઇ ઈનામ વેહેચ્યું. રૂ૦ાા મીઠાઇ તથા કન્યાશાળા એજન. રૂ૦ાા સાકર—ચોસર દસક્રોઇ કચેરીના અવલ કારકુન લલુભાઈ ઉલાસરામે આવી પરીક્ષા લેઇ ઈનામ વેહેચ્યું રૂ૦ા મીઠાઇ—અધાર મજકુરના પટેલ કુબેરદાસ જોઈતાદાસની વતી તેમના ગુમાસ્તા સા રવચંદ બેહેચરભાઇએ ઇનામ વેહેચ્યું રૂ૧) સાકર—કણભા સબઓવરસીઅર સાહેબ મથુરભાઈ ફોર ઇરીગેઝન ગૂજરાત તેઉ સાહેબે પરાક્ષા લેઈ ઈનામ વેહેચ્યું રૂ૦ાા મીઠાઈ—કનલેજ રાવસાહેબ ધોળા તાલુકાના મામલતદાર સાહેબે પરીક્ષા લેઈ ઇનામ વેહેચ્યું ૦)—આનાની માળવીસીંગો ૦)—આનાની રાયણ કોકડી શેર એક મળીને શેર બે—ધંધુકા ને ધોધાના મે. સે. સબોર્ડીનેટ જડજ રા. હરેદરામ અનોપરામએ પરીક્ષા લેઈ ઇનામ વેહેચ્યું રૂ૨)ના રેશમી તથા સુતરૂ રૂમાલ રૂ૧) મીઠાઇ—રોજકા સ્વસ્થાન

૩૦ કરોડ વધારે થાય. એ રીતે કુલ ૬૦થી ૭૦ કરોડનો ખરચ થઈ ચૂક્યો, અને જો આવતી સાલસુધી એ લડાઇ પહોંચશે તો ૩શિયન સરકારને બીજી લોન કાઢવી પડશે.

**ઇંડિયન રબરનાં ઝાડ.** એ ઝાડ અમેરિકામાં ઊંચું ઉગેછે અને દરેક ડાળમાંથી ૧૦૦ રતલસુધી રબર નીકળેછે. કહેછે કે હિંદુસ્તાનમાં જો વાવવામાં આવે તો એથી પણ વધારે ઉપજ થાય. ઘાટની ખિડો, દક્ષિણ, સિહલદ્વીપ, બ્રહ્મદેશ વગેરે જગામાં તે થઈ શકે એમ મનાયછે. તેને નીચાણની અને ભીની નહિ પણ સૂકી જમીન જોઇએ છે.

**મુંબાઈમાં માલની આવક જાવક.** સને૧૮૭૬. ૭૭ની મહેસુલ ખાતાનો રીપોર્ટ છપાયોછે તે ઉપરથી માલમ પડેછે કે એ વર્ષમાં મુંબાઇ બંદરથી લગભગ ૨૨ા કરોડ રૂપિયાનો માલ પરદેશ ચડયો તેમાં આશરે દશકરોડનું તો રૂ અને ૬ કરોડનું અફીણ હતું. પરદેશથી ૧૬ાાકરોડનો માલ અને ૮ાકરોડ નગદી આવી. એમાંથી સાડાત્રણ કરોડની નગદી તો પાછી પરદેશ ખાતે ચઢી હતી. તેથી ખરેખરો પરદેશી માલ તેરેક કરોડનો ખપ્યો અને આશરે ૪ાાકરોડની નગદી દેશમાં રહી. તેમજ કુલ માલ ગણીએતો એ બંદરથી પરદેશ ખાતે ૨૬કરોડનો ગયો.

**ગુલાબનાં ખેતર**—ટર્કીના કસનલિક નામના પ્રાંતમાં સારામાં સારા ગુલાબના ફુલ થાયછે; અને એ ફુલનું અત્તરજ આખા યૂરોપખંડમાં વખણાયછે. આશરે એના એક વર્ષે આઠલાખ રૂપિયા ઉપજેછે, અને અહિંઆ ગુલાબની વાડીઓ નથી પણ એ ખેતરના ખેતર છે. તેની સુગંધથી આખો મુલક બેહેકી રહેછે. હાલ જે દારૂણ યુદ્ધ ચાલે છે તેમાં એ સઘળાં ખેતરોનો સંપૂર્ણ નાશ થઇ ગયોછે.

**મંગળના ઉપગ્રહ.** પ્રોફેસર હાલે હમણાં વાશિંગટનની નિરીક્ષાશાળામાં અપૂર્વ દૂરદર્શકયંત્ર બનાવીને તેની સહાયતા વડે મંગળને બે ઉપગ્રહો છે એવી શોધ કર્યોછે. તેની સાથે એવો અડસટ્ટો પણ કાઢ્યોછે કે તે ૮૯૦૦ અને ૧૩૮૦૦મૈલ દૂર મંગળના મધ્યબિંદુથી તેઓ છે, અને

તેની આસપાસ ફરતાં તેમને ૧૫ તથા ૩૦ કલાક લાગેછે. આ શોધની ખબર તારની માર્ફતે યૂરોપમાં એ વિદ્વાને મોકલીછે. બો. એ. રેકાર્ડ

**ઘઉંનો નીકાસ.** ગયા એક આગષ્ટમાસમાં મુંબાઈ અને સિંધના બંદરોથી કુલ ઘઉં યૂરોપખાતે પાંચલાખ ને હેંસીહજાર રૂપિયાના ચડયા હતા. એમાંથી ૪૦ હજારના માર્સેલર અને ૪૦ હજારના આન્ટવર્પ, અને બાકીના બધા લિવરપૂલ ખાતે ગયા હતા. કોલંબા વગેરે બીજા આ તરફના પર બંદરો પણ વીશેક હજારના ઘઉં ખાઈ જાયછે. સિંધે એ એક માસમાં કચ્છને આશરે ૪૦ હજારના, અને કાઠીયાવાડને ૩૦ હજારના ઘઉં પૂરા પાક્યા હતા તે પણ ગવરમેંટ ગાઝીટમાં છપાએલાં એ પત્રકો ઉપરથી માલમ પડે છે.

મોજે બિબાસો તાલુકે માતરની સરકારી નિશાળના મહેતાજી લક્ષ્મીચંદ કરમચંદે દક્ષિણના દુકાળને માટે લોકોને સમજાવી રૂ૧૦૦ાા ભેગા કરી અમદાવાદ ખાતેની એ બાબતની કમીટીના સેક્રેટરી રાવસાહેબ મહીપતરામ રૂપરામની મોકલ્યા હતા તેનો સઘળો તુમાર રાવસાહેબ મોતીરામ રાજારામની તરફથી અમને મળ્યોછે અને તે વાંચી અમને ઘણી ખુશી થઈછે. મહેતાજીએ પોતાનો ખાનગી વખત આવાં લોકોપયોગી કામની પાછળ કાઢે એ જોવું ઘણું સંતોષકારક છે. જેણે જેણે ઉદારતાથી એ ટીપમાં નાણાં ભર્યાછે તે બધાના નામ આપવા જેટલી અહિંયાં જગા નથી તો પણ એ ટીપ ભરાવામાં પા. દયાળભાઈ બાપુજી તથા શાહ છગનલાલ ગિરધર તથા શાહ ભાઈલાલ લલુભાઈએ જે ખરાદિલથી મહેતાજીને મદદ કરીછે તેને બહુ સાબાશી ઘટેછે. એ ટીપમાં મોટામાં મોટી રકમ રૂ૧૦ની છે અને તે શેઠ ગોકળદાસ નરોતમદાસની તરફથીછે.

---

# गूजरात शाळापत्रनां लवाजम विगेरेनां नाणां आव्यां तेनी पहोंच.

તારીખ ૧લી સપટેંબર ૧૮૭૭થી તા. ૩૧ અકટોબર સને ૧૮૭૭સુધી

| | સને ૧૮૭૬ | સને ૧૮૭૭ | સને ૧૮૭૮ |
|---|---|---|---|
| પેટલાદ. સે. એ. એ. વ. સ્કૂલના માસ્તરનીતરફથી | ૦—૦—૦ | ૦—૧૧—૦ | ૦—૧૦—૬ |
| રા. સા. અમદાવાદવિ. ડે. ઓ. ઇ. ની તરફથી. | ૦—૦—૦ | ૧૮૬—૪—૦ | ૦—૦—૦ |
| રા. દેવશંકર ઉદયરામની તરફથી | ૧—૩—૬ | ૧—૬—૦ | ૦—૦—૦ |
| આ. નવાનગર અંગરેજી સ્કૂલના હેડમાસ્તરની તરફથી. | ૦—૦—૦ | ૧—૬—૦ | ૦—૦—[illegible] |
| રા. સવિતાનારાયણ ગણપતિ નારાયણની તરફથી. | ૦—૦—૦ | ૦—૫—૬ | ૨—૬—૦ |
| એ. હિમાભાઈ ઈન્સ્ટીટયુટ લાઈબ્રેરીના સેક્રટરીની તરફથી | ૧—૦—૦ | ૧—૦—૦ | ૦—૦—૦ |
| હરકુંવર શેઠાણીની કન્યાશાળાની તરફથી | ૦—૦—૦ | ૧—૦—૦ | ૦—૦—૦ |
| | ૨—૩—૬ | ૧૯૨—૦—૬ | ૨—૦—૬ |

કુલરૂ ૧૯૬—૪—૬

———•0•———

Registered No. 115 of 1877.

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER:

DECEMBER 1877.

પુસ્તક ૧૬ મું. ડીસેમ્બર. અંક ૧૨ મો.

મ'તાજી બહુ મોટું ગુજ, નામ તેમછે કામ;-
કર અંતે મનક્ષેત્રની, ખરી ખેતિ ધરિ હામ.

| અનુક્રમણિકા | પૃષ્ઠ | Contents. | Pages. |
| --- | --- | --- | --- |
|  |



( કેળવણી ખાતાના હુકમથી )
અમદાવાદ મધ્યે મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી પ્રસિદ્ધ કર્યું.
( મૂલ વરસે રૂ. ૧. અગાઉથીજ )

ગૂજરાત શાળાપત્ર.

પુસ્તક ૧૬ મું. ડીશેમ્બર સન ૧૮૭૭. અાંક ૧૨ મો.

# તુર્કીને રુશિયા વચ્ચે ચાલતી લઢાઈ.

સાધણુ પાને ૨૪૮.

જુનની અાખરમાં રૂશિયનો ડાન્યુબ પસાર કરી તુર્કીના બલગેરીઅા પ્રાંતમાં અાવ્યા, તેઓ ત્રણ ઠેકાણેથી નદી ઉતર્યા. પહેલા તારીખ ૨૧ મીએ ગેલેટસ આગળ, બીજે દિને તા૦ ૨૨ મીએ ઈબ્રેલીઆ (બ્રાહીલાવ) અાગળ ને ત્રીજે દિને તા૦ ૨૩ મીએ ગ્યુરગેવો આગળ ઉતર્યા. અને તુર્કી કિલ્લા માટચીન, હીરસોવાને સાસ્ટોવા જીતો લીધા. જુન શરૂઆતમાં રૂશિયનો યૂરોપમાં કાંઇ કરી શક્યા નહોતા. ત્યારે એશિયામાં તેઓ અાખા આરમિનિયામાં ફરિવળ્યા. જુન અાખરે યૂરોપમાં રૂશિયેનાનો પાસો સવળો પડી તુર્કીઓના કિલ્લા એક પછી એક એમ લેવા માંડ્યા ત્યારે એશિયામાં તેમનો પાસો અવળો પડવા લાગ્યો. અહમદ મુખ્તાર પાદશાહે રૂશિયનોના લશ્કરને નાના નાના ભાગમાં અાખા આરમિનીઅામાં ફેલાવા દેઇ તથા તે ભાગોને એક બીજાથી ઘણા દૂર પડવા દેઈ પછી તેમના ઉપર ધસી, જુન અાખરમાં રૂશિયન લશ્કરના ભાગોને એક પછી એક એમ હરાવી તેમણે લીધેલા કિલ્લાઓ પાછા લેવા લાગ્યો દર વિશ પાદશાહે બટોમ આગળથી રૂશિયનોને મારી કહાડ્યા. બયાજીદ કુરડીશલોકે ઘેરી લીધું. મુખ્તાર પાદશાહે રૂશિયનોને અર્જેરૂમના રસ્તા પરથી મારી કહાડી કારસનો ઘેરો ઉઠાડવાની ફરજ પાડીને કાર્સના લશ્કર સાથ મળી જઇને રૂશિયનોને પાછા તેમના મૂલક ભણી પાછા હઠાડ્યા. બયાજીદથી અર્જેરૂમ અાવતો રૂશિયાન ભાગ જેવીન

આગળ હાર્યા ને પાછો ફર્યો. રસ્તામાં કારાકીલીસ આગળ બિલકુલ કપાઈ ગયો તેથી બયાજીદના રૂશિયનો ઘેરાઇ ગયાને છેવટે તેમને બયાજીદ છોડી જવું પડ્યું, અને તા૦ ૧૦ મી જુલાઇ સુધીમાં રૂશિયનો અરદાહાનમાં ભરાયા ને તેમનો સેનાધીપતિ ગ્રાંટ ડ્યુક્માઈકલ ટીફલીસ પાછો ગયો.

પણ એશિયાની હારનો બદલો રૂશિયનોએ યૂરોપમાં વાળ્યો. તુર્કીનો લઢાઇ ખાતાનો પ્રધાન રડીફ પાદશાહ અને બલગેરીઆનો તુર્કી સેનાપતિ અબદલ કરીમ પાદશાહ ધીમા થઈ બેસી રહ્યા, અને રૂશિયનો તુર્કીઓનાં એક પછી એક એમ ગામો આગળ લેતાજ ચાલ્યા. ડાન્યુબ ઓલંગી જતાં રૂશિયનો પોતેજ ધારતા હતા કે ૩૦ હજાર માણસો મરાશે પણ માત્ર એક હજારની ખૂવારીથી તેઓ ડાન્યુબ પસાર કરી શક્યા. જુલાઇની અધવચ સુધીમાં રૂશિયનોએ પ્લેવના, બાયલા, તીરનોવા, સેલવી, નીકોપોલીસ એ લેઇ લીધાં; અને રસ્તચક જબરા કિલ્લાને ઘેરો ઘાલવાને શાહજાદા અલેકઝાંડરની સરદારી નીચે એક લશ્કર આવ્યું. તુર્કીઓ સુમલા, સીલીસ્ટ્રીઆ, રસ્તચક નેવીડીનના જોરાવર કિલ્લાઓમાં ભરાઈ બેઠા ને રૂશિયનોએ બલગેરીઆની વચ્ચો વચ્ચ તીરનોવામાં પોતાનું મુખ્ય મથક કર્યું.

પણ આરમીનિઆની માફક મોન્ટીનીગ્રોમાં તુર્કોનો દહાડો ચઢતો હતો તેમણે એ પહાડી લોકોને પાછા હઠાડી હરાવતા ને મારતા તેમના પોતાના મૂલકમાં ધાલ્યા ને ત્યાં પણ તેમના એક પછી એક કિલ્લા લેવા માંડ્યા. પણ તેવામાં તુર્કીનો દહાડો બલગેરીઆમાં નમતો થયાથી ત્યાંના લશ્કરની મદદે મોન્ટીનીગ્રોમાંથી ચાળીશ હજાર કરતાં વધું લશ્કર લેઇ સુલેમાન પાદશાહને પાછો બોલાવ્યો. બાકીનું લશ્કર મોન્ટોનીગ્રીયનો આગળ વધી ન જાય માટે તેમને રોકવાને રહ્યું.

રૂશિયનો જુલાઇ અધવચ્ચમાં આરમીનિઆ ખાલી કરી ગયા માત્ર અરદાહાનનો મજબૂત કિલ્લો રૂશિયનોના હાથમાં રહ્યો. તા૦ ૨૦ મી જુલાઈએ જનરલ ગુરકોની સરદારી નીચે બલગેરીઆમાંથી બાળકન ઓલંગી રૂશિયનોનું પંદર હજાર કરતાં વધું લશ્કર આપાર આવ્યું. બલગેરીઆમાં ને બાળકન ઓલંગતાં તુર્કી લશ્કરી અમલદારોએ મન દેઇ રૂશિયનોને નડાવ કર્યો નહિ, રૂશિયના સામે એક મોટી લઢાઇ લઢ્યા

નહિ, અને રૂશિયનોને વગર અડચણે ગમે તેમ મહાલવા દીધા તેથી તુર્કી અમલદારોએ રૂશિયનો પાસેથી લાંચ લીધીછે એવું ઘણાએ તેમના ઉપર તોહમત મૂક્યું. તેથી તુર્કી સરકારે સેનાધીપતિ અબદલ્ કરીમ, રૂમેલીઆનો સેનાપતિ રયુફ, લઢાઈખાતાનો પ્રધાન રેડીફ, અને પારકા રાજ્યોના પ્રધાન સફવત એમને બર તરફ કરી પહેલાની જગાએ મહમદ અલ્લીને અને બીજાની જગાએ સુલેમાન પાદશાહને નીમ્યા. આ બંને સરદારો મોન્ટીનીગ્રો સામા લઢવા ગયેલા હતા. પારકા રાજ્યનો પ્રધાન સરવર પાદશાહ નિમાયો. અરદાહાનનો એશિયાઇ તુર્કી કિલ્લો જલદીથી રૂશિયનોને તાબે કર્યા માટે તેના ગવર્નર મહમદ અને હસન સાબરી ઉપર લાંચનું તોહમદ મૂકી બર તરફ કર્યા. અબદલ કરીમ, રેડીફ તથા રયુફ એ બધાને લેમ્નોસ બેટમાં તરી પાર કર્યાછે.

બાલકન ઓલંગવાના આઠ રસ્તાછે જેમના નામ આપવાની જરૂર નથી. માત્ર બે પાસને રસ્તે રૂશિયનો બાલકન ઓલંગી રૂમેલીઆમાં દાખલ થયા એ પાસોનાં સીપકાને ડેમરકપુ નામોછે. રૂશિયનોએ બાળકનની દક્ષિણનું કાસાનલિક શેહેર જીતી ત્યાં છાવણી નાંખી. પણ હવે મોન્ટીનીગ્રોથી રૂમેલીઆમાં તેમના સામા લઢવાને સુલેમાન પાદશાહ આવી પહોંચ્યો. ને બલગેરીઆનો સેનાપતિ મહમદઅલ્લી પણ આવ્યો ને લશ્કરની સરદારી સુમલામાં લીધી. વીડીન તરફનો સરદાર ઓશમાન પાદશાહ વીડીનનો પુરતો બંદોબસ્ત કરી રૂશિયનો સામો પ્લેવના તરફ આવ્યો. ડાન્યુબના કાઠાપરના રસ્તચકની આસપાસના લશ્કરનો સરદાર અયુબ પાદશાહ બહાર મેદાન પડયો. સુમલાથી મહમદ અલ્લી એંશી હજાર લશ્કરથી પૂર્વથી પશ્ચિમ ભણી ચાલ્યો. આ રીતે રૂશિયનોની ચારે બાજૂએ તુર્કીઓનાં ચાર જબરાં લશ્કર રૂશિયનોને દબાવતાં ચાલ્યાં.

રૂશિયનોએ તા૦ ૨૫ મી જુલાઈથી તા૦ ૩૧ મી જુલાઈ સુધીમાં ઓસમાન પાદશાહના લશ્કરી મથક પ્લેવના ઉપર બેવાર હુમલા કર્યા. પહેલીવાર રૂશિયનોના બે હજાર માણસો માર્યા ગયાં ને હાર્યા. બીજીવારની લઢાઈમાં રૂશિયનોની સખત હાર થઇ. રૂશિયનોનાં ૬૦ હજારને તુર્કીઓનાં ૭૫ હજાર માણસો હતાં. આ લઢાઈમા રૂશિયનોનાં ૮૦૦૦ આઠ હજાર માર્યા ગયાં ને ૨૦ હજાર કરતાં વધારે ઘાયલ થયાં. રૂશિયાને તુર્કી વચ્ચે

મોહોટી લઢાઇ પહેલ વહેલી આજ થઇ ને તેમાં રૂશિયનોએ તુર્કીને હાથે જબરો માર ખાધો. સીપકા પાસનું રૂશિયન લશ્કર ફીલી પોલીસ બણી વધી જતું હતું તેને સુલેમાને પાછું જીતી લીધું. જુલાઈ આખરે રૂશિયનોનો પાસો બલગેરીઆમાં પણ એ રીતે પડવા લાગ્યો.

તુર્કીઓએ જેવી કતલ બલગેરીયામાં સરકારની રજા શિવાય ચલાવી હતી તેવીજ કતલ રૂશિયન સિપાઇઓએ મુસલમાનો પર એજ પ્રાંતમાં ચલાવા માંડી. મુસલમાનો આથી વધારે જોસપર ચઢયા ને જો સુલતાને ડહાપણથી તેમને વાર્યા નહિ હોત તો બીજા પ્રાંતોની તુર્કી ખ્રિસ્તી રૈયત ઉપર એથી પણ વધારે કતલ ચલાવત.

એશિયાની અંદર આરમીનિયામાં, અરદાહાનના કિલ્લામાં રૂશિયનોને ઘેરાઇ ગયેલા આપણે પાછળ મૂક્યા છે. જુલાઇ આખરે તેમના છૂટકારા માટે જનરલ મેલીકોફની સરદારી નીચે રૂશિયનો વધારે લશ્કર લેઈ આવ્યા. તે પછી રૂશિયન સેનાપતિ માઇકલપણ આરમીનિયામાં આવી પહોંચ્યો. પણ તેઓ કાંઇ ઝાઝું કરી શકયા નહિ.

કાર્સ આગળ મેલીકોફે અહમદ મુખત્યાર પાદશાહ સાથે લઢાઇ કરીને બારસેં માણસોની ખુવારી સાથે તેઓ ફરી હારીને પાછા ગયા. બટુમ આગળ દરવિશ પાદશાહે પણ રૂશિયનોને ખૂબ મારમારી પાછા કહાડયા. એરીતે આગષ્ટ આખર સુધીમાં તો તે અરદાહાનના મજબૂત કિલ્લા સુધ્ધાં આખુ આરમીનિયા ખાલી કરી પાછા પોતાના મૂલકમાં ગયા. હાલ બંને લશ્કરો પોત પોતાની હદ ઉપર પડેલાંછે.

યૂરોપના તુર્કી મૂલકમાં એશિયા કરતાં જૂદોજ બનાવ બનવાની તેયારી આગષ્ટ મહિનામાં ચાલી રહી હતી. સરવિયા પોતાના લશ્કર સાથે તુર્કી સામું નીકળવા તૈયાર થઇ રહ્યું હતું પણ રૂશિયાના ઝાર સાથે મન માનતી સલાહ નહિ થયાથી તે પાછું વળ્યું. બાસનીઆના બળવાઓરોએ પણ એજ મહિનામાં એકવાર ફરીને માથુ ઉચક્યું પણ એક સપાટામાં તુર્કીઓએ તેમને પાધરા દોર કર્યા. ગ્રીસે પણ પોતાનું લશ્કર એકઠું કરી તુર્કી સામું નીકળવાનું સઘળું ડોળ કર્યું હતું પણ તેમ કરતાં ઇંગ્લાંડે તેને અટકાવ્યું છે.

આખો આગષ્ટ મહિનો નવું લશ્કર બોલાવવામાં ગાળ્યા પછી રૂશિયનો દોઢ લાખ કરતાં જાદે લશ્કર આગષ્ટ આખર સુધીમાં નવું બોલાવી

શક્યા. રોમાનીયાનો રાજા ચાર્લ્સ પણ પોતાના લશ્કર સાથે બલગેરીઆમાં ઉતર્યો. રૂશિયાનો ઝાર પણ રૂશિયનોને ઉશ્કેરવા બલગેરીઆમાં આવ્યો. તેના પાટવી કુંવર પ્રિન્સ અલેક ઝાંડરે મોટું લશ્કર લેઈ રસ્તચકના મજબૂત કિલ્લાને ઘેરો ઘાલ્યો. રૂશિયનોનું એ રીતે ત્રણ લાખ લશ્કર બલગેરીઆમાં એકઠું થયું. તેમના સામું તુર્કીઓનું પણ બે લાખ લશ્કર હતું. બંનેના લશ્કરમાં દરરોજ ભરતી થતી હતી પણ રૂશિયન લશ્કરની ભરતી વિશેષ હતી. રૂશિયનોની જે ઠેકાણે જબરી હાર થઈ હતી તે ઠેકાણે તેમને હરાવનારના લશ્કરનો નાશ કરવાની નજર હતી તેથી એંશિ હજાર કરતાં વધારે લશ્કર પ્લેવનામાં પ્રીન્સ નીકોલાસ ને રૂમાનીઆનો રાજા ચાર્લ્સ એ બધા ત્યાં એકઠા થયા હતા.

રૂશિયનો જ્યારે આગષ્ટમાં પોતાનું લશ્કર વધાર્યાં જતા હતા ત્યારે તુર્કીઓએ તેમની જીતનો લાભ જલદિથી લીધો નહિ. તેઓ જેટલું કરી શકત તેટલું તેમના ધીમા સ્વભાવથી કરી શક્યા નહિ. પેલો પ્રખ્યાત વેલેન્ટાઈ બેકર ઘોડે સ્વારોનો તુર્કી સરદાર અયુબ પાદશાહની સાથે હતો. મહમદ અલ્લી અને અયુબ પાદશાહે રૂશિયનો સામી એક બે નાની ફતેહો મેળવી, પણ તે ઓસમાનની મદદે આવી શક્યો નહિ. સીપકા પાસમાં ઘેરાઈ ગએલા રૂશિયનો ઉપર તા૦ ૨૧ મી આગષ્ટથી તા૦ ૨૯ આગષ્ટ સુધી સુલેમાન પાદશાહે એક પછી એક એમ ૧૦૪ હુમલા કર્યાં. પણ તેમને ત્યાંથી ખસેડી શક્યો નહિ ને પોતાના હજારો બહાદૂર માણસો આવી નજીવી લડાઈમાં કપાવી નાંખ્યાં. અને મહમદઅલ્લીની કે ઓસમાનની મદદે જઈ નહિ શકતાં સીપકામાં રૂશિયનોને ઘેરીને ત્યાંજ પડી રહ્યો. એ રિતે જો કે રૂશિયનો આરમીનિયા બીજીવાર ખાલી કરી ગયા પણ બલગેરીઆમાં તેમનું કાંઈ તેમ થયું નહિ ને રૂશિયનો વધારે મોટા લશ્કરની મદદથી ઉલટા વધારે બળવાન થયા.

રૂશિયનોએ પ્લેવના ઉપર ત્રીજીવાર તા૦ ૭ મી સપ્ટેબરે લડાઈ સરૂ કરી. તા૦ ૧૧ મી સુધીમાં ઓસમાનના તાબાની કેટલીક અગત્યની ટેકરીઓ જીતી લીધી, પ્લેવનાનો નાસ કર્યો, ને તુર્કીઓને પૂરેપૂરા ઘેરી લીધા. તા૦ ૧૨ મીએ ઉપરા ઉપરી છ હુમલા કરી તુર્કીઓએ તેમની ત્રણ અગત્યની ટેકરીઓ પાછી લીધી ને રૂશિયનો તા૦ ૧૬ મી સુધીમાં ફરીને

હાર્યા. પણ તેઓ આ વખત ઓસમાનના લશ્કરની આસપાસ છાવણી નાંખીને પડી રહ્યા. તેમણે ઓસમાનના લશકરને ભૂખમરાથી મારીને તાબે કરવાનો હવે ઠરાવ કર્યો. તા૦ ૭ મીથી તા૦ ૧૯ મી સુધીમાં આ પ્લેવનાની ત્રીજી લઢાઈમાં રૂશિયનોના ૨૧ હજાર કરતાં વધારે માણસો માર્યાં ગયાં હતાં. આ વખતમાં ઓસમાનની મદદે એશિયા મૈનરથી નીકળેલું લશ્કર આવી પહોંચ્યું ને ઓસમાનના લશ્કરની મજબૂતી કરી. બીજી તરફ રૂશિયનોએ રૂશિયાના વડા શાહજાદાની સરદારી નીચે રસ્તચકને ઘેરો ઘાલ્યો હતો તે ઉઠાડી પ્લેવનાને સીપકાસિવાયનું બલગેરીઆમાં વેરાતું વેરાતું પડેલું સઘળું રૂશિયન લશ્કર રૂશિયાના શાહજાદાની સરદારી નીચે સપ્ટેમ્બર આખર સુધીમાં બાળકનથી સીસ્ટોવા સુધી વહેતી જંત્રા નદિ ઉપર હાર બંધ ગોઠવાયું. એની મતલબ માત્ર ઓસમાનની મદદે મહમદ અલ્લીને અટકાવવાની જણાયછે. પ્લેવના જેવીજ આ ભાગમાં પણ એક મોટી લઢાઇ થવાની વકી છે. સુલેમાન જેણે એક મહિનો સીપકા પાસમાં નકામો ગાળ્યો, તેણે સપ્ટેંબર આખરે સીપકામાં ઘેરાએલા રૂશિયનોને તાબે કરવાની વાત પડતી મૂકી, માત્ર તેમનો ઘેરો રહેવા દેઈ પોતાના લશ્કરના ઘણા ભાગ સાથે મહમદઅલ્લીને કે ઓસમાનને જઇ મળવાનો નક્કી ઠરાવ કર્યોછે.

તુર્કીઓએ આ લઢાઈમાં નહિ કરેલું એવું એક કામ કરવાની તેમણે સપ્ટેંબરે આખરે હિમત ધરીછે. સીલીસ્ટ્રીઆના લશ્કરે ત્યાં આગળ ડાન્યુબ ઉપર પૂલ નાંખી ડાન્યુબ ઓળંગી તેના રોમાનીઆના કાંઠાપરની એક મજબૂત જગા હાથ કરીછે ને રોમાનીયનો જેઓ તુર્કી સામે બલગેરીઆમાં લઢવા આવ્યાછે, તેમના મૂલકમાં જઈ તુર્કીઓએ તેમને ઉલટી ધમકી આપીછે પણ ત્યાં જઇ તુર્કીઓ કેટલું કરી શકેછે, તે હવે જોવાનું બાકી રહ્યું છે. રૂશિયનોએ સપ્ટેંબર આખરે એશિયાના આરમીનિયામાં ફરી એકવાર લઢાઈ કરીછે પણ ત્યાં હારીને તેમને પાછા હઠી જવું પડ્યુંછે. સપ્ટેંબર આખર સુધીમાં લઢાઇની હાલત બંને તુર્કસ્તાનમાં આ પ્રમાણે હતી.

---

# ઘઉંના ખેતરની જમીન વિષે.

જે ઉપર આપણે વસીએ છીએ, બેસીએ છીએ, ફરીએ છીએ, ઝાડપાલો વગેરે ઉગેછે, અને નદી સરોવર ને પર્વત વગેરે છે, તે પૃથ્વિછે.

સઘળા પ્રાણી પદાર્થને સઘળી જાતનો આધાર ને ટકાવ પૃથ્વિથી છે. માટે પૃથ્વિને ખરી મા કહીએ તો કહી શકાય.

માણસ કે જનાવરનું બચ્ચું જ્યાં સુધી માના પેટમાં હોયછે ત્યાં સુધી માના કોઠાની નાળ વાટે અન્નાદિકનો રસ મળવાથી તેનું પોષણ થાયછે. જન્મ થયા પછી માનું દૂધ પીવા (ધાવવા) મળવાથી થાયછે. જન્મ થયા પછી કેટલાએક મહિનામુધી તો તે બચ્ચું ફકત માનું દૂધ પીનેજ જીવેછે. ને પછીથી બચ્ચું જેમ જેમ મોટું થતું જાયછે, તેમ તેમ ધીરે ધીરે મા તેને ખોરાક ખાવા શીખવાડેછે, ને હળવે હળવે દૂધ ધાવવાની તેની ટેવ છોડાવી દે છે. અંતે તેને દૂધ ધાવવું છોડીદેવડાવી ખોરાક ખાવા શીખડાવી મોટું કરેછે. આવી રીતે મા પોતાના બચ્યાને સંભાળથી ઉછેરી મોટું કરેછે પણ ખરૂં જોતાં આ ખરી માના પ્રતાપથીજ સર્વનો આધાર અને નિભાવ થાયછે. કેમકે ખરી માથી પ્રગટ થએલા અનાજ, મેવા, ઘાસ વગેરે પદાર્થથીજ જનેતા માનું પોષણ થાયછે, ને તેથી બચ્યાંનું પોષણ થાયછે. આ ખરી મા ન હોત તો જનેતા મા કે બચ્યાંઓ જીવવા પામત નહિ.

જનેતા મા બચ્યાંને માટે કેટલી એક રીતથી પદાર્થોની ગોઠવણ કરેછે ખરી, પણ ખરી રીતથી પ્રગટ કરી શકતી નથી.

આ ખરી મા એકલા માણસ કે જનાવર જાતનીછે એમ નથી. પણ પશુ, પંખી, જીવડાંને વનસ્પતિ વગેરેની પણ તેજછે. કેમકે એ સર્વેનું પણ ઉપર કહ્યા મુજબ પોષણ એનાથીજ છે.

પૃથ્વિ ઉપર અનેક પ્રાણીઓનો ને પદાર્થોનો સારી રીતે સમાવેશ થવાને પરમેશ્વરે તેનું કદ ઘણું મોટું કરેલુંછે.

આ બહોળા વિસ્તાર વાળી પૃથ્વિનો સઘળે ઠેકાણે એક સરખો ગુણ હોત, તો એકજ ગુણ અને પ્રકૃતિવાળા પ્રાણી પદાર્થો વગેરે તેના ઉપર હોત. ને આ અનેક જાત, ગુણ અને પ્રકૃતિવાળા અનેક પ્રાણી

પદાર્થો વગેરે જે હાલ જોવામાં આવેછે, તે બિલકુલ હોત નહિ. પણ પરમ દયાળુ પરમેશ્વરે તેમાં સઘળે ઠેકાણે એક સરખા ગુણ મૂકેલા નથી.

આ પૃથ્વિનો પોપડો જૂદી જૂદી જાતના ખડકોથી, (પદાર્થોથી) બનેલોછે. જેવાકે—ગ્રાનિટ. સ્લેટ, પથ્થર, આરસ, બીજી કેટલીક જાતના પથ્થર, રેતી, કોયલા, ચાક, વનસ્પતિનો ડટાઈ ગએલો ભાગ, પ્રાણીઓનાં હાડકાં વગેરેનો ડટાઇ ગએલો ભાગ અને અનેક જાતની માટી વગેરે બીજા કેટલાએક પદાર્થો.

પૃથ્વિ ઉપર જાદી જાદી જગોએ તેનો જૂદો જૂદો ગુણછે; માટે ગુણ ઉપરથી તેની માટીની કેટલી એક જાત પડેલીછે. જેવી કે કરાળ, ગેહલ, કાળી, ગોરમટી, થળીઆટી, ગોરાડી, મરડીઆ, ભઠ્ઠીઆ અને રેતાળ વગેરે. વળી જાતો ઉપરથી તેની કેટલી એક પ્રતીઓ પડેલીછે.

મુસલમાન પાદશાહી વખ્તથી જમીનની જાતીની અવલ, દોમ, અને સોમ એવી મુખ્ય ત્રણ પ્રતીઓ પડેલીછે. તેમાં અવલ પ્રતીની જમીન ઝીણી ને એક સરખી કુમાશની હોયછે, તથા તેનો રંગ ભૂરાથી માંડીને છેક કાળા સુધી હોયછે. દોમ પ્રતીની જમીન એક સરખા જાડા કુમાશની હોયછે, તથા તેનો રંગ ઘણું કરીને લાલ કે ઝાંખો હોયછે. સોમ પ્રતીની જમીન જાડા કુમાશની કાંકરીવાળી હોયછે તથા તેનો રંગ ઝાંખા ભૂરાથી કાબરા સુધી હોયછે.

સદરહુ ત્રણ પ્રતીની જમીનમાં બીજી કેટલીક મિશ્ર જમીન હોયછે. પૃથ્વિની સપાટી ઉપરની જમીનના ઉપલા ત્રણ થર (વળાં) ખેડાતા અથવા ખેડના ઉપયોગમાં આવતા ગણીએ, તો નીચે લખેલા કોષ્ટકમાંથી મિશ્ર પ્રતીઓ પડેછે. અને તેની અંદર સઘળી જાતની જમીનનો સમાવેશ થાયછે.

| ઉપલો થર | વચલો થર | હેઠલો થર |
|---|---|---|
| ૧ અવલ. | અવલ. | અવલ. |
| ૨ અવલ | દોમ | દોમ |
| ૩ અવલ | સોમ | સોમ |
| ૪ અવલ | દોમ | સોમ |
| ૫ અવલ | સોમ | દોમ |
| ૬ દોમ | દોમ | દોમ |
| ૭ દોમ | અવલ | અવલ |

| | | |
|---|---|---|
| ૮ દોમ | સોમ | સોમ |
| ૯ દોમ | અવલ | સોમ |
| ૧૦ દોમ | સોમ | અવલ |
| ૧૧ સોમ | સોમ | સોમ |
| ૧૨ સોમ | અવલ | અવલ |
| ૧૩ સોમ | દોમ | દોમ |
| ૧૪ સોમ | અવલ | દોમ |
| ૧૫ સોમ | દોમ | અવલ |

ઉપરના કોષ્ટકમાંની પ્રતીની જમીન શિવાય બીજી કોઈપણ જમીન ખેતીના ઉપયોગમાં આવી શક્તી નથી.

જૂદી જૂદી જાતની વનસ્પતિ ને જૂદા જૂદા ગુણવાળી જમીન માફક છે માટે જે જાતની વનસ્પતિ ને જે જાત કે ગુણ વાળી જમીન માફક હોયછે, તે જાતની વનસ્પતિ ને તે જાત કે ગુણ વાળી જમીન મળે ત્યારેજ તેનો પાક સારો થાયછે. નહિંતો બરાબર અથવા બિલકુલ થાય નહિ.

સાધારણ રીતે જોતાં જમીન ભારે ને ઘટ છે, ને કેટલીક પોચી પણછે. ઘઉં નામના અનાજને અવલ પ્રતીની જમીન જેને કરાળ કહે છે તે બહુ ભાવેછે. આ જમીનનો રંગ કાળો હોયછે, તેમાં ગળાઉ માટીનો ભાગ વધારે છે, અને રેતી કે કાંકરીનો થોડોછે, પણ છેકજ થોડો નહિ. આની પરીક્ષા કરવી હોયતો નીચે પ્રમાણે ક્રિયા કરી જોવી.

એક ગ્લાસ કે વાડકામાં પાણી ભરી તેમાં ખેતરની માટીનું (૫) રૂપિયાભાર તોલનું ઢેફું મૂકવું કેટલીક વાર થયા પછી તે પાણીને સાંઠી કડાના કડકા કે બીજા હરકોઈ લાકડાના પાતળા કડકાવતી હલાવવું. ત્યાર બાદ કેટલીક વાર પછી જોવું. એટલે કાંકરા તથા રેતી તળીએ બેઠેલાં જોવામાં આવશે, અને માટી પાણીમાં ગળી ગએલી હશે. આ માટીને પાણીમાં ગળતાં ઘણી વાર લાગતી નથી.

જે જમીનમાં આવી ગળાઉ માટી (૩-૪) રૂપિયાભાર સુધી હોયછે. તે ઉંચી પ્રતીની કહેવાયછે.

કાળી જમીનમાં ગળવાનો ગુણ વધારે છે. બીજીના જેવા નથી. જે જમીનમાં વધારે પાણી ચૂસવાનો તથા વધારે વાર વધારે પાણી સંઘરવાનો ગુણ હોયછે તેજ જમીન ઘઉંને માફકછે. અધુરૂં.

---

# વિવિધ સંગ્રહ.

રંગ સહિત ફોટોગ્રાફ તુર્તના તુર્ત પાડવાની કળા મ્યુનિકની દરબારી ફોટોગ્રાફરે શોધી કહાડીછે એમ કહેવાયછે.

**વરસાદનું ઝાડ.** દક્ષિણ અમેરિકામાં પીરૂદેશમાં એક નવાઇ જેવા ઝાડની શોધ થઇછે. કહેછે કે આ ઝાડ હવામાંનો સઘળો ભેજ ચુસી લેછે અને તે એકઠો કરી રાખી પોતાના પાંદડા અને ડાળીઓની માર્ફતે વરસાદ રૂપે પોતાની આસપાસની જગા ઉપર રેડેછે ઉનાળામાં જ્યારે નદીનાળાં સુકાઇ જાયછે ત્યારે આ ઝાડ સૌથી વધારે પાણી કહાડેછે. અને ઝાડની આસપાસની જગામાં હમેશાં કીચડ થઇ રહેલો માલમ પડેછે.

**ઈંડિયન મેડીકલ શર્વિસની** પરીક્ષા લંડનમાં થાયછે. તેને સારૂ મુંબાઈથી મી. ફીરોઝશા જમસેદજી દમણીયા આ વર્ષે જનાર છે.

**મદ્રાસની માટ્રિક્યુલેશન પરીક્ષામાં** આ સાલ ૨૨૫૦ ઉમેદવારોછે તેમાં એક સ્ત્રી છે. મુંબાઇમાં હોણ બે સ્ત્રી ઉમેદવારો છે પણ તેની જાત હજી જણાઇ નથી.

**કાંકરીનો વર્ષાદ.** ઔરંગાબાદ ખાતે કાંકરીનો વર્ષાદ થવાના સમાચાર સારી સત્તાથી જાહેર કરવામાં આવ્યાછે.

**રાજકુમાર કોલેજ** પુનામાં સ્થાપવાનો વિચાર સર રીચાર્ડ ટેંપલનો છે. એમ કહેવાયછે.

**વાવ્ય પ્રાંતમાં** ત્યાંના કેળવણી ખાતાના ડિરેક્ટર સાહેબે એવો હુકમ કર્યો છે કે આંગ્લો વર્નાક્યુલર સ્કુલોમાં ઇતિહાસ, ભૂગોળ અને ગણિત શાસ્ત્ર દેશીભાષાની માર્ફતે શીખવવાં અને યુનિવર્સિટીની પ્રવેશક પરીક્ષાને બે વરસ બાકી રહે ત્યારે તે વિષયો ઈંગ્રેજી ભાષામાં ફરીથી લેવા, આ ફેરફાર ઘણો અગત્યનો સઘળાએ વિચાર કરવા જોગછે.

માટ્રિક્યુલેશન—ઈંગરેજીમાં ૪૩૭ પાસ થયાછે એમાં બે યુરોપિયન સ્ત્રીઓ છે.

**પાણીગલણી.** ઈંગ્લાંડમાં એક એવી બનાવવામાં આવીછે કે તેમાં મજબુત ચાહ રેડી હોય તો પણ તે નિર્મળ પાણી થઇને નીકળે.

**લોઢું ખણનારી તથા ગાળનારી કંપની** બંગાળ આયરન કંપની એ નામની બંગાળામાં સને ૧૮૭૪થી વિલાતની સુધરેલી રીત પ્રમાણે લોઢું ગાળવાને ઉભી થઇછે તેનું કામ હવે રસ્તા ઉપર આવ્યુંછે એ ખુશીની વાત છે.

**ગુણવાન કુતરો.** મોસેલ્હી નદી ઉપરના સિઆર્ક ગામમાં હરસ્કિમ-ડર નામના કોઇ શખ્સને કુતરો હતો તે તેને ગમ્યો નહીં તેથી તેનો નાશ કરવાને ઇરાદે હોડીમાં બેસાડી નદીની મધ્યે લઇ જઇને તેને ગળે મોટો પાહાણો બાંધી ઊંડા પાણીમાં ગબડાવી પાડ્યો. તે કુતરો બિચારો એકદમ નિચે ગયો પણ તેણે નીચે તરફડીયાં મારેચાં તેથી ગાળો છુટી ગયો અને તેમ થતાંજ તે પાછો ઉપર આવી હોડીમાં આવવાને મથવા લાગ્યો. કુદી કુદીને હોડીમાં આવવાનું કરે અને એનો દુષ્ટ ધણી એને હડસેલી પાડે એ ઉપરથી એ ચીડવાઇ ગયો અને ઉભો થઇને હલેસાંવડે મારવા લાગ્યો. એ ગરબડમાં એનો પગ ખસ્યો અને પોતે પાણીમાં પડ્યો એને ડુબતો જોઇ પેલો સુનીત કુતરો તેની મદદે દોડ્યો, અને એના ડગલા વડે પકડી આખી નદી તરતો તરતો વહોનું જોર સઘળું ખમીને કિનારે સહી સલામત મુકયો. ટાઇમ્સ આવ ઇંડિયા ૨૭મી અક્ટોબર ૧૮૭૭.

**શુક્રનું અંતર્ગમન** ૧૮૭૪માં થયું હતું તેના અવલોકનનો રીપોર્ટ હાલ ઇંગ્લાંડના સરકારી જ્યોતિષી સર જે૦ બી૦ એરીએ પ્રગટ કર્યોછે તે ઉપરથી સરાસરી અંતર ૯૩૩૦૦૦૦૦ સૂર્યથી ઠરેછે.

---

રાજકોટ ટ્રેનિંગ કોલેજની સને. ૧૮૭૭ની સાલની પ્રવેશક
પરીક્ષામાં ૧૧૪ ઉમેદવાર આવેલા તેમાંથી ૪૯ ઉમેદવારો
પાસ થયા, તેનાં નામ અનુક્રમે નીચે મુજબ.

૧ ભીમજી લક્ષ્મીરામ—૨ ધરમશી મામદ—૩ હરજીવન કહાનજી ૪ નૂરમહમદ ખાનમહમદ—૫ મોહન ધનેશ્વર—૬ જીવણ પરમાનંદ—૭ ભુરા ઝવેર ૮ ઉજમશી બાવા—૯ હરિશંકર પુરસોતમ—૧૦ નરશીરામ તુળશીરામ—૧૧ કુરણાશંકર કાશીરામ—૧૨ કાળીદાસ નારણજી—૧૩ અમૃતલાલ નથુભાઇ—૧૪ વિષ્ણું ઠાકરશી—૧૫ હરગોવિંદ જેશંકર—૧૬ વર્ધમાન જેઠા ૧૭ કરશનજી શામજી—૧૮ ભાઇચંદ ફુલચંદ—૧૯ ચકુ દુર્લભ—૨૦ વસનજી દેવનંદ—૨૧ મથુર જીભાઇ—૨૨ વેલજી કાળીદાસ—૨૩ ભુદરજી કુબેરજી—૨૪ મણીશંકર હરીશંકર—૨૫ વેલશી પુજા—૨૬ કુંવરજી માલજી ૨૭ મૂલજી પાસ્વીર—૨૮ હરજીવન કલ્યાણજી—૨૯ ત્રીકમજી મુલજી —૩૦ તુલશીભાઇ ડુંગરભાઇ—૩૧ અમરજી ઇંદરજી—૩૨ કરસનજી પીતાંબર—૩૩ જીવા દેવશંકર—૩૪ મગનલાલ વિઠલ—૩૫ કેશવજી વિશ્વનાથ—૩૬ સુંદરજી વિરેશ્વર—૩૭ લલુ કાળીદાસ—૩૮ ફુલચંદ નાન—

૨૭૬ રાજકોટ ટ્રેનિંગ કોલેજની પરીક્ષામાં ક્યા ગામના કેટલા પાસ થયા.

ચંદ—૩૯ શીવશંકર પ્રાણજીવન—૪૦ નાનજી ગીગા—૪૧ નાગરચંદ દયાળજી—૪૨ ભવાનીશંકર વિઠલજી--૪૩ હીમતરામ જીવતરામ—૪૪ પુરૂષોતમ નરશી—૪૫ કેશવજી પીતાંબર—૪૬ લીલાધર શીવશંકર--૪૭ કેશવજી કુંવરજી—૪૮ જસરાજ રણછોડ—૪૯ મોતીચંદ વાહાલજી.

---

## રાજકોટ ટ્રેનિંગ કોલેજમાં દાખલ થનાર ઉમેદવારોની સને ૧૮૭૭ની સાલની પરીક્ષામાં કયા કયા ગામના મેહેતાજીઓએ કેટલા ઉમેદવારો મોકલ્યા. તેમાંથી કેટલા પાસ થયા તેનું પત્રક.

| ગામનું નામ. | કેટલા આવ્યા. | કેટલા પાસ. | સેંકડે કેટલા પાસ. | ગામનું નામ. | કેટલા આવ્યા. | કેટલા પાસ. | સેંકડે કેટલા પાસ. |
|---|---|---|---|---|---|---|---|
| રાજકોટ સ્ટેશન સ્કુલ. | ૧૦ | ૭ | ૭૦ | માધવપોર. | ૨ | ૨ | ૧૦૦ |
| લીમડી નં. ૨ | ૮ | ૨ | ૨૫ | લીમડી એંગ્લો વર્નાક્યુલર સ્કુલ. | ૧ | ૧ | ૧૦૦ |
| વઢવાણ. | ૬ | ૨ | ૩૩-૩ | દૂધરેજ. | ૧ | ૧ | ૧૦૦ |
| ભાવનગર નં. ૧ | ૬ | ૫ | ૮૩-૩ | ગઢડા. | ૧ | ૧ | ૧૦૦ |
| રાજકોટ તાલુકા સ્કુ. | ૬ | ૪ | ૬૬-૬ | તળાજા. | ૧ | ૧ | ૧૦૦ |
| ચુડા. | ૫ | ૧ | ૨૦ | ઉમરાળા. | ૧ | ૧ | ૧૦૦ |
| વળા. | ૫ | ૦ | ૦ | કુંડલા. | ૧ | ૦ | ૦ |
| મોરબી. | ૫ | ૦ | ૦ | જસદણ. | ૧ | ૧ | ૧૦૦ |
| ધરાગધરા. | ૫ | ૨ | ૪૦ | બાબરા. | ૧ | ૦ | ૦ |
| લીમડી નં. ૧ | ૪ | ૦ | ૦ | લાઠી. | ૧ | ૦ | ૦ |
| વાંકાનેર. | ૩ | ૨ | ૬૬-૬ | જોધપુર. | ૧ | ૦ | ૦ |
| સાયલા. | ૩ | ૦ | ૦ | ધ્રોલ. | ૧ | ૧ | ૧૦૦ |
| લખતર. | ૩ | ૨ | ૬૬-૬ | લોધીકા. | ૧ | ૦ | ૦ |
| થાન. | ૩ | ૧ | ૩૩-૩ | ગોંડલ. | ૧ | ૧ | ૧૦૦ |
| જેતપુર. | ૩ | ૦ | ૦ | ધ્રાફા. | ૧ | ૦ | ૦ |
| નાગનેસ. | ૨ | ૧ | ૫૦ | ઉપલેટા. | ૧ | ૦ | ૦ |
| હળવદ. | ૨ | ૧ | ૫૦ | ખોરસરા. | ૧ | ૧ | ૧૦૦ |
| સરા. | ૨ | ૨ | ૧૦૦ | સુપેડી. | ૧ | ૦ | ૦ |
| પાળીઆદ. | ૨ | ૧ | ૫૦ | મેંગણી. | ૧ | ૦ | ૦ |
| ભાવનગર નં. ૪ | ૨ | ૦ | ૦ | રાજકોટ પ્રા.સ્કુલ. | ૧ | ૧ | ૧૦૦ |
| પાલીતાણા. | ૨ | ૦ | ૦ | ઉના. | ૧ | ૦ | [illegible] |
| બોટાદ. | ૨ | ૨ | ૧૦૦ | પોરબંદર. | ૧ | ૦ | [illegible] |
| અંબાળીઆ. | ૨ | ૨ | ૧૦૦ | | ૧૧૪ | ૪૯ | ૪૩ |

તા. ૨૦-૧૧-૭૭. }
રાજકોટ }

Navalram Luxmiram,
પ્રિન્સિપાલ, ટ્રે. કોલેજ રાજકોટ.

# કેળવણી ખાતાની ખબરો.

નાગનેશ વઢવાણના મુખ્ય કારભારી હરિભાઇ વીદારીદાસ તરફથી રૂ૨)—સાયલા ઠાકોર સાહેબ તરફથી રૂ૧||=—થાનગઢ ત્યાંના રહીશ ઓઝા ડોસા નાનજી તરફથી ૨૦-૬-૬—ધ્રાંગધ્રા મહારાજા રાજ સાહેબ તરફથી રૂ૫)—સાયલા સાયલાના પારેખ તુલશીદાસ તરફથી રૂ૧)—થાનગઢ મેહેતાજી ઇશ્વર બેચર તરફથી ૨૦-૫-૦—વણા મજકુરના દરબારો તરફથી રૂ૫)—આંણદપૂર ઝાલાવાડના કંટ્રીયર ફોજદાર રાજેશ્રી મહાશંકર વગેરેથી રૂ૧)—પાળીયાદ મજકુરના તાલુકદારો તરફથી રૂ૧૪-૯-૬—ધ્રાંગધ્રા મહારાજ રાજ સાહેબ તરફથી રૂ૨)—વજીર શેખ બાવદીનભાઇ તરફથી—રામપૂરા વઢવાણના મુખ્ય કારભારી હરિભાઇ વીદારીદાસ તરફથી રૂ૨)—થાનગઢ બાઈ ગંગાબા તરફથી રૂ૧—શા નથુ માવજી તરફથી રૂ૩||—તલસાણા રાજેશ્રી વેરાભાઇ તરફથી રૂ૫||—રા. સંતોકરામ દોલતરામ તરફથી રૂ૧)—કામદાર કાળીદાસ મોનજી તરફથીરૂ૧)—વણોદ સરવૈયર કરશનજી જીવા તરફથી રૂ૨||—ધ્રાંગધ્રા મહારાજા રાજ સાહેબ તરફથી રૂ૫)—રામપૂરા વઢવાણના ઠાકોર ઓદાજી રાજ તરફથી રૂ૨)—રલોલ લીંબડી આ. પો. એ. સાહેબ તરફથી રલોલ મુંબઇના આનરેબલ શેઠ સોરાબજી શાપુરજી તરફથી—લીંબડી ગામના સદગૃહસ્થો તરફથી રૂ૪)—થાનગઢ થાનલખતરના આ. પો. સુ. ત્રે. સખારામ એશ્વંતરાવ તરફથી રૂ૫-૧૦—ધ્રાંગધરા મહારાજા રાજ સાહેબ તરફથી રૂ૭)—રામપૂરા ગામના પટેલીઆઓ તરફથી રૂ૧)—લીંમડી નંબર ૨ માજી આસીસ્ટંટ કેવળરામ ભાણશંકર તરફથી રૂ૪||—મોજીદડા ઠાકોર સાહેબ વખતુભા તરફથી રૂ૦|||—રલોલ વહીવટદાર છગનલાલ બાલજી તરફથી રૂ૦||—સીહાણી સીહાણી થાણદાર જયૂરામ કાશીરામ તરફથી રૂ૧૫)—જાંબુ સીહાણી થાણદાર જયૂરામ કાશીરામ તરફથી રૂ૦)—દશાડા તાલુકદાર મલેક ઉમરખાનજી તરફથી રૂ૨)—ધ્રાંગધરા મેહારાજા રાજ સાહેબ તરફથી રૂ૬)—હળવદ માહારાણાશ્રી માનસંગજી સાહેબના મામાના કુમારશ્રી ફતેસંગજી રૂ૩)—હડાલા વહીવટદાર રૂપશંકર જટાશંકર ની તરફથી રૂ૧) માજી મેહેતાજી છગનલાલ હકમચંદની તરફથી

રૂ૧) મેહેતાજી ગુલાબચંદ મોતીચંદની તરફથી રૂ૧) ગામનાલોકોની તરફથી રૂ૩)—પચ્છમ હડાલા વહીવટદાર રૂપશંકર જટાશંકર તથા ફોજદાર ભાઇશંકર હરિશંકર ને કારકુન વીરચંદની તરફથી રૂ૭—૫—૬—થાનગઢ શા ગોવિંદ નથુ તરફથી રૂ૨ા ખવાસ કેસવજી બેચરે રૂ૨)—મોઘકા મજકુરના તાલુકદારોએ રૂ૫)—ધ્રાંગધરા મહારાજા રાજ સાહેબની તરફથી રૂ૧૦) મેહેતાજી શીવશંકર લક્ષ્મીરામે રૂ૧)—લીંમડી નંબર ૨ લીંમડી સ્ટેટ તરફથી રૂ૩૨)—મોજીદડ ગામ તરફથી રૂ૦ાા—રલોલ વહીવટદાર છગનલાલ લાલજીએ રૂ૩)—ગામ તરફથી રૂ૦ાા—જાંબુ શા લાલચંદ પ્રિ: ચાંપશી તરફથી રૂ૧ા—ટોકર ચુડાસમા ભોજ રાજજી આનાભાઇ તરફથી રૂ૦ા—લખતર મજકુરના ઠાકોર સાહેબની તરફથી રૂ૪ાા—થાનગઢ લખતરના રાણાશ્રી કેસરીસંઘજી તરફથી રૂ૪ા—વીઠલગઢ ઝાલાવાડ સીમાડા કમેટીના સાહેબ આ. નથુભાઇએ રૂ૦ાા—અમદાવાદ પોષ્ટ ખાતાના સબ. ઈ. સા. એ. રૂ૦ાા—તનસાણા મજકુરના તાલુકદારો તરફથી રૂ૦ાા—ધ્રાંગધ્રા મહારાજા રાજ સાહેબની તરફથી રૂ૩૬)—હળવદ રાજ સાહેબના મામાના કુમાર શ્રી ફતેસંગજી તરફથી રૂ૪)—સરા સાયલાના મુખ્ય કારભારી ત્રંબકલાલ શીવશંકર તરફથી રૂ૧ા—થાનગઢ શા નથુ વીરજી તરફથી રૂ૦ાા—દસાડા મજકુરના બધા તાલુકદારોએ રૂ૨૦)—ઝીંઝુવાડા ઝીંઝુવાડા સ્ટેટ તરફથી રૂ૩)—વણોદ વણોદના તાલુકદારોએ રૂ૧)—બજાણા બજાણાના દરબાર તરફથી રૂ૬—૭—૦—ગેડી ગેડીના તાલુકદારોએ રૂ૩)

Gopalji Surbhai, Desai,
ડે. એ. ઈ. કાઠિયાવાડ.

---

જાવક નંબર ૧૯૪ સન૧૮૭૭—૭૮

સોરઠ પ્રાંતની સરકારી ગૂજરાતી નિશાળોમાં માહે અકટોબર સ[illegible] ૧૮૭૬થી તે માર્ચ સન૧૮૭૭લગીમાં જેજે ગૃહસ્થોની તરફથી ઇનામ [illegible] આવ્યું તેનું પત્રક.

જુનાગઢ સ. ગૂ. નિશાળ ખુદાવંદ નવાબ સાહેબ. રૂ૧૫) મેહે-

તાજીને પાઘડી. રૂ૧૦) પાઘડીએ, બે આસિસ્ટંટને રૂ૬) દુપેટા આસિસ્ટંટોને રૂ૫૧) છોકરાઓને ચોપડીઓ રૂ૧૧) મીઠાઇ જુનાગઢ પાઠશાળા રૂ૩) સાસ્ત્રીને પાઘડી રૂ૫) છોકરાઓને ચોપડી ત. મીઠાઇ જુનાગઢ ઉર્દુ મકતબ આખૂનજીને પાઘડી રૂ૩)ની રૂ૩) છોકરાઓને ચોપડીઓ—વંથળી ખત્રી રવજી ખીમજી રૂ૨। છોકરાઓને પતાસાં શેર ૧૫—કુતીઆણા આજમ ભાણજી સવજી રૂ૨) છોકરાઓને ચોપડીઓ—બિલખા. સ. ગૂ. નિશાળ બિલખા દરબાર સાહેબ રૂ૨।। મેહેતાજીને એસ રૂ૧) આસિસ્ટંટને રૂ૯) છોકરાઓને ચોપડીઓ રૂ૧। છોકરાઓને મીઠાઇ બિલખા કન્યાશાળા રૂ૨।। મેહેતાજીને એસ રૂ૮) કન્યાઓને ઓઢણા રૂ૧। કન્યાઓને મીઠાઈ—મેદરડાની સ. ગૂ. નિશાળ આજમ મેદરડાના વહીવટદારે રૂ૧) છોકરાઓને મીઠાઇ—પોરબંદર સ. ગૂ. નિશાળ મુંબઇના શેઠ પ્રેમજી ધર્મશી રૂ૬૯) છોકરાઓને ચોપડીઓ રૂ૩) છોકરાઓને મીઠાઇ પોરબંદરે મહેરબાન રાણા સાહેબ તરફથી રૂ૧૨) છોકરાઓને મધરાસીના ફેટા તથા રૂમાલ રૂ૩) છોકરાઓને મીઠાઇ પોરબંદર દરબારી કન્યાશાળા મુંબઇના શેઠ પ્રેમજી ધર્મશી રૂ૧૮) કન્યાઓને ઓઢણા તથા ચોપડીઓ રૂ૧) સદર મીઠાઇ પોરબંદર મહેરબાન રાણા સાહેબ તરફથી રૂ૪) કન્યાઓને ઓઢણા રૂ૦।। કન્યાઓને મીઠાઇ પોરબંદર બુદ્ધિ વર્ધક નિશાળ લક્ષ્મી નારાયણના તડ તરફથી રૂ૪) છોકરાઓને ચોપડીઓ તથા પતાસાં પોરબંદર શેઠ કાનજી પીતાંબરની વીધવા બાઇ કુવરની તરફથી રૂ૧) છોકરાઓને મીઠાઇ રૂ૦-૫-૦ ચણા વેચ્યા. પોરબંદર આજમ ત્રીકમરાય હાલચંદ રૂ૩) મેહેતાજીને પાગડી પોરબંદર રાજશ્રી ભાણજી સવજી રૂ૩-૩-૫ છોકરાઓને ચોપડીઓ પોરબંદર આજમ પરમાનંદદાસ વંદ્રાવનદાસ રૂ૨।। છોકરાઓને પતાસાં પોરબંદર આજમ નાનાલાલ હરખચંદ રૂ૦।। છોકરાઓને ચોપડીઓ—ચોરવાડ ખૂદાવંદ નવાબસાહેબ (રૂ૫) છોકરાઓને મીઠાઇ—કેશોદ ખૂદાવંદ નવાબસાહેબ રૂ૪) છોકરાઓને રૂમાલ તથા મીઠાઇ—મેંજેવડી ખૂદાવંદ નવાબસાહેબ રૂ૦।। છોકરાઓને મીઠાઇ—મેસાણ ખૂદાવંદ નવાબસાહેબ રૂ૧) છોકરાઓને મીઠાઈ—મહીઆરી ખુદાવંદ નવાબસાહેબ રૂ૦।। છોકરાઓને મીઠાઇ—બાલાગામ

ઠાકોર સાહેબ હરભંમ જીભાઇ તથા ગામના માજાન તરફથી રૂ૧ાા મેહેતાજીને પાઘડીનો રૂ૬ાા છોકરાઓને મીઠાઇ તથા રૂમાલ—જુનાગઢ કન્યાશાળા ખુદાવંદ નવાબસાહેબ મેહેતાજીને પાઘડી ત. આસી. ને સાડલો રૂ૨૭) કન્યાઓને ઓઢણા, રૂમાલ, તથા મીઠાઈ જુનાગઢ પાટવીકુમારશ્રી બહાદૂરખાનજી રૂ૧) કન્યાઓને મીઠાઈ જુનાગઢ મુંબઇના શેઠ પ્રેમજી ધર્મશી રૂ૧૨) છોકરાઓને ચોપડીઓ—માંગરોળ સ. ગૂ. નિશાળ મેહેરબા દરબારસાહેબ રૂ૮) મેહેતાજીને પાઘડી રૂ૨૯–૧૪–૦ છોકરાઓને ચોપડીઓ રૂ૮) આસિસ્ટંટોને દૂપટા રૂ૧ાા નિશાળના પટાવાળાને દૂપટો રૂ૪ાા છોકરાઓને મીઠાઈ માંગરોળ કન્યાશાળા મહેરબાન દરબાર સાહેબ રૂ૨) મેહેતાજીને પાઘડી રૂ૫) કન્યાઓને ચૂદડીઓ—લોઅની નિશાળ મેહેરબાન દરબારસાહેબ રૂ૨ાા મેહેતાજીને પાઘડી રૂ૫) છોકરાઓને ચોપડીઓ રૂ૧–૩–૦ મીઠાઇ લોઅ ધર્મસમાજ સભા તરફથી રૂ૧ાા મેહેતાજીને પાઘડી રૂ૦–૧૪–૦ છોકરાઓને ચોપડીઓ રૂ૦–૧૧–૧૧ છોકરાઓને મીઠાઇ—વેરાવળ સ. ગૂ. નિશાળ ખુદાવંદ જુનાગઢના નવાબ સાહેબ રૂ૪) છોકરાઓને મીઠાઇ—પાટણ ખુદાવંદ જુનાગઢના નવાબ સાહેબ રૂ૧) છોકરાઓને મીઠાઈ—ઉના ખુદાવંદ જુનાગઢના નવાબ સાહેબ રૂ૫) છોકરાઓને મીઠાઇ—સુત્રાપાડા ખુદાવંદ જુનાગઢના નવાબ સાહેબ રૂ૦ાા છોકરાઓને મીઠાઈ—દેલવાડા ઉનાના આજમ ફોજદાર સારંગધર મુળશંકર રૂ૪) છોકરાઓને મીઠાઇ દેલવાડા શા નથુ જીવન રૂ૧) છોકરાઓને મીઠાઇ દેલવાડા ખુદાવંદ જુનાગઢના નવાબ સાહેબ રૂ૩–૨–૦ છોકરાઓને મીઠાઇ.

અધુરૂં.

---

## काहानडदे प्रबंध.

तल्यां सुखडां तोलइं मांन ॥ नागर वेलि अणीआलां पांन ॥
इणि परिवस्तु विकाइं बहु ॥ जे जोइइं ते लाभइ सहु ॥१७॥
घडी २ घडीयांले सांन ॥ राति दिवसनां लाभइ मांन ॥
चुहटां चुक्र चतुरां वणां ॥ ठामि ठामि मांड्या पेखणां ॥१८॥
सेरी सांथ मोकली वाट ॥ नगरमांहि छोह पंकित हाट ॥
घांची मोची सूइ सूतार ॥ वसइ नगरमांहि वर्ण अढार ॥१९॥
गांछा छीपा नइं तेरमा ॥ विवसाईआ वसइं नगरमा ॥
आपपणे काजि सहू मिलइ ॥ चुहटइ हईइ हइउं दलइ ॥२०॥
आठ पुहरी नित पुजा करइ ॥ ईडां धजा वस्त्र फरहरइ ॥
वलते तारे हुइ नितु जात्र ॥ नाटकनृत्य नचावे पात्र ॥२१॥
पुरइ प्रत्या जे ध्याइ लोक ॥ भूख दूख नइ टालइ शोक ॥
जोइ जिणाला ठांम विसाल ॥ वसही देहरा नइं पोसाल ॥२२॥
गढ उपरि जल ठांम विशाल ॥ झालर वावि कुंडजा वालि ॥
वारू वावि मांडही तणी ॥ साहण वावि अति सोहांमणी ॥२३॥
रांणीतणी वावि गंभीर ॥ नढरख वावि निर्मल नीर ॥
शोभित वन्न वरूक्रा करू ॥ नदी तरूअर फल वावरू ॥२४॥
साल्हा वावि करहडी जांणि ॥ कान्हडमेर रूयडुं वखांणि ॥
साल्हावाडी तरू अरचंग ॥ रायतणा छइ मंडप रंग ॥२५॥
जेणइं बेइसइ जालहुर कान्ह ॥ राज रीद्धि छइं इंद्र समान ॥
राम पोलि अति रलीआंमणी ॥ त्रणि पोल तलहटी तणी ॥२६॥
पोल फूटरी पाटणतणी ॥ चीतुडी नइ ढीलीतणी ॥
बारी पोलि भलेरू भाव ॥ कुंयरतणु तलहटी तलाव ॥२७॥

सुंदर नाम तळावह जेउ ।। भोले लाउकि चोली वेउं
पांणी तणी जे परव अपार ।। सहुको मांडइ शत्रुकार ।।२८।।
जे पहिरइ मुद्राकां घडी ।। आविइ यति योगी कापडी ।।
देशांतरी पंखीआ भाट ।। अन्नयवारी पूछइवाट ।।२९।।
तरूअर छांह परस चुवटे ।। राउत रमइं नितुं जूवटे ।।
नगर नायका रूप अपार ।। नितुं २ नवला करइ सिणगार ।।३०।।
तासतणइ मंदिर वीसमे ।। भोगी पुरुषज तेहस्यूं रमइं ।।
वावि सरोवर वाडी कूआ ।। नगर निवेसि ढलइ ढीकूआ ।।३१।।
गढ गिरूउ जेस्युं कैलास ।। पुण्यवंतनु ऊपरिवास ।।
जिस्यु त्रिकूट टांकणें घड्युं ।। सपत धातु कोसीसे जड्युं ।।३२।।
झणिफारकी विसमा मार ।। जेणिइ ठांमि रहइ झूझार ।।
झूझणहारना सम दावली ।। वसमी वार वहइ ढीकली ।।३३।।
गोलायंत्रमां गरवे तणां ।। आगइ गढ ऊपरिं छइ घणां ।।
उपरिं अन्नतणां कोठार ।। व्यापारीआ न जांणुं पार ।।३४।।
मांणकु मोती सोनांसार ।। गढमांहि गरथ भर्या भंडार ।।
टांकी वाव भर्या घी तेल ।। वरस लाख पुहचइ दीवेल ।।३५।।
जूना साला सूकां खड ।। इंधण भर्या घणां लक्कड ।।
जालहुर गढ विसमु घणुं ।। चाहूआंण रायतणूं बइसणुं ।।३६।।
काहनडदे पाटनु धणी ।। बीजी भूमि भोगवइ घणी ।।
राज रिधिनुं कसिउं वखांण ।। चालइं पंचवर्ण केकांण ।।३७।।
वरिइ सेलडी साकरनें द्राख ।। अति रूडा तुरंगम लाख ।।
पांणीहारि पोलीया सूयार ।। दाशदीकला शंख न पार ।।३८।।
श्री गुरणावइ गरणां भलां ।। सांणहता महितारा उला ।।

नगर तलहार देस सेलहुत ॥ देहरासिरि विप्र परोहित ॥३९॥
अवधानी अतेटावरी ॥ करइ मसांणी चिंतातुरी ॥
भंडारी कोठारी जेह ॥ पूरइ वरू राउल तेह ॥४०॥
आव्या गया नइं दीजइं दान ॥ बुधीवंत राउला प्रधांन ॥
नितु २ करेइं राउलांवतां ॥ पोसांतां दीजइ कण हतां ॥४१॥
चाहूआंण घरि आजु लगइ ॥ ठकरालां राऊतउलगइं
सोहलंकी वाघेला सुहड ॥ रोसाला राउत राठोड ॥४२॥
राकराऊत चाउडा नइ हुंण ॥ अतिफूटरा ऊतारइ लूंण ॥
जयवंता यादव परमार ॥ गोहिल सवे सवला झूझार ॥४३॥
एणिपरिं राजवंशी जे सवे ॥ लिइ ग्रास गाम भोगवइ ॥
तरूआरे सोनानी मुठ ॥ केरडां खेडां घालई पूंठि ॥४४॥
केडि कटारी हीरे जडी ॥ पाड सूत्रनी छइ दामणी ॥
भला भलेरा देशइ हाथि ॥ वयरी सिउं ते वाहइ वाथ ॥४५॥
मेघवनां फडा बंधवा ॥ पाए मोजडां पोगर नवा ॥
घाट पटातणा गजवेलि ॥ अलविइ आगिला हींडइ गेलि ॥४६॥
साव लोह भालाने सांगि ॥ लिइ हथियार सव मन रंगि ॥
नवा सावटु ठेसिइं पाय ॥ उलगीइं काहनडदेराय ॥४७॥
रंग विरंगी मूहगइं मूलिं ॥ पहिरइ एक कणयरी झूलि ॥
भोजनवार मांडीइ त्राट ॥ कीरति बोलइ चारण भाट ॥४८॥
सेव सूंहाली लाडू गळ्या ॥ आच्छा मांडा पापड तळ्या ॥
खाजां खडक सालणे वली ॥ कूर कपूर तली पापडी ॥४९॥
पंचधार लापसी कंसार ॥ धान रसोना भाव अढार ॥
अति उंजलां ढेपलां दही ॥ भुंजाई राउत लहिइं सही ॥५०॥

पांन कपूर दीइ थई यात ॥ चोया सरस चोलिया हाथ ॥
मुडा धानी कुमरी घणी ॥ अंते उरी काहनडदेतणी ॥५१॥
सवि सुकुलीणी रूप अपार ॥ माणिक मोतिना सिणगार ॥
वडेरालगुनि एहवी रीति ॥ हीद्रइ सवे राय नइ चिंती ॥५२॥
काहनडदे राजा सुविचार ॥ रूपिइं जसिउं अश्विनी कुमार ॥
बोलावीइ नितु परधांन ॥ छइ दरसन नइं दीजइं दान ॥५३॥
मंडपि मुहल दीइ भूपाल ॥ नाचइ पात्रउं गटइ ताल ॥
जाणइ जेह भरह संगीत ॥ पाटबंध ते गाइ गीत ॥५४॥
खित्रीवट जे साहस धीर ॥ मालव देव छइलहुडु वीर ॥
जिसी प्रीति लखमणनइं राम ॥ राज अनइरई एहवी माम ॥५५॥
जिसी प्रीति हणुंया सुग्रीव ॥ जांणि नही जूजूया जीव ॥
सिकिर छत्र चामर ढालीइं ॥ साचवइ न्याय लोक पालीइं ॥५६॥
देस २ ना आवइ माल ॥ कानमाल बेऊपरिसाल ॥
मोटिमं घरि चाहूयाणह तणी ॥ राजकरइ थानक आपणे ॥५७॥

॥ दुहा ॥

राजरिद्ध निर्मल सूणी ॥ पून्यतणइ परिमाणि ॥
पदमनाभ पंडित भणइ ॥ सिर धुंणिउं सूरतांणि ॥५८॥

॥ चउपै ॥

कहि पातसाह सांभलि माय ॥ इसिउं दुर्ग किम लेणु जाइ ॥
कुंमरी तिवण जांणिउं किऊं ॥ जई जालहुरि वचन कां दिउं ॥५९॥
कुंमरी भणइ अवधि मिइ कही ॥ तिणि दिनि गढ भेलासि सही ॥
तिणि अवसरि बोलिउ सुलतांन ॥ सुकुन बोल ताहरा प्रमांण ॥६०॥
राजा भणइ मुहलमांहि आवि ॥ सुलतांनि बंदा तेडावि ॥
कमालदीन मलिक तेडिउ ॥ सीह पातलु साथिइं गयुं ॥६१॥

सादी मलिक मांन छइं घणूं ॥ मलिक अमाद लें माटीपणू ॥
नयामदीन मलिक बलवंत ॥ मलिकने वजांणे जयवंत ॥६२॥
मलिक बाहदीन बोलावीउं ॥ लाख २ साहण आपीउ ॥
बंदितणां सवे अईयार ॥ हूंसे मुसे खबरदार ॥६३॥
अहिमद महिमदने हाजीऊ ॥ आबू बाबू नइ गाजीउ ॥
मारगदाई ताजनमीर ॥ मोजदीन आराहिपीर ॥६४॥
साहबादीन पीरोजु वजी ॥ क्यामदीन सिउं जाय मिली ॥
बहिरदीन निबगसुं भणउं ॥ राज दीनबंदु तेहतणुं ॥६५॥
मलिअइ आज प्यारु मीर ॥ नथू अबूगदाई वजीर ॥
सावदीन आदन अभीरांम ॥ सलेमांन अवदलु करीम ॥६६॥
आसीमी रणमुंमण नस्युं ॥ ईछु भीषू मीठू सीसु ॥
चिगनुं चादुनइ मारूप ॥ काबिल भरमु भयंकर रूप ॥६७॥
बदरदीन सेखनइ सधू ॥ बाहादरईसप प्यारु बधु ॥
मलिकईआ जहां सामंजीर ॥ गटूकदुकमासु मीर ॥६८॥
तुरकतणु पार नवि लहुं ॥ इंणिपरि नांम केतला कहुं ॥
गमे २ चडीआता फिरइ ॥ ढीली नगरि मेलावा करइ ॥६९॥
एकतणी न जांणुं भाष ॥ चाल्यां कटक चडी नव लाख ॥
असपति राय तणइ फरमांणि ॥ खांन ज्यां राखिऊ दीवाणी ॥७०॥
दीधी सीख पातसाह घणी ॥ फोज करे ज्यो आप आपणी ॥
वचन दीउं जालहुरें राय ॥ कटक न आवइ राती वाय ॥७१॥
मारगि रहेज्यो जूजूइ गांम ॥ तिहांथी जाज्यो एके ठामि ॥
ल्युं असबाप सामटु अनइं ॥ वरस आठ तणइ माजनेइ ॥७२॥
लाख लाख साहणनी वाट ॥ देश देश सहस दीबाणी हाट

लाभइ चाउल मूंग नइं लूंण ॥ आटा गुल घी खाइ कुंण ॥७३॥
लाभइ खांड तेलनइं मीरी ॥ करइ सालणां लाभइ सझी ॥
अजमां जीरां लाभइ बहु ॥ वेसण ओहालीलिसहु ॥७४॥
लाभइ नवी तिली नइ विझी ॥ कोठीवडां तणी काचरी ॥
आदा सूरण केलां हूआं ॥ बीजोरां दाडिम लींबुआं ॥७५॥
लाभइ खारिक फोफल द्राख ॥ वली लाभइ नालीयरना लाख ॥
वली लाभइ साबू कटोल ॥ हाटि हाटि छे निरतां तोल ॥७६॥
गांधि हाटि पांमीइं पडी ॥ रोग नइ आवइ एके घडी ॥
साथि आवइ घोडानी लास कटक मांहि मांडी निखास ॥७७॥
लाभइ कापड नइ हथीआर ॥ मोजां कोसिन लाभइ पार ॥
एवडु वरूदी वांणज सहइ ॥ सहु चुगणां मसारा लहइ ॥७८॥
हारतणुं पार नवि लहइ ॥ घणां लोक विवसाई आवहइ ॥
खांडां तरकस तीर कमांण ॥ जरही जोण पूरइ दीवांण ॥७९॥
मोटा मलिक गूदरइ वलइ ॥ घोडुं मरइ नवुं मोकलइं ॥
चाल्या कटक सोनागिरि भणी ॥ पूंठि वनगइ आवइ घणी ॥८०॥
भोई मेहर घणां तबाख ॥ भठीयारां धीवरना लाख ॥
ढाढी मतरव गाइं गीत ॥ ठांमि २ निपजइ मसीत ॥८१॥
आगलि उड समारइ वाट ॥ बार सहससूतार सिलाट ॥
मालि तंबोली सोनार ॥ चालइ घाट हीडा लोहार ॥८२॥
कंसारा त्रांबहि डरसवइ ॥ चालइ कारू नारू नवइ ॥
तीर गरवगनी गरवली ॥ खास खवास सांचरइ मिली ॥८३॥
भाठी मद वेचइ खंभार ॥ चौदसहस चालइ चंमार ॥
द्राम रोकडा आपइ हाथ ॥ उरति पूंगडां लीधां साथि ॥८४॥

मलीक लहइ बिमणी करियाति ॥ चालइ कदीहनें राति ॥
जेणेंइ ठामे कटक उत्तरइ ॥ बेगिंकाठ गढ खाई करई ॥८५॥
चडयां कटक सीखांमण हूई ॥ ददांसनां वर साथि देइ ॥
दिसिख राजातेणि भावि ॥ वीरमदे जीव तु लेइ आवि ॥८६॥
एक वातहइइ जाणिजे ॥ वीरतणुं मस्तक आणिजे ॥
संसालि जे कुल मांहिं करी ॥ छांनी वात कही कुयरी ॥८७॥
लालसिरा चातुरकज जिहां ॥ मलिक मसूरातिब इसइं तिहा ॥
वलि वचन बोलइ सुरतांण ॥ अह्म एणी परि करिज्यो जांण ॥८८॥
जोयण २ पालासइं वीस ॥ मेल्हे वली ढोल च्यालीस ॥
घोडा सहस एक असवार ॥ सुरतांणि ढोउं हुइ जेणि वारि ॥८९॥
वाजइं ढोल सवे जेतलइं ॥ जांणुं खबर अह्मो ततलइं ॥
कटक मेडतइ चाली गयां ॥ नव लाख एकथाहरि थयां ॥९०॥
वीजड भाट चालीउ जिसइ गोल्हण साथि मोकलिउं तिसइं ॥
गोल्हण गयुं जालहुर मांहिं ॥ तु अवगुणना कीधी राइ ॥९१॥
जोयुं मलक मसुरनूं पणुं ॥ सज थाज्यो करस्यूं पेरणुं ॥
लेख लखांणां पाद्रि पाद्रि ॥ तेडां गयां साचुरि घराद्रि ॥९२॥
काकर नयर वाराहि बेऊ ॥ कांध गेहडीना राउत जेउ ॥
अमरकोटनइ वीकमपुर ॥ जेसल महिर गढ वाधणहुर ॥९३॥
पारकर पोगलूं मरोट ॥ धाट पोकरणि आल्हण कोट ॥
काछां जागलूं जासहर सारणि चेत्रा नाई सर ॥९४
जोहल वाडूनइं देनेर ॥ कइल वाडू गढ बाहडमेर ॥
सिंधू सवा लख नरवर जांणि ॥ सवेदे सुत बोलावी आंणि ॥९५॥
वली बमानइं नावरूं ॥ ढीकोडूं सोजित वाहरू ॥

पाड़ा डुंगरी वोरि छोलि ॥ झोडियालि राणिक काछेलि ॥९
घाटुं सीसुटुं छवाण ॥ भाइलें बोरी मोटुं ठांण ॥
चुंडाऊलि चांगु किरि आप ॥ सीमाडास्युं मांडइ व्याप ॥९७॥
झलहल पाद्रवरां सांतसा ॥ आबतणा देवडा जिसा ॥
त्रसांग मृदांनु भेलडी ॥ वाघेला बारड गया चडी ॥९८॥
पोसीना नगर नई सेहर ॥ गढ तारंगा पाहलणपुर ॥
समीयांणां राडुद्रा रोहावि ॥ संधि मेहे वाधणी बोलावि ॥९९॥
भाद्राजण मंडोरह तणां ॥ सूरा चंदीराऊत घणां ॥
बालीसना सीसोदीया ॥ सोढानइ सींधव आवीया ॥१००॥
ते पंचाससहस असवार ॥ राउल भेटी करूं जूहार ॥
एक लाख खांडाधर वली ॥ छत्रीसइं राजकुली मिली ॥१॥
हींदू घणां जे जालहुर माहि ॥ कटक कहुं ते गोहलण साहि ॥
गढ मेडतानइं सिउंद्रडी ॥ दीयां पीयाणां चाल्या चडी ॥२॥
पंचवीस सहस असवार ॥ बिमणा पाला झूंझण हार ॥
राउल मालदे चालिउं चडी ॥ पुहतावाडी खटुकडी ॥३॥
कुयर वीरम भद्राजनि गयु ॥ राउल काहन आयस दीयु ॥
मालदेवनूं दल जेतलुं ॥ कुंअर वीरमदे दल तेतलुं ॥४॥
एक दिवसि कुंयर रणिभडइ ॥ बीजइ दिवसि मालदे चडइ ॥
हींदूंए दल प्राणि दम्यां ॥ आठ वरस ईणि परि गम्यां ॥५॥
ढीलीभणी लखी अरदास ॥ हींदूए दल पाडिउ त्रास ॥
कटक तुरक थयु संघार ॥ सतरसे पाड्या अईआर ॥६॥
मोटा मलिक किसीपरि करइ ॥ हींदूतणुं कोइ नवि मरइ ॥
वलतुं पातसाह इम भणइ ॥ नवलाख साहण आपणइ ॥७॥